# જ્ઞાનામૃત



અનેક ગ્રંથમાંથી સંશોધન કરી સંગ્રહ કરનાર

સદ્‌ગુરૂ સ્વામી સનાતનદાસજીના શિષ્ય

સ્વામી જગત્પાવનદાસજી

—વડતાલ—

છપાવી પ્રસિદ્ધ કરનાર

વડતાલના કોઠારી ચતુર ભગતની આજ્ઞાથી

શાસ્ત્રી નીલકંઠજીવનદાસજી

—વડતાલ—

સર્વ હક છપાવનારને સ્વાધીન છે.



આ ગ્રંથ પેટલાદ પરગણે વસોના શ્રી સ્વામિનારાયણના

મંદીરમાં લખાવ્યો છે

લખનાર શિષ્ય

નારાયણ નાનભાઇ પટેલ

મુ. વસો.

આવૃતિ પહેલી પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૫ સને ૧૯૨૯

કીંમત રૂ. ૧ કાચું પુંઠું પાકુ પુંઠું રૂ. ૧।

# પ્રસ્તાવના

સભ્ય મહાશયો, આ ' જ્ઞાનામૃત ' ગ્રંથની પ્રસ્તાવના લખતાંજ જણાવું છું કે:—

આ ગ્રંથની દરેક વારતા મનન કરવા યોગ્ય છે આમાં નીચે દર્શાવેલા ગ્રંથોની સહાય લીધેલી જણાય છે પંચતંત્ર, અકબર બીરબલ, શામળ ભટ્ટ, ભોજ પ્રબંધ આદીક તેમજ મહાત્માઓના મુખદ્વારા કેટલીક પારંપરાગત પ્રાપ્ત થયેલી પરંતુ આ વારતાનું લખાણુ નોખીજ ઢબછબનું છે. આમાં વીનોદની સાથે કેટલુંક વ્યવહારીક જ્ઞાન તેમજ પારમાર્થિક જ્ઞાનનો ઉપદેશ છે ને જે હાસ્ય રસ છે તે પણ બીભત્સ નથી ને તે વાર્તા વાંચતાં મધુર શબ્દ શ્રેણીથી તલ્લીન કરે છે કીબહુના આ ગ્રંથ સંપ્રદાયિક તેમજ સર્વને સરેખો ઉપયોગી થઇ પડે તેમ ભાસે છે આમાં વાર્તાના વિભાગ પાડયા છે તે એવી રીતે કે સત્સંગના મહાત્મ વીષે, બુદ્ધિ વિષે, લોભ વિષે, કામ વિષે, મુર્ખતા વિષે તથા પરચુરણ એવી રીતે છો ભાગનો આ ગ્રથમાં સમાવેશ કરેલો છે તેમાં જુદા જુદા વિષય ઉપર તેને લાગુ પડતિ વાર્તાઓ ગોઠવવામાં આવેલી છે જેથી વાંચનારને ઘણોજ આનંદ ઉપજે તેમ છે અને પ્રથમ તેની અનુક્રમણિકા પણ યોગ્ય રીતે લખી છે જ્ઞાનામૃત તે વાર્તાનો સમુદ્રજ છે તેમાં પુષ્કળ વીનોદી વાર્તાઓનો સમાવેશ કર્યો છે જે પ્રાણીનું આયુષ્ય સતત સદ્-ઉપયોગમાંજ જાય છે તેનું જીવીત ધન્ય છે બાકી પેટ તો પશુ જાતિ પણ ભરે છે પરંતુ પોતાની આખી ઉંમરમાં કોઇને ઉપયોગી આપણુ એકાદ પણુ કામ ન થયું ત્યારે જીવીને કેવળ અમુલ્ય આયુષ્યજ ગુમાવ્યુ છે માટે આ ગ્રંથનો સરળ ઉદ્યોગ પ્રસંસનીય છે પણ ઇર્ષાળુ તથા મચ્છર વીગેરે દોષવાળાને નહી ગમે કારણુ કે જેમ વરસાદ વરશે છે ત્યારે આખી પૃથ્વી નવ પલ્લવ થાય પણ જવાસાનું ઝાડ સુકાઇ જાય છે તેમ તે સારૂ છેવટ બે બોલ બોલું છું કે આ ગ્રંથ લખતાં કંઇ ઓછુ અધીકું લખ્યું હોય તો વાંચનાર ભુલચુક દર ગુજર કરશો એવી આશા છે. કહેવત છે કે ભણ્યો ભુલે ને તારો ડુબે.

# અનુક્રમણિકા.

| વિષય | પાન |
| --- | --- |

## સત્સંગ તથા સંતસમાગમ વીષે,

### ( ૧ ) નારદજી અને ભગવાનનો સંવાદ.

એક વખતે નારદજી ભગવાન પાસે ગયા, ત્યારે ભગવાને સન્માન કરીને બેસાડયા. પછી ખુશીના સમાચાર પુછયા કે કેમ નારદજી ખુશીમાં છો ? ત્યારે નારદજી કહે હા મહારાજ. ખુશી આનંદમાં છીએ. પછી નારદજીએ પુછયું કે—સંતસમાગમ નો મહીમા કહો. ત્યારે ભગવાન કહે જે—તમો કાશીએ જાઓ. ત્યાં કાશીથી દક્ષીણ દીશા નજીક એક બાગ કરવાનો કુવો છે. તેના ઉપર ઝાડ નમેલું છે તે ઝાડ ઉપર એક લાલ ડોકનો કાચીંડો છે. તેને જઇને સંતસમાગમનો મહીમા પુછજો. એમ કહીને નારદજીને વિદાય કર્યા. નારદજી કાશીમાં જઇ તે જગ્યો ખોળી કાઢીને તે કાંચીડાને પુછયું જે હે લાલ ડોકના કાચિંડા તું સંતસમાગમનો મહીમા કહે. એમ કહેતામાં તે કાચીંડો ઉપરથી પડીને તરફડીને મરી ગયો. ત્યારપછી નારદજી તો ભગવાન પાસે આવીને શોક કરતા બોલ્યા જે, હે ભગવાન તમેતો મુને પુછવા મોકલ્યો પણ મારે તો સામી હત્યા થઇ, કારણકે તે બોલ સાંભળતાંજ હેઠળ પડીને મરી ગયો, ત્યારે વળી ભગવાને કહ્યું કે તેજ ઝાડ ઉપર એક પોપટ છે. તેને પુછો ત્યારે વળી નારદજી પાછા આવીને તે પોપટને પુછતા હવા ત્યારે તે પોપટ પણ પુર્વની રીતે મૃત્યુ પામ્યો. ત્યારે નારદજી શોકાયમાન થઇને ભગવાન ઉપર કંઇક કટાક્ષ જુકત થઇને બોલતા હવા કે—અરેરે દયાળુ થઇને મને બે હત્યાઓ વળગાડી. ત્યારે ભગવાને કહ્યું કે શું થયું ? શા માટે શોક કરો છો ? ત્યારે નારદજી કહે છે, એ પોપટ પણ મૃત્યુને પામ્યો ત્યારે ભગવાન કહે છે કે કંઇ ફીકર રાખશો નહી. એજ ગામના રાજાને ત્યાં હાલ દીકરો થયો છે. તેને જઇને તમે પુછો ત્યારે નારદજી બોલ્યા જે ના, ના. મહારાજ. બે હત્યાઓનો તો કોઇ તમારાવિના જવાબ લેનાર નથી પણ આ તો રાજા. તે તુરત ફાંસીએ ચઢાવેકે કેદમાં

નાંખે, માટે તમારે કહેવું હોય તો કહો. હું તો હવે ન જાઉં. ત્યારે ભગવાન કહે જે તમને કંઇપણ હરકત થશે નહીં ને તમો એકદમ એ છોકરાના પારણા પાસે જઇ બેપીકર થઇ પુછજો. ત્યારે નારદજી ત્યાં જઇને તેજ પ્રમાણે પુછતા હવા-જે હે! રાજકુમાર સંતસમાગમનો મહીમા કહો, ત્યારે તે પુત્ર એકદમ હોંશિયારી લાવી બોલ્યો-જે તમે મને શું પુછો છો. પહેલો હું કુત્રા ઉપર કાચીંડો હતો તે તમે સંતસમાગમનું નામ લીધું, તે પુન્યે કરીને મારો દેહ પડીને પોપટ થયો. ત્યારપછે તમે ફરી આવીને મને પુછયું ત્યારે મારો દેહ પડીને હું રાજ પુત્ર થયો છું. એ સંતસમાગમનો શબ્દ સાંભળવાનો પ્રતાપ છે. તો સંતસમાગમ કરનારાને તો શું ફળ થશે તે હું કહી શકતો નથી પણ હવેથી આ દેહ છોડીને હું ભગવાનના પદને પામીશ. એમ કહીને દેહ છોડી દીધો. તે જોઇને તેનાં સગાં રડવું કકળવું તે સર્વે છોડી દઇને નારદજીની શુશ્રુષા. સેવા, વિનય, એ આદિ કે કરીને બહુજ પ્રસન્ન કર્યા. તે આશ્ચર્ય જોઇને નારદજી બહુ પ્રસન્ન થયાથકા ભગવાન પાસે આવ્યા ને ભગવાનની બહુજ સ્તુતી કરી, ને બહુજ સંતસમાગમની પ્રસંશા કરી- આ ઊપરથી સાર એટલોજ લેવાનો જે સત્સંગે કરીને શું શું નથી થતું. સર્વે થાય છે. તે ઉપર શ્લોક છે—जाड्यं धियो हरति, सिञ्चतिवाचि सत्यं, मानोन्नतिंदिशंति पापमपा करोति, चेतः प्रसादयति दिक्षुतनोतिकिर्तिम्, सत्संगतिः कथय किं न क-रोति पुंसाम् ॥ અર્થ ॥ સંતનો સમાગમ જે તે બુદ્ધિનું જે જડપણું તેને હરે છે ને વચનને વિષે સત્યપણું જે તેને શેચન કરે છે ને માનની ઉન્નતિ જે અધિકપણું તેમે દેખાડે છે. કહેતાં બરાબર સત્સંગ કરતો ને ખરેખરા સર્વે સત્સંગના નિયમ પાળતો એવો જે મનુષ્ય તેનું સર્વે જન જે તે સારી પેઠે સનમાન કરે છે. અને વળી તે સત્સંગ જે તે પાપ જે તેને નાશ

કરે છે. ને ચિત્ત જે તેને શુદ્ધ કરે છે. ને સર્વે દિશાઓને વિષે કિર્તીને વિસ્તારે છે માટે સત્સંગ જે તે પુરૂષને શું શું ન કરે તે કહો.—કહેતાં મનુષ્યને વિષે સર્વે રૂડા ગુણ જે તે સત્પુરૂષને સમાગમે કરીને આવે છે ને સર્વે દોષ નાશ પામેછે વળી બીજો શ્લોક ॥ अपमोघं मार्ष्टि त्वपनयति पुण्यं प्रथयति प्रसूते सद्बुद्धिं नवनवकलाः पल्लवयते ॥ हरत्य ज्ञानांधं दिशतिच परब्रह्म पदवीं सतां संगः कल्पद्रुमइवच किंकिंनतनुते ॥ ॥ અર્થ ॥ હવે અનુભવે યુકત એવા રૂડા પુરૂષ જે તે કહે છે તે શું તો સત્સંગ જે તે—જીવના પૂર્વ જન્મનો જે પાપનો ઢગલો તેને ટાળે છે, કહેતાં બાળીને નાશ કરી નાખે છે ને પુણ્યને વિસ્તારે છે ને રૂડી બુધ્ધિને ઉત્પન્ન કરે છે. અને જનના અજ્ઞાનરૂપ જે અંધકાર તેને હરે છે. અને બ્રહ્મની જે પદવી કહેતાં ભગવાનના ધામમાં જાવાનો જે મારગ તેને દેખાડે છે, માટે સત્સંગરૂપ જે કલ્પવૃક્ષ તે જે તે શું શું નથી વિસ્તારતો કહેતાં જેમ કલ્પવૃક્ષ તળે જઈને જે જે ઇચ્છે તે તે સિદ્ધ થાય છે. તેમ સત્સંગે કરીને જે જે ઇચ્છે તે તે સિદ્ધ થાય છે. તેટલા કારણપણા માટે વાસુદેવ મહાત્મ નામે જે ગ્રંથ તેને વિષે પણ કહ્યું છે જે—ચારે વર્ણના મનુષ્યને સત્સંગ કરવો ને કુસંગનો ત્યાગ કરવો. ત્યાં શ્લોક છે ॥ चातुर्वर्ण्यं सतां संगं कुर्यान्नत्वसतां क्वचित् ॥ मुक्तिप्रदोस्ति सत्संगःकुसंगोनिरयप्रदः ॥ અર્થ—બ્રાહ્મણ ક્ષત્રીય, વશ્ય. અને શુદ્ર એ ચારે વર્ણના જે મનુષ્ય તે સાધુજનનો જે સમાગમ તેને કરે પણ અસત્પુરૂષનો જે સંગ તેને તો કયારેય ન કરે કેમ જે સત્સંગ જે તે મુકિતને પમાડે એવો છે ને કુસંગ જે તે નરકને પમાડે એવો છે.

## ( ૨ ) બે પોપટનાં બચ્ચાંની વાત.

એક રાજા પોતાની કચેરીમાં બેઠો હતો ત્યાં એક પારધી બે પોપટનાં બચ્ચાં લઇને વેચવા આવ્યો હતો. તે પાસેથી એ બેઉ બચ્ચાં રાજાએ પૈસા આપી લીધાં પછી પોતાની કચેરીમાં સભા સન્મુખ જોઇને એક બચ્ચું પોતાના દીવાનને આપ્યું અને બીજુ એક કાજી બેઠો હતો તેને આપ્યું. પછી કેટલેક દીવસે રાજા નગરચર્યા જોવા નીકળ્યો. ત્યાં પેલા કાજીનું ઘર આવ્યું રાજા ઘોડેથી ઉતરીને કાજીનાં ઘર તરફ બે ડગલાં ચાલીને જોયું ત્યાં તો પેલો પોપટ હતો તે બોલ્યો કે ચાલો, ચાલો, છરી લાવો આ રાજાને કાપો, મારો, ખાઓ એમ બોલ્યો. તે સાંભળીને રાજા વિસ્મય પામીને ઝટ પાછો વળ્યો. તે ફરતો ફરતો દીવાનના ઘર તરફ ગયો, ત્યાંતો પોતાનું આપેલું પોપટનું બચ્ચું તે ભણીને હોશિયાર થયેલું તે બોલ્યું કે હે દીવાન સાહેબ, ઉઠો. ઉઠો. શું ગાફલતા રાખો છો. આ રાજા સાહેબ પધાર્યા છે, તેમને બેસવાને માટે ખુરશી લાવો, એમને પાણી પાવો, અત્તર, ચંદન, મેવા, મીઠાઇ, ફુલનાં હાર, પાન બીડાં વીગેરેથી રાજાનું સન્માન કરો, આ રાજા બહુ સારા છે, તેથી એમનું રાજય અખંડ તપો. ગરીબોની રક્ષા કરો. ગૌ બ્રાહ્મણની પ્રતિપાળ કરો. આવી રીતનાં વચનો કહી રાજાને સંતોષ પમાડયો. આવાં વચન સાંભળતાંજ દીવાને તત્કાળ આવીને રાજાનું સન્માન કર્યું. ને. પાસે બેસી મીઠાઇ, મેવા, પાન-બીડાં વગેરે ખાતા હતા તે સમયે રાજાએ દીવાનજીને પુછયું જે—આ મારો આપેલો પોપટ, અને એક કાજીને ત્યાં છે એ બેમાં બહુજ ફેર પડી ગયો એનું કારણ શું ? તે કહો. તે સાંભળીને પોપટ બોલ્યો. ॥ શ્લોક ॥ गवाशनानां शृणोति वाक्यं मयापि राजन् वचनं मुनिनां, न चास्ति दोषोनच-

सद्गुणोपा संसर्गे पा दोष गुणा भवन्ति ॥ (१) अर्थ
પોપટ કહે છે કે હે રાજા યવાસના એટલે ગાયોનું છે બચ્ચું,
જેને એવો માંસાહારી જે કાછી તેનાં વચન તેણે સાંભળેલાં છે
માટે તમને કાપો મારો એવી રીતે વચન બોલ્યો. ને હું તો
મુનિ કહેતાં સજજન એવા જે આ તમારા દીવાન સાહેબ તેનાં
વચન સાંભળ્યાં છે. ને એમની શિક્ષા મેં ગ્રહણ કરી છે. માટે
મેં તમને પ્રીય લાગે તેવાં વચન કહ્યાં એમાં મારો કાંઈ ગુણ
નથી તેમ પેલા બચ્ચાનો કાંઈ દોષ નથી એ તો સંસર્ગ જે
સંગ તેણે કરીને સારી માઠી બુદ્ધિ થઈ છે—સારાંશ એટલોજ
કે—સારા પુરૂષની સોબત રાખવી. અને નઠારાથી દૂર રહેવું.

---

## ॥ ૩ ॥ બે તપસ્વી અને નારદજીની વાર્તા.

એક સમયને વિષે નારદજી ભગવાન પાસે જતા હતા તે
માર્ગે ચાલતાં બે તપસ્વી તપ કરતા જોયા, તેમાં એક ઝાડ
નીચે ઝાડની પ્રદક્ષિણા કરતો હતો તે તપસ્વી બોલ્યો જે—હે
મહારાજ તમે કોણ છો ? ત્યારે નારદજી બોલ્યા જે-હું નારદ
ઋષી છું. ત્યારે તે તપસ્વી કહે કે તમે ક્યાં જાઓ છો? ત્યારે
નારદજી કહેછે કે-હું ભગવાન પાસે જાઉં છું ત્યારે તે તપસ્વી
બોલ્યો કે મારો સંદેશો ભગવાનને કહેશો ! ત્યારે નારદજી
કહે કે હા. કહીશું. તમે કહો. ત્યારે તે તપસ્વી બોલ્યો કે-
મારી મુક્તિ ક્યારે થશે. એમ તમે મારી તરફનું ભગવાનને
પુછી લાવજો. પછી નારદજી હા કહીને ભગવાન પાસે આવ્યા,
દર્શન કરી આનંદ પામ્યા, ત્યારે ભગવાને સન્માન કરી બેસા-
ડ્યા. ત્યારે નારદજીએ પુછ્યું કે-હે ભગવાન એક તપસ્વી
ઝાડની પ્રદક્ષિણા કરે છે. ને તમારૂં નામ જપે છે. તેને તમે
ક્યારે દર્શન દેશો, અને એનું કલ્યાણ ક્યારે કરશો ! ત્યારે
ભગવાન બોલ્યા જે-એ ઝાડનાં જેટલાં પાંદડાં છે, તેટલાં હજાર

વરસ થશે ત્યારે એને દરશન દઇશ, તે વાત આવીને નારદજીએ તે તપસ્વીને કહી. ત્યારે તે તપસ્વી અત્યંત ખુશી થઇને કુદવા લાગ્યો ને બોલ્યો કે–એટલાં વરસ થશે ત્યારે પણ મારી મુક્તિ તો થશે, માટે મારૂં મોટું ભાગ્ય છે. એમ કરતાં તરતજ આવીને ભગવાને તેને દરશન દીધાં. તે જોઇ નારદજી વિસ્મય પામ્યા ને બોલ્યા કે–હે ભગવાન તમે તો એમ કહેતા હતા કે–એ ઝાડના જેટલાં પાંદડાં છે તેટલા હજાર વરસે દરશન દઇશ ને આ તો હું દેખતાંજ તત્કાળ આવીને દરશન દઇ સુખીઓ કર્યો. ત્યારે ભગવાને કહ્યું જે–હે નારદજી એની શ્રદ્ધા એ કરીને હું રાજી થયો છું. માટે આ ઉપરથી તાત્પર્ય એજ કે શ્લોક ગીતાનો ॥ श्रद्धावान लभते ज्ञान तत्परः सयतेंद्रियः ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥ १ ॥ એનો અર્થ ભગવદ્ ગીતામાં જાણી લેજો એમ કહી ભગવાન રાજી થઇ એને વર આપી સંતુષ્ટ કરી ચાલવા વખતે આમ જોયું ત્યાં તો બીજો તપસ્વી દીઠો. ત્યારે તે તપસ્વી બોલ્યો જે મહારાજ મારૂં તપ તો જુઓ. એમ કહ્યું ત્યારે ભગવાન કહે જે–હા ભાઇ તારૂં તપ જોઇનેજ હું અહીં આવ્યો છું. માટે તું વર માગ, ત્યારે પેલો તપસ્વી બોલ્યો કે ના, ના મહારાજ મારૂં તપ તો જુઓ, એમ એ ચાર વાર અહંકારે જુક્ત વચન બોલ્યો તેને સાંભળીને ભગવાન કુરાજી થયા કે–તું તપ કરૂં છું તે આ શીલા કોની છે ? ત્યારે તે તપસ્વી કહે છે કે હે મહારાજ તમારી છે. ત્યારે ભગવાન કહે છે કે તેં મારી શીલાને કેમ ભારે મારી? માટે જેટલાં વર્ષ એ શીલા ઉપર તું બેઠો છું, તેટલાં વર્ષ તારા ઉપર એ શીલા બેસશે. એમ કહી ચાલી નીકળ્યા. આ ઉપરથી એ તાત્પર્ય કે– જપ, તપ, વ્રત, નીયમ જે કાંઇ કરવું તે બીન અહંકારે નિષ્કામ ભાવે ભગવાન અને ભગવાનના ભક્તની પ્રસન્નતાને અર્થે કરવું તોજ સારૂં કહેવાય. નહીંતો ઉલટું અવળું થાય.

## ( ૪ ) ॥ પરદેશમાં ગયેલા બ્રાહ્મણે અક્કલ વેચાતી લીધી. ॥

કોઈક ગામમાં એક બ્રાહ્મણ હશે. તે વ્યવહારે બહુ ગરીબ હતો. તેની સ્ત્રી તેને કટુ વચન કહી કહીને સંતાપતી હતી. પછી તેણે પોતાની સ્ત્રીને કહ્યું કે હું પરદેશ કમાવા જાઉં છું. એમ કહીને પોતાના ઘરથકી ચાલી નીકળ્યો, તે ફરતો ફરતો એક મોટું શહેર હતું તેમાં આવ્યો, શહેરની શોભા જોતો જોતો બહાવરાની પેઠે ફરવા લાગ્યો. ત્યાં એક શેઠનું મકાન જોયું તે મકાનમાં માલમીલ્કત કાંઇ ન હતી. ને કેવળ ગાદી, તકીયા, બીછાનાં, જમે ઉધારના ચોપડા વગેરે તેના જોવામાં આવ્યું: પણ તે વિના બીજું કંઇપણ ન દેખતો હવો. ત્યારે તે બ્રાહ્મણે એ દુકાનમાં એક શેઠ ગાદી તકીએ બેઠા હતો તેને પુછયું જે હે શેઠ તમે શાનો વેપાર કરો છો ? તમારી દુકાનમાં માલ તો કંઇ જણાતો નથી. ત્યારે તે શેઠ બોલ્યા જે—રે ભાઇ અમે તો અકકલનો વેપાર કરીએ છીએ તે જેને જેટલી અક્કલ જોઇયે તેને તેટલી અક્કલ આપીએ છીએ. ત્યારે તે બ્રાહ્મણે પુછયું કે એક અક્કલના કેટલા રૂપીઆ બેસે છે ત્યારે તે શેઠે કહ્યું કે— એક રૂપીએથી તે લાખ સુધી એક અકલના લઈએ છીએ. ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે—મને એક રૂપીઆની અકલ આપશો ? ત્યારે તે કહે, હા. શાસ્ત્રમાં કહ્યુંછે કે—पंचभिः सह गंतव्यं स्थातव्यं पंचभिः सह ॥ पंचभिः सहवक्तव्यं न दुःखं पंचभिः सह ॥ १ ॥ અર્થ.—પાંચ મળીને ચાલવું. પાંચ મળીને રહેવું, પાંચ મળીને બોલવું, ઉપર પ્રમાણે પાંચ મળીને જે જે ક્રીયા કરે, તેને કોઇ દીવસ દુઃખ આવતું નથી. માટે તમને આ એક રૂપીઆની આપીએ છીએ. કે પંચને ઓળંગીને કોઇ ક્રીયા ન કરવી. તે કહે તેમજ કરવું. ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો

કે-એક રૂપીઆની બીજી પણ આપો. ત્યારે શેઠ કહે છે—एकः स्वादु न भुंजीत एकः श्चार्थान्नचिंतयेत् ॥ एको न गच्छेदध्वानं नैकः सुप्तेषु जागृयात् ॥ १ ॥ અર્થ—એકલા સ્વાદુ ભોજન હોય તે ન જમવું, કાંઇક પોતાનો અર્થ હોય તે એકલા ન ચિંતવવો કહેતાં એનો મનસુબો એકલા ન કરવો તથા માર્ગમાં એકલા ન ચાલવું. તથા રાત્રે સર્વે સુઈ જાય ત્યારે પોતે એકલા ન જાગવું. માટે આ પ્રમાણે કીયા કરજે, ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે-એક ત્રીજા રૂપીયાની પણ આપો. श्लोक ॥प्राकृत॥ हे भाइ सुण तुजने कहुं एक थाट, तीरथ स्नान करवु तजी तीर घाट, जे जन स्नेह उरमां धरी शीख जाणे, ते जन आ जगतमां सुख सर्व माणे. ॥ श्लोक ॥ અર્થ-હે ભાઈ તુ સાંભળ કે—નદીને કાંઠે જઈ તીરથ સ્નાન કરવું હોય તો ઘાંટ જે ઓવારો તે થકી છેટે જઇને કરવું. આ શીખામણ જે પુરૂષ હેતે કરીને જાણી લે છે, તે પુરુષ સર્વે સુખને ભોગવે છે. પછે તે બ્રાહ્મણ બોલ્યો કે—એક ચોથા રૂપીઆની અકકલ આપો. ત્યારે તે શેઠ બોલ્યા કે સાંભળ ભાઈ । श्लोक। स्त्रीणांनैवतु विश्वासं मृतानां कारयेत् बुधः विश्वासेयः स्त्रीतो मूढः सदुःखैर्पगूं भूयतेः ॥ १ ॥ અર્થ:— જે ડાહ્યો માણસ હોય તેણે કોઇ દેવાંગના જેવી સ્રી હોય તેનો કોઇ દહાડો વિશ્વાસ ન કરે તો પોતાની સ્રીનો તો વિશ્વાસ કેમજ થાય ! માટે જો કોઈ માણસ સ્રીનો વિશ્વાસ રાખે છે તો તે પુરૂષ તે જે તે પરિનામ અત્યંત વારેવારે દુઃખ તેને પામે છે. માટે સ્રીનો વિશ્વાસ ન કરવો. ત્યારે તે બ્રાહ્મણ કહે કે—એક પાંચમી પણ અકકલ આપો, ત્યારે તે શેઠ કહે કે--प्राकृत श्लोक ॥ पुष्पिताग्रा ॥ महीपति तुजने कहे कदापि, सत्य सदा वदवुं विरोध त्यागी, मृनपद नृपनो सदा वखाणो, सत्य सदा मन नृपनोज जाणो ॥ અર્થ-મહીપતિ જે રાજા તે તને

કંઇક મોઢામોઢ પૂછે તો રીશ રાઢનો ત્યાગ કરીને સર્વે પ્રકારે વિરોધ માત્રનો ત્યાગ કરીને સત્યજ કહેવું તથા રાજાના દેશનાં વખાણ કરવાં ને રાજનો જશ, કીર્તિ. બોલવી. તે પણ સત્યજ છે એમ જાણવું, તે સારૂ છે. તે સાંભળીને પાંચ શીખામણનો એક રૂકો લખાવીને તે બ્રાહ્મણ ત્યાંથી આઘો ચાલતો થયો તે ફરતો ફરતો એક ગલીમાં આવ્યો, ત્યાં એક ધર્મશાળા હતી. ત્યાં એક વેરાગી બાવો હતો તે ધર્મશાળામાં પંદવાડમાં માંદો સૂનેલો હતો. અને મહાજન લોકનું પંચ ભરાઇને તે સાધુની ચાકરી કરાવવાને માટે એક ફંડ ઉભું કરતા હતા. તેમાં પૈસા ઉઘરાવી સાધુની ચાકરી કરાવવી એમ ઠરાવ કરે છે તેવામાં તે બ્રાહ્મણ ત્યાં જઇ ચઢયો. તેણે જઈને તે પંચવાલાને પૂછયું કે આ શું થાય છે. ત્યારે તેમણે કહ્યું કે તમે કોણ છો ? અને કયાંથી આવો છો ? ત્યારે બ્રાહ્મણ બોલ્યો કે હું તો પરદેશી છું. અને ગામડામાં ફરતો ફરતો ઉદ્યમ કરવા માટે આવ્યો છું, ત્યારે તે મહાજન લોકોએ કહ્યું કે અમે પંચ મલીને તમને વાત કહીએ જે—આ સાધુની ચાકરી તમે કરો ? ને આ અમે ફંડના પૈસા ભેગાં કર્યાં છે તેમાંથી તમને પાંચ જણ મલીને કહેશે તે પ્રમાણે પગાર આપીશું, ને એ સાધુને માટે જે જોઇએ તે ખાવા પીવાનું એજ પૈસામાંથી વાપરવું . તમારી ખુશી છે ? તમે એ સાધુની ચાકરી કરશો ? ત્યારે પેલો બ્રામણ વિચાર કરવા લાગ્યો કે—મેં પેલી એક રૂપીઆની અકલ લીધી છે. કે પંચ કહે તેમ કરવું. તેની પરીક્ષા તો જોઇએ. એમ કહીને તેણે હા પાડી. ત્યારે પેલા મહાજનવાલા લોકોએ—ખાધાપીધાનો તથા પગારનો ઠરાવ કરીને તે સાધુની સેવામાં મૂકયો. તે સેવા કરતે પાંચ સાત દહાડા વીત્યા એટલે સાધુ તો સ્વર્ગવાસ થઇ ગયાં. પેલે બ્રામણે મહાજન વાલા પંચ લોકોને ખબર આપી. ત્યારે તે મહાજન લોકોએ તેની દહાદિક ક્રિયા કરવાને માટે બે ચાર માણસ આપ્યાં. તેઓએ તે સાધુને નદીને કિનારે લઇ જઇ દાહક્રિયા કરવા લાગ્યા. તેમાં પેલો સેવક બ્રામણ હતો તે પેલા સાધુંને સ્નાન આદિક જે વિધિ કરવો

તે કરવા માટે એની કેડે વસ્ત્ર બાંધ્યું હતું તે છોડવા લાગ્યો ત્યાં તો એક મોટી વાંસલી કેડે બાંધેલી તેના જોવામાં આવી તે છોડીને પોતાને કબજે રાખીને પેલા સાધુને ચીતામાં સુવાડી વીધી પુર્વક દેન દઇને પેલી ધર્મશાળામાં આવ્યો ને મહાજન લોકોને ભેગા કરી પેલી રૂપીઆની વાંસલી આગળ મુકી. તે રૂપીઆ એક હજાર હતા તેને જોઇને મહાજન લોકોએ વિચાર કર્યો કે—સાધુના રૂપીઆ આપણે શું ઉપીયોગના છે. માટે તે તો સેવા કરનાર બ્રામણનેજ આપો. કેમકે—સુપાત્રનું ધન સુપાત્રનેજ મળવું જોઇએ. કેમકે બ્રામણ સુપાત્ર છે. તેણે આપણું એક શુકનમાં વચન માન્યું. એમ કહી તે રૂપીઆ બધા તે બ્રામણને આપ્યા. ને તે ઉપરાંત મહાજન ખાતે શાબાશીના પાંચ પચીશ રૂપીઆ આપી રાજી કરી બ્રામણને વિદાય કર્યો. પછે તે બ્રામણ મહા હરખે સોત પોતાના ઘર તરફ ચાલ્યો. જયાં ગામની ભાગોળ આવે છે ત્યાં પેલો રૂકો જોયો. તેમાં એમ વાત આવીકે એકલું ન ચાલવું. તેથી અટકયો, ને ઘણીવાર સુધી સોબતની વાટ જોઇ માર્ગે ચાલનાર સોબતી કોઇ ન મલ્યું ત્યારે એક કાચબા જેવું જનાવર ફરતું હતું તેને ઝાલીને પોતાના ખડીઆમાં લગાચા ભેગુ મુકી ખડીઓ ખભે લઇ માર્ગે ચાલતો થયો. તે જનાવરનું નામ શીલવો એવું કહેવાય છે. બ્રાહ્મણ ચાલતાં ચાલતાં ઉનાળાનો દહાડો તેથી ખરો તડકો થયો, બપોરી ગાળવા માટે એક વડના ઝાડ હેઠે બેઠો. ત્યાં એક કૂવો હતો તેમાંથી પાણી કાઢી પીને શાંત થયો. એટલે નિંદ્રા આવવા લાગી તેથી પોતાનો ખડીઓ પોતાની છાતી આગલ મુકી પડખા ભેર થયો. તેટલામાં પેલો શીલવો જનાવર ખડીઆમાંથી નીકલીને ફરવા લાગ્યો. તેવામાં એક સર્પ પેલા વડના ઝાડમાંથી નીકલ્યો સર્પ કરડકણો હતો અને કેટલાએક માણસોનો એ સર્પે જીવ લીધો હતો. તે પેલા બ્રાહ્મણને કરડવા આવવા લાગ્યો. તેવામાં પેલા શીલવે જનાવરે પૂછડે ઝાલી બટકું લીધું. તેથી સર્પ પછાડા ખાવા લાગ્યો તોપણ તેને ન મુકતાં પોતાનાં અંગ સંકેલીને રૂઢમુઢ થઈ

ગયો. તેના બરડા ઉપર કરવતના જેવા કાકર હોય છે. તેમાં પેલો સર્પ પોતાની ફેણુ પછાડી પછાડીને મૃત્યુ પામ્યો, તેવામાં પેલો બ્રાહ્મણુ જાગ્યો, ત્યાં તો આ બનાવ બનેલો જોયો ! ને ભય પામીને ઉતાવલેજ ત્યાંથી ચાલતો થયો, આગળ માર્ગે ચાલતાં વિચાર કરવા લાગ્યો કે—આપણુને અકલ આપનાર વાણીઆંને ઘેર બીન પગારે આખી ઉંમર નોકર રહીએ તોપણુ બદલો વલે નહિ, એવી એવી અકલ એક એક રૂપીઆમાં આપી દીધી. માટે એવા પુરૂષોને ધન્ય છે. એમ વિચાર કરતાં એક મોટું શહેર આવ્યું. તેને સમીપે એક નદી આવી. તેમાં સ્નાન કરવાનો વિચાર થયો, ત્યાં પેલી અકલ યાદ આવી કે નદીનો આરો મૂકીને છેટે નહાવું : એમ જાણી દૂર જઇ પોતાનો ખડીઓ મૂકી પાઘડી લુગડાં ઉતારી સ્નાન કરવા મંડયો તે સમયે દહાડો આથમ્યા ટાણું હતું, તે વખતે તે શહેરના દરવાજા ઉપર રહેનાર દરવાણી બોલ્યો કે—ભાઇ જેને શહેરમાં આવવું હોય તે આવી જાઓ, દરવાજો બંધ થાય છે. એવો ઉંચે સ્વરે પોકાર સાભલીને પેલો બ્રાહ્મણુ બહુજ ઉતાવલથી પોતાનો સામાન લઇને નાઠો તે શહેરમાં પેઠો ને દરવાજો ઢાંકી દીધો. હવે તે બ્રાહ્મણે પોતાનો ખડીઓ તપાસ્યો ત્યાં તો પેલા રૂપીઆની કોથલી ન મલે. એટલે અતીશે ત્રાસને પામ્યો. ને પેલા દરવાણીને કહે કે–દરવાજો ઉઘાડી મને બહાર કહાડી મૂકો. ત્યારે દરવાંણી કહે કે કુંચી દરબારમાં ગઇ છે માટે તાલું ઉઘડશે નહીં. ત્યારે તે બ્રામણુ નારાજ થઇ બેસી રહ્યો પછી જયારે સવાર થયું ત્યારે દરવાજો ઉઘડયો એટલે તુરત દોટ મૂકી. અને જયાં પોતે સ્નાન કર્યું હતું ત્યાં જઇને જોયું એટલે પૈસાની કોથલી મલી. તે લઇ પોતાના ઘર તરફ માર્ગે ચાલતો થયો. થોડાક દિવસમાં તે પોતાને ઘેર આવી પુગ્યો. પૈસા સ્રીને આપ્યા. એટલે તે સ્ત્રી સારી પેઠે પોતાની સેવા કરવા લાગી. એમ કેટલાક દિવસ વીતી ગયા પછી એક દિવસ તે બ્રામણુની સ્રીએ પોતાના પતિને પૂછયું કે—તમો થોડાક દિવસમાં આટલા બધા રૂપીઆ શી રીતે કમાઇ લાવ્યા. ત્યારે તે બ્રાહ્મણ કહે કે તારે તેનું શું

કામ છે ? તું તારે ખા, પી, ને આનંદ કર ત્યારે તે સ્ત્રીએ હઠ લીધી. કે—મને કહ્યા વગર નહીં ચાલે માટે કહો. નહીં તો હુ ચુલો નહીં સળગાવું. એમ કરી રીસાઇને બેઠી. પછી પેલા બ્રાહ્મણે વિચાર કર્યો જે સ્ત્રી હઠ. બાળ હઠ, રાજ હઠ, જોગી હઠ, ઘોડા હઠ એ આદી હઠો છે તે મૂકે એમ નથી. એમ ધારી વિચાર કર્યો કે—કંઇક સાચું ખોટું કહેવું પડશે. એમ ધારીને તે ખોટું ગપ્પું કહેવા લાગ્યો, કે—હું તો એક શહેરમાં ગયો હતો. ત્યાં મને એક ભાઇબંધ મળ્યો. તેને મેં વાત પુછી કે હું તો દરિદ્રી છું અને મારે પૈસા જોઇએ છીએ માટે હું શું કરૂ ? ત્યારે તેણે એક ગધેડું ભાડે લાવી દીધું અને અધમણેકને આશરે મગ ભરડાવી પાણીએ પલાળી ખવરાવ્યા, પાણી પાયું, એટલે ગધેડું સારી પેઠે ધરાયું. પછી બે લાકડાનાં બુધાં માર્યાં તેથી આ સર્વે રૂપીઆ છેરી નાંખ્યા, આ ઉપાય ખરેખરો છે, માટે તું કોઇને કહીશ નહીં. એ બાબતના સોગાન ખા ત્યારે તે સ્ત્રીએ સોગાન ખાધા કે તમારા સમ છે જો હું કોઇને કહું તો. ત્યાર પછે કોઇક વેળાએ કૂવા ઉપર પાણી ભરવા ગઇ, ત્યાં એની સહીયર કોઇક હશે તેણે એને પૂછ્યું. કે તારો ધણી આટલા બધા પૈસા શી રીતે કમાઇ લાવ્યો ત્યારે તે કહે કે—કહ્યા જેવું નથી ત્યારે તે સ્ત્રી કહે કે તું મને નહીં કહે તો મારી વહાલી સખી શાની. ત્યારે તે કહે કે ના બા, તું કોઇને કહી દે તો મારો પતિ મને માર મારે ત્યારે તે કહે કે—મારા ભાયડાના સમ જો હું કોઇને કહું તો. એટલે તે બ્રાહ્મણીએ બધી વિસ્તાર સહીત વાત કહી. ત્યાર પછે પેલી સ્ત્રી પોતાને ઘેર આવી. પોતાના પતિને વઢવા લાગી કે—તમે તો કેવળ પેટભરા છો અને ઘર કુકડીઆ છો, તેથી ઘર છોડીને ઉદ્યમ કરવા જવાતું નથી, ને દરીદ્રતા પણ મટવાની નથી. ત્યારે તે પુરૂષ ખેડુત હતો તે કહે કે—આપણે ખેતી ખેડનાર જાડા લોકને વેપાર આદિક શો ઉદ્યમ આવડે ? ત્યારે તે સ્ત્રી કહે કે—ડહાપણ ન હોય તો કોઇનું કહ્યું કરીએ. ત્યારે તે પુરૂષ અકળાઇને કહે કે—કોનું કહ્યું કરૂં ?

એમ કરતાં બેઉ જણને વઢવાડ થઇ પડી. તે વઢવાડમાં પેલી સ્ત્રી તુચ્છ તુચ્છ વચન કહીને પેલા બેડુ પુરૂષને સંતાપ કરવા લાગી, ત્યારે તે બેડુન કહે કે તું મને સંતાપીશ નહિ. તું કહે તેમ હું કરીશ. ત્યારે તે સ્ત્રી કહે કે—પેલા બ્રાહ્મણે કર્યું તેમ તમારાથી થનાર નથી. ત્યારે તે કહે કે—તે બ્રાહ્મણે કેમ કર્યું. ને શી રીતે પૈસા કમાઇ લાવ્યો ત્યારે તેની સ્ત્રી કહે કે—એ ઉપાય સઘળો હું જાણું છું. માટે આજ રાત્રે એ ઉપાય કરવો છે. એમ કહી રાત્રી પડી એટલે એક ગધેડું પોતાના પતિ પાસે પકડી મગાવ્યું. તેને અધમણેક મઠ ખવરાવીને પાણી પાઇ તૃપ્ત કર્યું. ત્યાર પછે એક ગાડાનું આડું લઈને ટીપવા માંડ્યું એટલે આખા ઘરમાં ભૂંકતું જાય ને નાચતું જાય. તે બધું ઘર છેરમ છેર કરીને બગાડી દીધું. પેલી સ્ત્રી ઉંચા લુગડાં લઇ વાંકી વળીને રૂપીઆ ખોળવા માંડી પણ એકે રૂપીઓ કયાંથી હોય. ત્યારે કહેવા લાગી કે—હજી સારી પેઠે ટીપે. એટલે પેલે બેડુએ ગાડાનાં આડાં બે ચાર માર્યાં એટલે ગધેડું મરી ગયું. તે જોઇને પેલી સ્ત્રીને વઢવા લાગ્યો કે—લેતી જા રૂપીઆ, હવે એક હત્યા થઇ ને તારૂં ને મારૂં પણ મોત આવ્યું છે. હવે શો ઉપાય કરવો. ત્યાર પછી બેઉ જણ મળી પેલું મરેલું ગધેડું તાણીને બજારમાં છેટે તાણી મૂકયું. ઘરમાં વાળી લીંપી ચોખ્ખું કરતાં સવાર થયું. તેટલામાં કુંભાર ગધેડું ખોળતો આવ્યો. ત્યાં તો તે મરેલું જોયું, એટલે રાજાને ત્યાં ફરીઆદે ગયો. કે સાહેબજી, ફલાણી પોળવાળા લોકોએ મારૂં ગધેડું મારી નાખ્યું ત્યાર પછે તે રાજાએ પોતાના સિપાઇ મોકલી આખી પોળના લોકોને બોલાવી કબજે કર્યા. તે લોકોએ જુબાની આપી કે—સાહેબજી. અમે જાણતા નથી પણ ફલાણા ફલાણા આસામીને ત્યાં આખી રાત ગરબડ થતી હતી ને ખોળ ટીપે તેમ ધમાકા પણ થતા હતા. ત્યારે તે આસામીને બોલાવી તાન કરી માર મારવા માંડ્યો. એટલે તે પુરૂષ કહે કે—સાહેબજી મારો વાંક નથી મારી સ્ત્રીએ આ રીતે પૈસાનો લોભ દેખાડી આ કામ કરાવ્યું છે. એમ કહીને

બધુ વૃતાંત વિસ્તારે સહીત કહી સંભળાવ્યું. ત્યારે તે રાજાએ તેની સ્ત્રીને કેદ કરીને મારવા માંડી ને કહ્યું કે—આ વૃતાંત તને કોને શીખવ્યું છે ત્યારે તે સ્ત્રી કહે કે—મારી સહીયર એક બ્રામણી છે તેણે મને સર્વ કળા બતાવી હતી. તે પ્રમાણે કરતાં આ કામ થયું છે એમાં મારો શો વાંક ? ત્યારે તે રાજાએ પેલી બ્રાહ્મણીને કેદ કરી માર મારવા મંડયો. ત્યારે તે કહે કે—હું નથી જાણતી મારા પતિએ મને વાત કહી હતી. તેજ રીતે એ સ્ત્રીને કહ્યું હતું ત્યારે તે રાજા અતિ ગુસ્સે થઇને પેલા બ્રાહ્મણને બોલાવી માર મારવા માંડયો ને કહ્યું કે—આ રીતે અવળી શીખામણ દઇ આમ અવળાઇ કેમ કરાવી. તે બ્રાહ્મણ બોલ્યો કે—હે સાહેબ એક શહેરમાં હું પરદેશમાં ગયો હતો ત્યાં એક શાહુકારે મને પાંચ રૂપીઆની પાંચ અકલ આપી હતી તેમાં એમ કહ્યું હતું કે—પોતાની સ્ત્રી આગળ પણ ખરૂં ન બોલવું, ને રાજા પૂછે તો સાચે સાચું કહી દેવું. તે ઉપર તે શેઠે કહેલી શીખામણ ॥ श्लोक ॥ प्राकृत ॥

पुष्प षिताग्रा ॥ महिपति तुजने कहे कदापी सत्य
वदयु सदा विरोध त्यागी । जनपद नृपनो सदा
वखाणो सत्य सदा जश नृपनोज जाणो ॥ १ ॥

એ રીતે પાંચ અકલનો રૂકો હતો. તે રાજાના હાથમાં આપ્યો ને કહેવા લાગ્યો કે—એક ભોજ રાજા હતો તેના નગરમાં એક વાણીઓ રહેતો હતો તે મરણ વખતે પોતાના પુત્રને શીખામણ દેતો ગયો કે—પોતાની સ્ત્રીને સાચે સાચું નકહેવું. ગહતીનાં કૂવો ન કરવો. મુસલમાનની દોસ્તદારી ન કરવી. અને પોતાના આંગણામાં ઝાડ ન રોપવું. આટલી આજ્ઞા મારા ગુરૂએ મને કરી છે. તે હું તુને આજ્ઞા કરૂં છું માટે તુ પણ આટલાવાનાં ન કરીશ. એમ કહી તેનો પિતા સ્વર્ગવાસ થયો. ત્યાર પછી કેટલાક દિવસ વિત્યા કેડે વિચાર કરવા લાગ્યો કે—મારા પિતાજીનાં વચન સાચાં છે કે મિથ્યા છે ? એમ વિચાર કરી એક દીવસે રાત્રે વહેલો ઉઠી પોતાના

ભાઇબંધ પાસે જઇ આવ્યો. ને કંઇક વસ્તુ રૂમાલમાં છુપાવીને લાવી પોતાના કબાટમાં મકીને તાળું દીધું. તેને જોઇને તેની સ્ત્રી કહે કે એ શું છે ? ત્યારે કહે કે કંઇ નહીં. ત્યારે કહે ના મને કહ્યા વિના નહીં ચાલે, માટે કહો. ત્યારે તે કહે કે—કહ્યામાં સાર નથી ને તારી સ્ત્રીની જાતિ છે. માટે તારાથી તે સાંભળીને રહી શકાશે નહીં. તું કોઇને કહી દઇશ, ત્યારે તે સ્ત્રી કહે કે—ના ના. જો હું કોઇને કહું તો તમારા સમ છે. એટલે પેલો વાણીઆનો છોકરો બોલ્યો કે—એ તો રાજાના કુંવરનું માથું છે. તે સાંભળી ભડકી ઉઠી. ને કહેવા લાગી કે—હાય, હાય, બાપ એ કરમ કેમ કરાય, એમ કહી વિસ્મય પામીને ચુપ રહી. તેવામાં શહેરમાં એવો બનાવ બનેલો કે—રાજાનો કુંવર શીકાર વાસ્તે વગડે ગયેલો તે આવી શકેલો નહીં. તેથી લોકોમાં વાત ચાલેલી કે રાજાનો કુંવર ખોવાઇ ગયો છે, એમ કરતાં બીજે દહાડે સવાર થયું. એટલે પેલી બાઇ પાણી ભરવા ગઇ, ત્યાં પોતાની સાહેલીને આ વૃતાંત બધું કહી દીધું ને તેણીએ બીજી બાઇને કહ્યું. બીજીએ તેના પતિને કહ્યું. તેનો પતિ રાજાના કારભારીનો દોસ્તદાર હતો તેથી તેણે રાજાને કહ્યું. તેથી રાજાએ એકદમ હુકમ કર્યો કે—પેલા વાણીઆના છોકરાને પકડી લાવો. ત્યારે એક સિપાઇ બોલ્યો કે—મેં ઇનકા ઘર દેખ્યા હે. એમ કહીને જે ભાઇબંધ હતો તેજ સિપાઇ બંધીવાન કરી લેવા આવ્યો, તે આમ, તેમ કરવા લાગ્યો. એમ કરતાં વાણીઆભાઇ તે બીહી ગયા ને પાઘડી લુગડાં પહેરતા પહેરતાં બહાર નીકળ્યા, એટલે પેલું બોરડીનું ઝાડ વાવ્યું હતું તેમાં પહેરેલું કપડું વળગી ગયું તેથી કરીને તે કપડું નીકળી ગયું ને મીયાં તો અતી જોર કરવા લાગ્યો. ત્યારે તે શેઠ પાસે રાખવાનો બેસ પેરીને ધોતીયું કાંટે ચોટેલું પડયું મૂકીને તરત રાજા પાસે ગયો. રાજાએ પુછયું એટલે સર્વે વ્રતાંત રાજાને કહ્યું. એટલે રાજા રાજી થયો. ને પેલા શેઠના છોકરાને શીરપાવ આપ્યો. એટલામાં વાત સંભળાઇ કે કુંવર આવ્યા. લોકોએ વધામણી ખાધી તેને રાજાએ મોજ

આપી. તેમ હું પણ તમારી સમક્ષ ખરૂ કહું છું. એટલે તે રાજા રાજી થઈને પેલા બ્રાહ્મણને શાબાશી આપી. ને પેલા બેહુને શિક્ષા કરીને કહ્યું કે—આના કહ્યાથી તેં કેમ આવી રીતની કીયા કરી. આ ઉપરથી તાત્પર્ય હેવું કે—કોઇ પણ વાતનો તપાસ કર્યા વિના એકદમ સહસા ન કરવી. ------------------

## વાર્તા પાંચમી.

### ચોરને કાંટો વાગ્યો હતો તેથી શુળી ઉગરી ગઇ.

એક ગામમાં ચોર બહુ રહેતા હતા તે દેશાંતરમાંથી મોટી મોટી ચોરીઓ કરી લાવે તેમાંથી એક ચોર સાધુ પાસે આવવા લાગ્યો. તેમાંથી રાત્રીએ કોઈક વખત જતાં આવતાં કાંટો વાગ્યો તે પગ સોંસરો નીકળ્યો. તેથી તેના વડે ચોરી કરવા ન જવાયું ને બીજા ચોર તો ચોરી કરવા ગયા, તે એક રાજાનો ખજાનો ફાડી ઘણુંક ધન લઇ આવ્યા. તેને માંહોમાંહી વહેંચવા લાગ્યા તે જોઇ જે ચોર ચોરી કરવા નહોતો ગયો તેનાં સગાં તેને વઢવા લાગ્યાં કે તું ચોરી કરવા ન ગયો. ને સાધુ પાસે ગયો તે આપણું ભુડું થયું. ને પેલા ચોર ચોરી કરીને ધન લાવ્યા. એમ કહે છે તેવામાં રાજાનું લશ્કર આવ્યું તે સર્વે ચોરને પકડી કબજે કરીને શુળીએ દીધા. તે ભેગો પેલો કાંટો વાગ્યો હતો તેને પણ લઇ આવ્યા, ત્યારે તે ચોરે પોકાર કરીને કહ્યું કે—હું તો ચોરી કરવા નહોતો ગયો. ને હું તો સાધુ પાસે ગયો હતો ને મને કાંટો વાગ્યો હતો એમ કહીને કહ્યું કે—આ વાત સાચી ખોટી ગામના લોકોને પૂછી જુઓ ત્યારે તેમને પૂછતાં ગામના લોકોએ તથા સાધુએ સાખ પુરી ત્યારે તે ઉગર્યો તેમ થોડોક સત્સંગ કરે છે તેને શુળી જેટલુ કષ્ટ આવનારૂં હોય છે ને કાંટેથી ટળે છે. ત્યાં તુળશીદાસજીની કહેલી સાખી છે ॥ अन होनी प्रभु कारसके. होनहार मीटजाय, शुळी लखि ले.ल.टमो, कांटेसे मिटजाय. ॥ તે વચન સાચું છે. આ અનુસારે સંસ્કૃત તથા ભાષામાં, પણ ગ્રંથમાં તપાસી જોતાં બહુ જગોએ ખરૂં માલમ પડે છે.

## વારતા ૬ ઠી.

### સાધુના વચને કરીને એક પુરૂષે કુંભારની દાઢી જોવાનું નીમ રાખ્યું હતું.

કોઇક ભગવાનના ભકત પરમારથી સાધુ હરતા ફરતા કોઈક ગામમાં આવ્યા હતા. ત્યાં કેટલાક માણસો દરશન કરવા આવતા હતા. ત્યારે તે સાધુએ એક માણસને કહ્યું કે—તમો અમારૂં વચન પાળશો ? ત્યારે તે માણસે કહ્યું—કે બાપજી અમે તો સંસારી કહેવાઇએ તે અમો તમારૂ વચન શું પાળી શકીએ. તો પણ તે સાધુએ બહુ આગ્રહથી કહ્યું ત્યારે તે માણસે હા કહી. ત્યારે તે સાધુ કહે કે—આ તારે સામે બારણે કુંભાર રહે છે. તેની દાઢી જોઇને અન્ન જળ લેવું તે વીના ન લેવું ત્યારે તે પુરૂષ રાજી થયો ને કહેવા લાગ્યો કે વાહ વાહ મહારાજ મારા થકી બની શકશે તેવુંજ વચન તમોએ કહ્યું છે. હવે હું તેમજ કરીશ એમ કહી પોતાને ઘેર ગયો. પેલા સાધુ પણ પોતાને માર્ગે ચાલતા થયા. હવે એમ કરતાં કેટલાક દીવસ વીત્યા ત્યાં તો પેલો નિયમ રાખેલો પુરૂષ સવારમાં ઉઠી ભોજન કરવા ઉતાવળો થયો ત્યાં તેમનાં સગાંએ કહ્યું કે—તમારે કુંભારની દાઢી જોવાનુ નીમ છે માટે કુંભારની દાઢી જોઇ આવો. એટલે ભોજન મળશે એમ કહ્યું એટલે તે પુરૂષ કુંભારના ઘર તરફ દોડયો. ત્યારે લોકોએ કહ્યું કે—તે તો વહેલો ઉઠીને માટી લેવા ભાગોળ ઉપર ગયો છે. એટલે તે પુરૂષે ભાગોળ તરફ દોટ મુકી. તે ચાલતે ચાલતે કુંભાર જ્યાં ધૂળ ખોદતો હતો ત્યાં નજીક જઈ પહોંચ્યો. તેવામાં કુભારનેમાટી ખોદતાં ખોદતાં દ્રવ્યનો ચરૂ જડેલો તેથી તે બહાર ડોકાં કાઢીને જોતો હતો. કારણ કે કોઇક દેખશે તો આ દ્રવ્ય મને પચશે નહી તેથી જોતો હતો. તેવામાં પેલો માણસ દોડતો જતો હતો. તે દોડતો બંધ થઇને આ વચન બોલ્યો.

—દીઠી, દીઠી, એટલે પેલો કુંભાર જાણી ગયો કે રૂપીઆની
મલી દીઠી. તેથી કુંભાર બોલવા લાગ્યો કે—તારો મારો અડધો
ાગ આ વાત કોઇને કહીશો નહી. ત્યારે પેલો કહે કંઇ ફીકર
ી. તું તારે ફાવે તેમ કરજે. એમ કહી ઘેર આવ્યો ને જમીને
ડયો, તેવામાં પેલો કુંભાર બે ચાર હજાર રૂપીઆની ગાંસડી
 એના આગળ મુકી. ને કહેવા લાગ્યો કે લ્યો, ભાઇ સાહેબ.
ાલશો નહી. એમ કહી કુંભાર પોતાને ઘેર ગયો. ને પેલો
ાણુસ સમજ્યો કે—આ સાધુને વચને મને પૈસા મળ્યા છે તો
ાધુને વચને ભગવાન ભજીએ તો કોઇ વાતની કસર ન રહે.
મ જાણી પોતે ભગવાન ભજવા લાગ્યો. ને બીજાને પણ ભજા-
ા લાગ્યો.

---

## વારતા ૭ મી.

### એક માતા બનેલી માલણની વાત.

એક ગામમાં બહુ ચોર રહેતા હતા. તેમાં એક ચોરજરા
ચો હતો. તેના માબાપ કહે કે આપણે સંત, સાધુ, કથા, કીર્તન
ય ત્યાં ન જાવું. કારણકે તે સાંભળી એ તો આપણને દોષ લાગે.
મ કરતાં કેટલાક દિવસ વીતી ગયા ત્યાર પછે એ ચોર ગામમાં
રતો ફરતો ચોરામાં બ્રાહ્મણે કથા માડેલી હતી ત્યાં થઇને જતો
તો તે માર્ગમાંથી કાંટો વાગ્યો. અને ચોમાસાનો દીવસ હતો
થી બરોબર ચોરા આગળજ વાંકો વળીને કાંટો કાઢે છે. તેવામાં
થામાં એમ વાત આવી કે દેવ હોય તે પૃથ્વી પર પગ ન માંડે
 એનો પડછાયો ન પડે એટલા શબ્દો એના કાનમાં પેસી ગયા
 વિસાર્યાને અર્થે ઘણા ઉપાય કરે પણ તે શબ્દ ન ભુલાય. હવે
ા ચોર કોઇક સમયને વિષે ચોરી કરવા ગયા તે બહુજ ચોરી
રીને દાગીના પૈસા લાવ્યા. તે માંહો માંહે રાત્રીએ વહેંચી લેતા

ા. તેવામાં એક માલણ માતાનો વેશ લઇ લુગડાં કપડાં પહેરી
ામાં ત્રિશુલ લઈ માથાના કેશ છુટા મૂકી ખાઉ ખાઉ કરતી
વીને કહેવા લાગી કે—જેની તમે ચોરી કરી લાવ્યા છો તેની
કુળદેવી છું એમ કહીને બકોર કરવા મંડી. ત્યારે પેલા ચોર
રાઇ ગયા ને માતા જાણીને તેનું સન્માન કરવા લાગ્યા. ત્યારે
ા ચોર હતો તે એના પગ સામું જોવા લાગ્યો. ત્યાંતો પગ
ીન ઉપર દીઠા, પછે તે ચોર કહે કે—ઉભા રહો, દીવો લાવવા
ને આપણે ભાવ સહિત માતાજીનું દરશન કરીએ. પછે પહે.
ાણી કરીશું, એમ કહીને દીવો લાવ્યો ત્યાંતો તેનો પડછાયો
લો પણ જોયો. ને મનમાં વિચાર કરવા લાગ્યો કે પેલો બ્રાહ્મણ
ા કરતો હતો તે વાત મળતી આવતી નથી. માટે આતો કોઇક
ારી છે. એમ જાણીને પોતા પાસે એક લાકડી હતી તે એ
ર લાકડી મારી એટલે બુમ પાડવા માંડી અને નાસવા માંડી.
લે પેલા ચોરોએ પકડી લીધી ને હબે તબે કરી મનાવા લાગ્યા
તું કોણ છું, ત્યારે તે કહે કે હું ચાંપલી માલણ છું. ને મને
ાહો, ને હું આવાં તોફાન કરી કરીને તમારી પાસેથી કેટલીક
ર દાગીના પૈસા લઇ ગઈ છું. ને હવે માફ કરો ફરી નહી
વું. ત્યારે પેલા ચોર કહે કે—અમારો જેટલો માલ તેં ઠગી
યો છે તેટલો લાવી આપ તો તને જીવતી જવા દઇએ. નહીંતો
. તરવારે તારૂં માથું કાપી નાંખીશું એમ કહીને તરવાર કાઢી
ટલે બહુ બીનીથકી તતકાળ પોતાના પહેરેલા દાગીના તે કાઢી
પ્યા. ત્યાર પછે તે ચોરોએ તેને મૂકી દીધી.

### તાત્પર્ય.

તે ચોરના કાનમાં ભાવે અભાવે બે શબ્દ કથાના પડયા
ા તેણે કરીને ઠગી લેનાર માલણની પરીક્ષા પડી ગઇ અને ગાંઝા
ાસનું ઠગી લીધેલું ધન પાછું પ્રાપ્ત થયું તો જે હમેશાં સંત
ાગમ કરશે તથા કથા વારતા કરશે, સાંભળશે તેની બુદ્ધિ કેવી
શે તે આ ઉપરથી જણાઇ આવે છે.

## વારતા ૮ મી.

## એક રાજા અને પટેલની વારતા.

એક રાજા હતો તે પોતાના દીવાનને જોડે લઇને દેશ ચર્ચા જોવા નીકળ્યો. તે ચોમાસાનો દહાડો હશે ને ભાલ જેવો દેશ હશે તેમાં એક નાનું સરખું ગરીબ ગામ આવ્યું, ત્યાં રાત પડી એટલે ગામમાં પેઠા. ત્યાં ઉતારો કરવા માટે આમથી આમ ફરવા લાગ્યો. ત્યાં એક કણબી પટેલની રવેસી દીઠી ત્યાં જઈને ઉતર્યા ત્યાં તો પેલો પટેલ ઘરમાંથી નીકળીને બોલવા લાગ્યો કે તમે કોણ છો ને ક્યાં રહો છો ? ત્યારે રાજા બોલ્યો કે—હું રાજા છું ને આ મારો દીવાન છે. એમ કહ્યું એટલામાં પટેલ હતો તે જરાક રીસ કરીને બોલ્યો કે—આ જુઓ ના દીઠું હોય તો રાજાનો છોકરો બેઠો. એમ કહીને તીરસ્કાર કરવા લાગ્યો કે—જા, જા, ઉઠ પુરાં પેટ ભરીને ખાસડાં ખાનારો છું એમ કહી ત્યાં દીવાન બોલ્યો કે—પટેલ, તમે આમ કેમ કરોછો ? એમનામાંતો અક્કલ થોડીછે ને વળી ગભરાયલા છે. માટે બોલે છે. તેમાં રાજા કહ્યા માટે શું રાજા થઇ જવાશે ! પણ અમે તો પરદેશી છીએ તે જો તમે સૂઇ રહેવા દો તો સૂઇ રહીએ નહીંતો ચાલ્યા જઇએ. તમે ગામના પટેલ છો ને અમે પરદેશી છીએ. તમારા ઉપર અમારો જોર જુલમ નથી. ત્યારે પેલો પટેલ બોલ્યો કે, તો તો ઠીક. એમ કહીને ઘરમાથી એક પાણીનો ઘડો કોરો લાવી આપ્યો ને એક સગડી ને ટોપલો છાણાં ને એક એક ગોદડી આપી. ને કહ્યું કે-મછર બહુ લાગશે માટે છાણાની ધુમાડી કરજો અને સૂઇ રહેજો, ને આટલું વચન મારૂં માનજો જે, પરદેશમાં જઈયે તો ગરીબ થઇને ફરીએ પણ ઉદ્ધતાઇ ન રાખીએ કારણકે હું તો સારો છું પણ બીજાને આગળ અમે રાજા છીએ એવું કહો તો અડધી રાતે ગામ બહાર કાઢી મૂકે. એમ કહી પટેલ તો બારણાં અડકાવીને ઘરમાં સુઇ રહ્યો પેલો રાજા ને વજીર વિચાર કરે છે

કે—રયત, નોકર વગેરે આવાજ હોવા જોઇએ તો એના રાજની બહુજ આબાદી રહે એમ વિચાર કરતાં સુઇ રહ્યા પછે. સવારે રસ્તાસર થયા, ફરતા ફરતા પોતાની રાજધાનીમાં આવ્યા ને પેલીવાત સાંભરી આવી એટલે પેલા પટેલને પોતાને પાસે રૂબરૂમાં બોલાવીને એક ગામ ઇનામમાં આપ્યું ને એને બહુ શાબાશી આપી.

### તાત્પર્ય.

જે પરમેશ્વર ભજે ને આવી રીતનો ભગવાનને ભગવાનના ભક્તનો પક્ષ હોયતો તેને શી વાતની કસર રહે નજ રહે. સર્વે વાત સિદ્ધ થાય ત્યાં તુલસીદાસની સાખી છે જે—

तुलसी अपना इष्टको, निश्चे लीजे नाम,
मनुष्य मजुरी देत हे, तो क्युं रखे गोराम

માટે સંત સમાગમ કરીને ભગવાન ભજવા તો ભગવાન રાજી થઇને પોતાના ધામ રૂપ ગામ આપે છે એ સિદ્ધાત છે તે વિચારજો

---

## વારતા નવમી.

### તુકેમેં તાસીરકે સોબતે અસર તે ઉપર.

એક રાજા પોતાના રાજ્યમાં સુખે કરીને વસતો હતો. ને એક સમયે પોતાની નાની સરખી દીકરીને ખોળામાં લઇને બેઠો હતો ત્યાં તે રાજાએ પોતાના દીવાનને પુછયુકે-" તુકેમેં તાસીર કે સોબતે અસર " ત્યારે દીકરી બોલીકે સોબતે અસર. ત્યાં પેલા રાજાને ગુસ્સો થયો કે આ દીકરી સારી નથી. એમ જાણીને ચંડાળ લોકોને આપીને કહ્યું કે—આને મારી નાંખો. ત્યારે તે લોકો લઇને ચાલ્યા, ત્યારે તે દીકરી પેલા ચંડાળોને કહે છે કે—જો રાજા છે તે તમારી પાસે માગશે કે મારી દી-

કરી લાવો ત્યારે તમે તેને શો જવાબ દેશો? માટે મને જીવતી રહેવા દો, હું દેશ છોડી બીજે દેશ જતી રહીશ. એમ કહ્યું. એટલે પેલા ચંડાળોએ એક નાની સરખી નદી હતી તેમાં તણાતી નાંખી દીધી. તેમાં એક લાકડું તે દીકરીને હાથમાં આવ્યું. ને રાતનો વખત હતો માટે બહાર નીકળવાની સુઝ ન પડી. તેથી તે લાકડા ઉપર બેશી રહી પેલુ લાકડું સવાર થતાં ૨૫ ૩૦ ગાઉ જતુ રહ્યું ત્યાં સવાર થયું એટલે કોઇક ઢોરાં ચારનાર ગોવાળીઓ હતો તેણે લાકડી લાંબી કરીને બારણે કાઢી. ને પોતાને ઘેર તેડી ગયો. ત્યાં તે છોકરો ગરીબ ઘરનો હતો પણ જાતે ક્ષત્રીય હતો. તેની મા વિધવા હતી. એ છોકરાનો બાપ નહોતો. તેથી તેને ઘેર રહી. ને તે છોકરાની મા તેના ઉપર ડહાપણને લીધે બહુ હેત રાખતી હતી ને કહેતી હતી કે મારે દીકરી નથી માટે તું મારી દીકરી ને આ મારો દીકરો છે તે તારો ભાઇ એમ કહીને હેતે કરીને રાખી. નામ ઠામ પુછતાં એના ઉપર બહુ પ્રીતી થઇ અને જાણ્યુ કે આ રાજકન્યા છે માટે કોઇ દહાડો આપણને સુખ થશે. એમ ગ્હેતાં થકાં કેટલાક દિવસ ગયા ત્યારપછે તે દીકરી ભણેલી હતી એટલે નાના પ્રકારના ઉદ્યમ કરી પૈસા મેળવ્યા. ને એક ઘોડો સરસ લીધો. તેના સાજનો ઠાઠમાઠ કરી પેલા પોતાના ભાઇને શીખવીને પોતાના બાપનો બીન પગારે નોકર કરીને મોકલ્યો. ને કહ્યુંકે મારા બાપને મૃગયા કરવાનુ વ્યસન છે. માટે તારે એ રાજાની તાબેદારી ખરી બજાવવી. વગડે શીકાર કરવા જાય તો પણ ઘોડો પાસેનો પાસે રાખવો. એમ કહીને એક પાણીનો પોટલીઓ ને એક પાનસોપારી મીઠાઇ વીગેરેનો કંડીઓ આપ્યો ને કહ્યુ કે—આમાં નીરંતર પાન સોપારી, મીઠાઇ, ટાઢાંપાણી તે પણ હાજર રાખવાં કોઇક સમયે રાજાને ઉપયોગ આણીશ તો રાજા રાજી થશે. ને જયારે રાજા રાજી થાય ને તને પુછે તો "સોબતે અસર" એમ કહીને આપણું ગામ, નામ

ઠામ તથા મારૂં વૃતાંત તે કહી દેજે એમ કહ્યું. એટલે પેલો છોકરો કહે કે સારૂ બહેન તમે કહ્યું એમજ હું કરીશ એમ કહી. ઘોડેસ્વાર થઇ ચાલ્યો. તે રાજાના શહેરમાં જઇને પાયગા ભેગો ઘોડો બાંધી નોકરની પેઠે વરતવા લાગ્યો ને રાજાની જોડે નિત્ય સ્વારી કરીને જાય ને આવે. એક સમયમાં રાજા શીકાર કરવા નીકળ્યો તે એક કાલીઆર મૃગને જોઇને ઘોડો દોડાવ્યો એટલે તે જનાવર બહુજ નાઠો તેણે કરીને તે રાજા પણ બહુજ છેટે વગડામાં જતો રહ્યો. બીજા સ્વારો સરવે વીખુટા પડી ગયા કોઇપણ પહોંચી શકયો નહિ ને આ ક્ષત્રિયનો છોકરો રાજાની જોડે ને જોડે ગયો ત્યાં રાજા તડકામાં બહુ અકળાઇ ગયા. એક ઝાડ નીચે ઘોડો ઉભો રાખ્યો એટલે પેલે છોકરે બીછાનું બીછાવી દીધું ને પોતાનો ઘોડો બાંધી દઇ રાજાનો ઘોડો પકડી આગળ ઉભો રહ્યો એટલે રાજાને સારૂ લાગ્યુ એટલે ઘોડેથી ઉતરી પડયા ને બીછાનામાં બેસી ગયા એટલે તે છોકરે પણ તે ઘોડો બાંધી દઇને પોતાની પાસે ઠંડુ પાણી હતું તે રાજાને પાયુ એટલે રાજા શાન્ત થયા. ગભરામણ મટી ગઇ એટલે મીઠાઇનો ડબો ઉઘાડી મીઠાઇ આગળ મુંકી એટલે રાજા થોડી મીઠાઇ જમ્યા ને પાનબીડુ આપ્યુ તે પાનબીડું લઇને ખાધુ. ને બહુ રાજી થયા ને કહ્યું કે ઓહો ! તું મારો નોકર ખરો જે તેં મારા પ્રાણ બચાવ્યા એમ કહી લગાર સુઇ ગયો એટલે સારી પેઠે થાક મટી ગયો એટલે બેઉ જણ પોતપોતાને ઘોડે ચડી આવતા હતા એટલે પેલા સ્વારો આવી મળ્યા, પછી સૌ ભેગા થઇને પાછા ઘેર આવી સૌસૌને મુકામે જતા રહ્યા. પછે જયારે કચેરી થઇ તે વખતે સરવે નોકરોને બોલાવ્યા. તે ભેળો આ પણ ગયો ત્યાં પેલા રાજા બોલ્યા કે આ નોકરને હું ઓળખતો નથી ને આ નોકર કયાંનો છે કોણે રાખ્યો છે કયારથી આપણે ત્યાં રહે છે, એમ રાજાએ દીવાનને પુછયું. ત્યારે દીવાન કહે હું જાણતો નથી એને પુછો. ત્યારે રાજાએ

તે નોકરને પાસે બોલાવી બેસાડીને પુછયું કે--તમે કોણ છો ? ને કયાં રહોછો ? તમને કોણે નોકર રાખ્યા છે તમને શુ પગાર મળે છે ! તમારૂં ગામ કયું, તમારૂ નામ શુ ને આવુ ડહાપણ તમે કયાંથકી પામ્યા છો ? કોણે તમને ડહાપણ શીખવ્યું ત્યારે તે છોકરો કહે કે-" સોબતે અસર " ત્યારે રાજા કહે કે-ફરી બોલ, ત્યારે તે કહે કે હા, રાજા સાહેબ, સોબતેજ અસર એ સાચી વાત છે. કે એક રાજાએ સોબતે અસર કે તુકેમેં તાસીર એમ દીવાનને પુછતાં દીકરીએ જવાબ દીધો કે સોબતે અસર એમ કહ્યું એટલે તે દીકરીને ચંડાળને મારવા આપી તે પોતાની હોશીયારીથી બચીને મારે ગામ આવી ત્યાં મારી માએ દીકરી કરીને રાખી છે, એટલે તે મારી બેન કહેવાય. તેણે મને આ ચતુરાઇ શીખવી છે એટલે 'સોબતે અસર' એ વાત સાચી છે. એમ સાંભળીને પેલો રાજા વિસ્મય પામ્યો ને તુરત સુખપાલ મોકલીને પોતાની દીકરીને બોલાવી લીધી. ને હાથ જોડી દીકરી પાસે માફી માગી. ને કહેવા લાગ્યો કે તમે કહી તે વાત સાચી છે, એમ કહીને તે દીકરીને કહ્યું કે તમે સ્વયંવર કરી તમારી ઈચ્છામાં આવે તે વર કરો, હું તમારી ઊપર બહુ પ્રસન્ન છું, એમ કહી સ્વયંવર કરી પરણાવી, ને પેલા છોકરાને દીકરો કરીને રાખ્યો. ને પોતાને પૂત્ર નહોતો. તેથી તેને રાજગાદીએ બેસાડયો,

તાત્પર્ય.

એજ કે સારા માણસની સોબતે કરીને સારિ બુધ્ધી, સંપ્રદાય, આબરૂ વગેરે પમાય છે. એ વાત જગતમાં પ્રસિદ્ધ છે.

---

## વારતા દસમી.

## એક બ્રાહ્મણ અને વાઘની વારતા.

કોઇક ગામમાં એક બ્રાહ્મણ હતો તે વહેવારે દુર્બલ હતો તેની સ્ત્રી તેને કહેતી હતી કે કંઈ કમાણી કરતા નથી, દેશ પર

દેશ જતા નથી. આપણો દીવસ શી રીતે નિર્ગમન કરીશું ત્યારે તે બ્રાહ્મણ પરદેશ જવા નીકળ્યો. ચાલતે ચાલતે કેટલેક દીવસે એક વન આવ્યું તેમાં ચાલતાં મારગ ભૂલી ગયો ને ભયંકર ઝાડીમાં ચાલ્યો ને મારગની તેને ખબર નહોતી. તેથી જ્યાં વાઘ રહેતો હતો તે તરફ જવા લાગ્યો ત્યારે ત્યાં વાઘના બે કારભારી સારા સજ્જન હતા તે એક હંસ ને એક સારસ બે હતા. તેઓ પેલા બ્રાહ્મણને જોઇને વિચાર કરવા લાગ્યા કે આ બ્રાહ્મણનું મૃત્યુ થશે એમ ધારી તેને બચાવવાને માટે એક વાઘ પાસે ગયો અને એક પેલા બ્રાહ્મણ પાસે સામો ગયો અને તે બ્રાહ્મણને અટકાવી કહેવા લાગ્યો કે—રે મુરખ તું આ વાઘની બોડમાં મૃત્યુ પામવા શાને ચાલ્યો જાય છે ત્યારે તે બ્રામણ ગભરાઇને પુછવા લાગ્યો કે—શું છે ? ભાઇસાહેબ. મને કંઇ ખબર પડી નહિં. ત્યારે તે હંસ હતો તે બ્રામણને કહે કે—તું બીહીશ નહીં ને વાઘ પાસે જઇ આશીર્વાદ દેજે તને કંઇ આપેતો લઇને અહિંથી નાશી જજે ફેર આવીશ નહીં. તારો મૃત્યુ પાસે આવ્યો હતો પણ અમે બચાવવાનો આગ્રહ લીધો છે એમ કહી વાઘ પાસે લઇ ચાલ્યો હવે પેલો સારસ વાઘ પાસે જઇ વાઘને કહે કે—સાહેબ તમે ગુરૂ કર્યા છે કે નગુરા છો ? ત્યારે તે વાઘ કહેકે—રે ભાઇ ગુરૂ કેવા હોય ને ગુરૂકર્યે શું થાય : ત્યારે તે સારસ બોલ્યો કે ગુરૂને પુંજીને આશીર્વાદ પામીએ તો જીવની મુક્તિ થાય ને પાપ બળીને ભસ્મ થઇ જાય. ત્યારે વાઘ કહે કે તેવા ગુરૂ આપણને ક્યાંથી મળે ? ત્યારે સારસ કહે કે તમે ભક્તિપુર્વક પરમેશ્વરનું સ્મરણ કરોતો પરમેશ્વરની કૃપા થકી ગુરૂ મળી શકશે એમ કહે છે એટલે પેલો હંસ ને બ્રામણ ત્યાં આવી પહોંચ્યા. બ્રામણે તે વાઘને આશીર્વાદ દીધો. ને હાથે એક દોરો બાંધ્યો. એટલે વાઘ બોલ્યોકે હે ભાઇ સારસ, તમારૂ વચન સાચુ થયું. ગુરૂ મળ્યા ખરા પણ હવે શી રીતે પુંજવા. ત્યારે સારસ કહે કે-આપણે

ઘણાં માણુસો મારી નાખ્યાંછે તેના દાગીના પડ્યા છે તે લાવી ગુરૂ આગળ ભેટ મુકો ને પગમાં બે મસ્તક મુકી બે હાથ જોડી પગે લાગો. એટલે ગુરૂની પુર્ણ પ્રસન્નતા થઈ એમ જાણુવી, વાઘે તેમ કરીને દાગીના આપ્યા. ને બ્રામણુને વિદાય કર્યો. બ્રામણ લઈ પોતાને ઘેર ગયો. ત્યારપછી કેટલાક દીવસ વીત્યા પછે તે વાઘે પેલા હંસ અને સારસને કાઢી મુકીને એક શીયાળ અને કાગડાને કારભારી કર્યા હતા. તેવામાં પેલો બ્રામણ લોભને લીધે જતો હતો. કે હું ફરીવાર આશીર્વાદ દઇ આવું ને ધન લઈ આવું. એમ ધારી તે રસ્તે ચાલ્યો. એટલે પેલા હંસ અને સારસ હતા તે તેજ જગ્યો ઉપર હતા. તેણે તે બ્રામણુને સમજાવ્યો-કે રે બ્રામણુ, સાંભળ, સાખી:—

॥ हंस गये सारस गये, गये भोमिके सार;
अब तो कग जंबुक रहे, पंडित करो विचार. ॥

અર્થ:—કે હે બ્રાહ્મણ હંસ અને સારસ અમે વાઘના કારભારી હતા તે મટીને હવે શીયાળ અને કાગડો બે થયા છે. માટે તમો વિચાર કરીને પાછા જાઓ, નહીંતો તમારૂં મૃત્યુ થશે; તોપણુ પેલા લોભી બ્રાહ્મણે માન્યું નહિ ને ગયો. એટલે પેલો વાઘ ઉઠી આગળ આવીને બહુજ હેત જણાવીને પગે લાગ્યો એટલે પેલે બ્રાહ્મણે આશીર્વાદ દીધો. એટલે પેલે શીયાળીએ પુછયું હે રાજા, આ શું કરો છો ? ત્યારે વાઘ બોલ્યો કે એ તો મારા ગુરૂ છે. તેને પગે લાગીને પુંજુ છું. ત્યારે પેલો શીયાળીઓ ને કાગડો હતા તે કહે કે એને પુંજે શું થાય? ત્યારે તે વાઘ કહે કે જીવનું કલ્યાણ થાય. ત્યારે પેલા બે જણુ કહેકે એને પુંજીને પગે લાગે છે એટલામાંજ કલ્યાણ થાય છે તો એને આપણા પેટમાંજ રાખ્યો હોય તો કેવુ સારૂં ! પાપ માત્ર બળી જાય ને અંતરનો મેલ નાશ પામી જાય, માટે એને મારીને પેટમાંજ ખાઇને ઉતારો તો તત્કાળ મુક્તિ મળે-એમ અમે ધારીએ

છીએ. એવી રીતે બેઉ જણાએ અવળીબુદ્ધિ આપી તેથી તેવાજ માનીને તે બામણને મારી નાખ્યો અને ખાઇ ગયો.

### તાત્પર્ય.

श्लोक ॥ ब्राह्मणा भोजने तुष्टा, मयुरा घन गर्जिते,
साधवः पर संपतो, खलाः पर विपतीषु. ॥

અર્થ:—બ્રાહ્મણ ભોજન કરીને સંતુષ્ટ થાય છે. મોર વરસાદ ગાજે તે સાંભળીને રાજી થાય છે. સાધુ પુરૂષો પારકી સંપત્ત આદિ સમૃદ્ધિઓ તેને જોઇને રાજી થાય છે. ને ખલ પુરૂષ છે તે પરની આપત્તી જોઇને રાજી થાય છે, માટે સત્પુરૂષની સોબત રાખી સારે માર્ગે ચાલી પોતાનુ ભલું થાય તેમ કરવું. પણ નઠારા નીચ પુરૂષોની સોબત કયારેય પણ કરવીજ નહીં એમ સત્શાસ્ત્રનો સિદ્ધાંત છે.

---

## વારતા અગીઆરમી.

### ખટાસમાં ચાર ગુણ વીષે. રાજા ને છોકરાની વાત.

એક રાજાને એકજ છોકરો તે ખટાસ બહુ ખાય, કંઇ આમલીના મુરબ્બા, લીંબુનું અથાણું, દહીં એ આદી ખટાસ ઉપર વધતો પ્રેમ ને ખટાસતો માણસના દેહને બગાડ કરે છે. તેટલા વાસ્તે પેલો છોકરો ખટાશ બહુ ખાય તેથી તે રાજા મુંકાવ્યાનો આગ્રહ બહુ કરે ને જે જે-વૈદ લોકો આવે તેને પેલો કુંવર બંધીખાને નાંખી ફજેત કરે, ને એકજ દીકરો તેથી રાજાવતે બહુ કહી ન શકાય. છોકરાનો દેહ પણ બગડવા માંડયો તેટલામાં કોઇ સારા બુદ્ધિશાળી સજ્જન પુરૂષ હરીઇચ્છા થી આવી ચઢયા. તેને રાજાએ બધી વાત કહી. ત્યારે તે પુરૂષે પેલા રાજાના છોકરા પાસે જઇ દોસ્તદારી કરી. ને તેના પક્ષમાં ભળ્યો. ને તેના મોરબ્બા વીગેરે ખટાશના પદાર્થો વખાણવા

લાગ્યો, એટલે રાજાના છોકરાને પ્રીતી થઇ એમ કરતાં કેટલાક દહાડા ગયા કેડે વાતચીત કરવા બેઠા, ત્યારે પેલા પુરૂશે એમ વાત કરી જે—જે માણસ ખરાશ ખાધાનો અભ્યાસ રાખે છે તેને બહુ ગુણ થાય છે. એમ કહીને બહુજ પ્રીતી જણાવી. ત્યારે પેલો રાજાનો છોકરો પૂછવા લાગ્યો કે તે ગુણ મને કહો ત્યારે તે પુરૂષ કહે કે જો એકતો તે પૂરૂષને વ્રદ્ધાવસ્થા નઆવે તથા વાળ ધોળા ન થાય ને એના ઘરમાં ચોર ન પેસે, ને એને કુતરૂં ન કરડે એ આદીક બીજા ઘણા ગુણ છે ત્યારે પેલા રાજાના છોકરાને એને વિશે બહુ પ્રોતી થઈ ને કહેવા લાગ્યો કે તે ગુણ મને કહો, ત્યારે તે પુરુષ કહે કે—એક તો એ ગુણ જે એને ક્ષય રોગ થાય તેથી તેને ઉધરસને જોગે ઉંઘ ન આવે ને રાંત બધી ખુંખું કર્યા કરે એટલે એના ઘરમાં ચોર શુંકરવા પેસે. કારણકે એ જાગતો રહેછે. અને બીજો ગુણ એજે એનાથી લાકડી વીના ન ચલાય. એટલે કુતરૂં એની પાસે કેમ આવી શકે? લાકડી દેખીને ડરે. અને ત્રીજો એ ગુણ જે-એ જુવાનજ મરે પણ ઘરડો ન થાય. અને ચોથો ગુણ જે જુવાન મરેએટલે વાળ ધોળા શું કરવા થાય ? નજ થાય. એવું સાંભળીને પેલો રાજાનો કુંવર હતો તે બ્હીજ ગયો, કે અરેરે, 'આવા દોષ છે. ત્યારે તે પુરૂષ કહેજે—તમે તમારા દેહને તપાસી જુઓ. ત્યારે તેને માલમ પડયું. એટલે તેણે તે ક્રિયાઓ પડી મુકી. એટલે તે રાજા રાજી થયો. ને એને મોજ આપી ને વીદાય કર્યો,

## તાત્પર્ય,

પહેલો સત્સંગી કરવો હોય ત્યારે તેને એમ કહેવું જે-તું હુંકો, લસણ, ડુંગળી વગેરે જે કરતો હોય તે કરજે. પછી ધીમે ધીમે દોષ બતાવે કે આ રીતે અફીણમાં, ડુંગળીમાં, તમાકુમાં આવાં દોશ છે. એમ કહી દોષ મુકાવી ચોખો કરી ભગવાનના ધામમા પહોંચાડે છે.

## વારતા બારમી.

## એક બકરીની વાત.

---

એક ભરવાડ બકરાં ચારતો ચારતો સાંજરે પાછો વળ્યો તે પોતાને ઘેર આવતાં મારગમાં એક બકરીનો પગ ભરોડામાં પેસીને ભાંગી ગયો. એટલે તે તો ત્યાંજ બેસી રહી ને પોતાનું ટોળું તો ગામમાં પહોંચી ગયુ. ત્યારપછે તે બકરી વીચાર કરવા લાગી કે હવે મ્રત્યુ આવ્યું. આ વગડામાં જનાવરો મારીખાશે એમ ધારેછે એટલામાં એક મોટું વાઘનું પગલું જોવામાં આવ્યું ત્યારે તેનો આશ્રય કરીને બેઠી. એટલામાં શીયાળવાં નહારીયાં વીગેરે જનાવર આવ્યાં તે તેને મારવાનો વીચાર કરે છે એટલે પેલી બકરી બોલી કે આ પગલું કોનું છે ? તે જુઓ. હું તો જેનું પગલુ છે તેની છું. તેને જુવાબ દેવાની હીંમત હોય તો મારજો. ત્યારે પેલા બ્હીને નાશી ગયાં બીજા ચીતળા વાઘ વગેરે આવ્યા તેમણે પણ પુર્વેની પેઠે મારવા વીચાર કર્યો. ત્યારે તે બકરી બોલી કે હું તો આ પગલાંવાળાની છું એમ કહીને પગલું બતાવ્યું. એટલે પેલું પગલું જોઇને પેલા વાઘ વિચાર કરવા લાગ્યા કે—આ તો આપણા રાજાનું છે. એમ જાણી ભય પામી નાશી ગયા, એટલે જેનું પગલું હતુ તેજ વાઘ આવ્યો. ત્યારે તે બકરી બોલી કે હુ તો આ તમારા પગલાને આધારે અત્યારસુધી જીવતી રહીછુ. હવે તમારે જેમ કરવું હોય તેમ કરો. ત્યારે પેલે વાઘે વીચાર્યું કે મારે આશરે કરીને જીવી માટે શરણે આવેલાની તો રક્ષાજ થાય પણ મ-રાય તો નહીજ. એમ ધારીને વાઘ બોલ્યો કે તારે કાંઈ કામ હોય તો કહે, ત્યારે બકરી બોલી કે મારે તો ગામમાં મારા ધણીને ત્યાં બકરાં ભેગી જવું છે. પણ આ મારો પગ ભાગી ગયો છે તેથી હું અટકી છું. એમ કહીને તે બકરી મુન્ય રહી

એટલે તે વાઘ આમનેમ જોવા લાગ્યો. તેટલામાં એક હાથી આવતો જોયો તે નજીક આવ્યો એટલે પેલે વાઘે કુદીને એક તમાચ મારી એટલે પેલો હાથી બુમ પાડી ઉઠયો ને કહે કે-શામાટે મારો છો ? તમારી આજ્ઞા પાળવા હું તઈયાર છું. ત્યારે તે વાઘ કહે કે—આ બકરીને તારા માથા ઉપર બેસાડી ને નવી કુંપળો ખવરાવતો ખવરાવતો આ ગામમાં એનો ધણી જે ભરવાડ તેના ઝોકમાં મુકી સોંપી આવ, ત્યારે તે હાથીએ તેમ કર્યું

### તાત્પર્ય

॥श्लोक॥ निचाश्रयो न कर्तव्यः कर्तव्यो महदाश्रय,
अजासिंह प्रसादेन, ह्यारुढा गज मस्तके.

અર્થ—કોઇ માણસે પણ નીચની સોબત ન કરવી. ને મોટા પુરૂષનો આશ્રય કરવો, કારણકે અજા કેતાં બકરી તે જે તે સિંહ જે વાઘ તેની પ્રસન્નતા જે કૃપા તેને કરીને હાથીના મસ્તક ઉપર બેઠી. માટે સારા માણસની સોબત કરવી.

---

## વારતા તેરમી.

### એક ચોરની વાત.

એક ગામમાં બહુ ચોર રહેતા હતા તે એક વખતે ચોરી કરવા ગયા અને રાજાનો ખજાનો ફાડી બહુ ધન લાવ્યા ને આવતાં એક કંદોઈની દુકાન લુંટીને માંહીથી ખાંડનાં ખુરશી વગેરે રમકડાં પણ લાવ્યા હતા તે ચોર વગડામાં એકાંતજગાએ વહેંચી લેવાનો વિચાર કરીને બેઠા. એટલે એક ચોર બોલ્યોકે પેલું પકવાન લાવો. આપણે જમી લઈએ ત્યારે પેલું પકવાન એક ચોરે વહેંચી આપ્યું. તે કોઇને ભાગ કેરી આવી કોઇને ભાગ ખુરશી, કોઇને ભાગડેરૂંને એક ચોરને ભાગગાડું આવ્યું.

ત્યારે જેને ગાડું આવ્યું તે ચોર કોઈક ઝહાડો સાધુ પાસે બેસવા ગયો હતો. ત્યારે તે સાધુએ ધર્મ પાળવાની બહુ વાત કરીને કહ્યુંકે-હે ભાઈ કંઇક નીયમ રાખ ત્યારે પેલો ચોર કહે હું તો પાપી છું ને ચોર છુ. તે હુથી શું નીમ પળે ? એટલે પેલા સાધુ કહે કે—તું ગાડું ન ખાઇશ એવો નીમ તારાથકી પળસે કે નહીં પળે ત્યારે તે ચોર કહેકે-વાહવાહ, ભાઈસાહેબ એવું તો પળશે. એમ કહી નીમ રાખ્યું એટલે તે ચોરે તે ખાંડનુ ગાડું ન ખાધું ને પેલા ચોરતો સૌ સૌનું ભાગે આવેલું પકવાન ખાઇગયા. તે પકવાનમાં સર્પની લાળ પડેલી હતી તેથી તે સર્વે ચોર મરી ગયા. ને જે ચોરે ખાંડનું ગાડું ન ખાધુ તેથી તે બચ્યો. પછે તે ચોરે તે ગાડું નાંખી દીધું ને બધાય પૈસા એને હાથ આવ્યા તે લઇને નાશી ગયો ને પાછળ રાજા નુ લશ્કર આવ્યું. તેણેતપાસ કરીને જોયું. ત્યાં સરવે ચોર મ-રેલા જોયા. તેની પાસે તપાસ કરતાં ચોરીના માલ મળ્યોનહિં તેથી લશ્કર પાછું વળી ગયું.

## તાત્પર્ય.

સાધુને વચને કરીને પેલા ચોરને બધાય પઇસા મળ્યા ને દેહ પણ ઉગર્યો ને સાધુનું વચન પણ પળ્યું ને રાજાની આં-ટીમા પણ ન આવ્યો પછી તેણે વિચાર કર્યો કે ચારે પ્રકારે કોઈ વાતે દુખ ન આવ્યું તે સાધુને પ્રતાપે માટે તે સાધુ જેમ કહે છે તેમજ કરવું છે. એમ ધારીને તે ચોર પેલા સાધુ ને શરણે થયો. ને પોતાનાં ભુડાં કર્મનો ત્યાગ કરી ભગવાન ભજવા લાગ્યો. તેમ સાધુને સંગતે કરીને બહુ પ્રકારના દોષ કલેષ નિવ્રત્તિ પામી જાય છે.

## વારતા ચૌદમી.

## એક ખેડુત ને સાધુની વાત.

એક ખેડુ પોતાના ખેતરમાં હળ હાંકતો હતો તે ખેતરને છેડે મારગ હતો તે મારગે સાધુ જતા હતા તે સાધુએ પેલા ખેડુને હળ હાંકતાં બળદને મારતો હતો તે જોયો ત્યારે તે સાધુએ ખેડુને કહ્યું કે—હે ભાઇ ભગવાનનું નામ સ્મરણ કરતો કરતો હાંક તો તારા બળદ ખુબ ચાલશે. ત્યારે તે ખેડુ કહે કે મને નામ શીખવાડો. હું શીરીતે નામ લઉં, ત્યારે પેલા સાધુ એ વીચાર કર્યો કે આ માણસ જાડી બુદ્ધિનો છે અર્થાત્ થોડી બુદ્ધિનો છે એમ વિચારીને કહ્યું કે—ગોપાળજી, ગોપાળજી, ભજન કરતો જા ને હળ હાંકતો જા ત્યારે તેણે તેમ કરવા માંડયું એટલે પરમેશ્વરની ઈચ્છાએ સત્પુરૂષની દયાથી બળદ ચાલવા મંડયા એટલે પેલા સાધુ ઉપર પેલા ખેડુને ભાવ બેઠો તેથી તે ગુરૂ માનવા લાગ્યો. એમ કરતાં બપોર થયા એટલે એની સ્ત્રી ભાત લઈને આવી તે ભાત જમવા માટે હળેથી બળદ છોડી મુકયા. તે સેઠે જઇને ચરવા મંડયા એટલે પેલો ખેડુત તેની સ્ત્રી પ્રત્યે બોલ્યો કે હું જે નામ લઉં છું તે હું ખાતાલગી તું લે. પછી હું જમી રહીશ એટલે તું મારૂં નામ મને પાછું આપજે. ત્યારે તે સ્ત્રી કહે કે—હું તેમ કરીશ. એટલે પેલો પુરૂષ કહે કે—ગોપાળજી ગોપાળજી કરજે. જો ભુલી જઇશમા એમ કહીને જમવા મંડયો ને પેલી સ્ત્રી ગોપાળજી ગોપાળજી કરતી કરતી ખેતરમાં ફરવા લાગી ને કાંટા વગેરે વીણતી હતી એવી રિતે કામનો વ્યવસાયમાં ગોપાળજી ગોપાળજી કહેવું ભુલી ગઈ એટલે નામ પણ યાદ નરહ્યુ ત્યાર પછે પેલા પુરૂષે જમી તત્પર થઇને હળ જોડયું. ને પરોણો લઇને હાંકવા ટાણું થયું એટલે પેલી સ્ત્રીને બોલાવીને કહેવા

લાગ્યો કે—મારૂં નામ લાવ, ત્યારે પેલી સ્ત્રી કહે કે હું તો ભુલી ગઇ છું. ત્યારે પેલો પુરૂષ જાણે કે—મારી ઠેકડી કરે છે એમ ધારી હઊતઊ કરવા લાગ્યો તોપણ પેલી સ્ત્રી તો ભુલી ગયેલી માટે શું કહે : તેથી પેલે પુરૂષે બેચાર પરોણા માર્યા એટલે ભોંય ઉપર પડી જઈને ઉંચે સાદે રડવા લાગીને કહેવા લાગી કે-હાય, હાય, મારા બાપરે, મારીમારીને ગુંછળાં વાળી નાંખ્યાં. એટલે પેલા પુરૂષને અડધુપડધું નામ યાદ આવી ગયું તેથી તે પુરૂષ કુદવા મંડયો ને કહેવા મંડયો—લેતીજા, રાંડ, હવે કેમ કહ્યું એમ કહીને ગુંછાળજી ગુંછાળજી કરતો જાય ને હળ હાંકતો જાય તે જોઇને ભગવાન લગારેક હસ્યા. ત્યારે લક્ષ્મીજીએ પુછયું કે હે મહારાજ તમો શું હસ્યા ? ત્યારે ભગવાન કહે છે કે મારો પ્રેમી ભક્ત એક થયો છે તેણે મારૂ નવું નામ પાડયું, ત્યારે લક્ષ્મીજી કહે કે—તે ભક્ત મને બતાવો, હું જોવાને ઇચ્છુંછું ત્યારે ભગવાન કહે કે ચાલો. એમ કહીને બે જણ પેલો હળ હાંકતો હતો તેની નજીક આવતાં હવાં. થોડેક દુર રહ્યું એટલે ભગવાન કહે છે કે હું આ ખાડા માં સંતાઇને બેસું ને તમે જઇને જોઇ આવો તેમ કહી ભગ વાનતો ત્યાં બેઠા એટલે લક્ષ્મીજી હતાં તે પેલા ખેડુને આગળ જઈને કહેવા મંડયાં કે હે ભાઇ હળના હંકનાર તું શું કરેછે ત્યારે તે ખેડુ બોલ્યોકે—હળ હાંકીએ છીએ શુ નથી દેખાતું ? ત્યારે લક્ષ્મીજી કહે કે-હા ભાઈ, તે તો ખરૂં પણ તું આ મોઢેથી શું બોલે છે ત્યારે તે ખેડુ કહેકે—તારા ભાયડાનુ નામ દઉંછું. નથી સંભળાતું ત્યારે લક્ષ્મીજી કહેકે તે મારો ભાયડો ક્યાં છે ત્યારે તે ખેડુ કહે કે-પડયો હશે ખાડામાં. એમ કહ્યું એટલે લક્ષ્મીજી રાજી થયાં ને આશીર્વાદ આપીને ભગવાન પાસે આવ્યાં ને ભગવાનને કહ્યુંકે—હે દયાળુ તમે કહેતા હતા તે વાત સાચી. એમ કહીને ભગવાન તથા લક્ષ્મીજી પોતાના સ્વધામમાં પધાર્યા.

## તાત્પર્ય.

સાધુને વચને પેલા ખેડુએ ભાવે સહીત જેવું આવડયું. તેવું ભગવાનનું નામ દીધું તેણે કરીને ભગવાન પ્રસન્ન થયા ને લક્ષ્મીજીનો આશીર્વાદ પામ્યો. એટલે સમૃદ્ધિવાન થયો. તો ભગવાનને નક્કી ભગવાન જાણીને જે ભજશે તેને શી વાતની સીદ્ધિ નહિ થાય સર્વે વાતની સીદ્ધિ થશે. તે ઉપર નિષ્કુળાનંદ સ્વામીનું વચન છે કે—

संतकृपाए सुख पामिए, संतकृपाए उपजे ज्ञान;
निष्कुळानंद संतकृपा करेतो, आपे अविचळ ठान. १
संतकृपाथी सुख पामिए, संतकृपाथी सद्गुण;
संतकृपा विना साधुता, कहोने पामिया कोण. २

આવી રીતનાં સંતપુરૂષનાં વાકયો તે ડાહ્યાપુરૂષે વીચારી જાવાં જોઇએ.

---

## વારતા પંદરમી.

### કલ્પતરૂ તળે સંકલ્પ કર્યા વીષે.

એક દેશમાં ચાર જણ ભાઇબંધ હતા. તેમાં ૧ સુતાર, બીજો ભરવાડ, ત્રીજો વાણીયો અને ચોથો ક્ષત્રીય એ ચારજણ મળીને પરદેશ ગયા. ત્યાં ઝાડીમાં એક સારૂં ઝાડ આવ્યું. ત્યાં બપોરી ગાળવા બેઠા, એટલામાં એક જણે સંકલ્પ કર્યો કે અહીં ઠંડા પાણી તઇયાર હોયતો કેવી શાન્તી વળે ત્યાંતો ઠંડાંપાણીનાં માટલાં પોતાની પાસે જણાવા મંડયાં એટલે સર્વેએ પાણી પીધું. એટલામાં એક જણે વળી સંકલ્પ કર્યો કે-સારી સજજા સુવાને માટે હોય તો બહુ સારૂ એટલે તે ભારે સજજાઓ તૈયાર થઇ ગઇ. તે ઉપર એક એકજણ સુઇ ગયો. એટલે ભરવાડ

હતો તે ઉંઘી ગયો. અને વાણીયો પણ સુઈ ગયો એ રીતે ત્રણે જણ ઉંધ્યા ને શુતારે તો સુતાંસુતાં ઉંચું જોયું ત્યાં તો કલ્પવૃક્ષનો ઝાડ હતો તેમાં શું શોભામાં બાકી હોય ? અતીશે શોભાયમાન એવી લાંબીલાંબી ડાળો પેલા સુતારના જોવામાં આવી એટલે તે સુતારે એમ સંકલ્પ કર્યો કે કોઢા આદીકના બહુ સરસ હાથા થાય એમ છે પણ કાપવાનું હથીયાર નથી. એમ સંકલ્પ કર્યો તેટલામાં તેજ ઝાડે કુહાડો લટકતો દીઠો. એટલે એને એમ સંકલ્પ થઇ ગયો કે આ મારા માથા ઉપર છે. તે જો ત્યાંથી પડશે તો મારૂં ગળું કપાઇ જશે. એટલે તે કુહાડો તત્કાળ ત્યાંથી પડયો તે સુતારનું ગળું કપાઈ ગયું એટલે ગરાશીઓ ઉઠયો તેણે જોયું ને વીચાર કર્યો કે–આ સુતાર મુઓ તેનો જુમો મારે માથે આવશે કારણકે હું ક્ષત્રીય છું એમધારી પોતે સંકલ્પ કર્યો કે–સરસ ઘોડો ચડવાને હોય તો હું તે પર બેસીને ચાલ્યો જાઉં એટલે તરત સાજ માંડેલો તઇયાર ઘોડો આવીને ઉભો રહ્યો. તે ઉપર બેશીને ગરાસીઓ નાસી ગયો, તેવામાં પેલા શેઠજી જાગ્યા તે જોઇને બુમ પાડી ઉઠયા અરેરે, બાપરે, બાપરે, ગરાસીએ તો એનુ કર્યું ને મારા શા હાલ થશે. એમ કહી પેલી સજ્જામાંથી ઉઠીને આમતેમ દોડાદોડ કરવા મંડયો ને કહેવા લાગ્યો કે વાઘ આવશે તો ખાઇ જશે એટલે તુરત વાઘે આવીને તે વાણીઆને મારી નાંખ્યો. તેવામાં ભરવાડ જાગ્યો તેણે બે જણને મરેલા જોયા. તેથી વીચાર કરવા લાગ્યો કે ક્ષત્રીએ એનો ધર્મ સાચવ્યો અર્થાત્ એની જાતપર ગયા વીના ન રહ્યો માટે હવે મારે શું કરવું ? એની સાથે આવીને પેટ ભરીને ગોદા ખાધા. હવેતો કોઇનો સાથ મળેતો નાશી જાઉં એમ સંકલ્પ કર્યો એટલામાં ખેતીમાં ખેડ કરનાર મજુર લોકો જતા હતા તે તેના જોવામાં આવ્યા. તેથી તેના જોગો કોઈક ગામ આવ્યું તેમાં પેશી ગયો.

## તાત્પર્ય.

આ સત્સંગ કલ્પવૃક્ષ જેવો છે. તેમાં રહીને જે જન જેવા સંકલ્પ કરે છે તેવું તેને ફળ મળેછે, ત્યાં એક વાકય છે કે—

॥ सत्संगः कल्पद्रुम इव कींकींन तनु ते ॥

॥ ૧ ॥ અર્થઃ—સત્સંગ છે તે કલ્પવૃક્ષ જેવો છે તે શું શું નથી વીસ્તારતો જે જે મનોરથ કરે છે તે તે મનોરથ ને પુરા કરે છે આવાં અનેક વાકયો છે તે વીચારી જોવાં.

---

## વારતા સોળમી.

### એક ભરવાડ અને રાજાની વાત.

એક દેશમાં રાજા પોતાની રાજધાનીમાં રાજ કરતો હતો ને બહુ નીતિશાસ્ત્રમાં પ્રવીણ હતો. ને પોતાની પ્રજાને પાળનાર હતો તે એક વખતે પોતાના શહેરમાંથી મ્રગયા માટે જંગલમાં ગયો હતો ત્યાં બપોર ચઢી ગયા હતા. ને તાપ બહુ લાગ્યો હતો તેથી તરસનો માર્યો અકળાતો હતો તેવામાં એક ભરવાડ ને બકરાં ચારતો જોયો એટલે તે રાજાએ એમ ધાર્યું કે એ ભરવાડ પાસે જરૂર પાણી હશે એમ ધારી પોતાનો ઘોડો તે ભરવાડ તરફ મારી મુકયો જેમ નજીક જાય છે કે જતાં જતાં એમ સંકલ્પ કર્યો કે એ ભરવાડ મને પાણી આપશે તો હું એને એક ગામ આપીશ ને પાણી નહિ પાય તોપણ આપીશ. તેવામાં પેલે ભરવાડે પણ જાણ્યું કે રાજા તરસ્યા થયા છે તેથી પાણીને વાસ્તે અહીં આવે છે પણ મારે પાણી નથી પાવું જો રાજા જોર જુલમ કરશે તો હુ પાણીની બતક ફોડી નાંખીશ. પછે મર મને રાજા શુળીએ દેતો. એમ સંકલ્પ કરે છે તેટલામાં તે રાજા ભરવાડની પાસે જઇ પહોંચ્યા ને પાણી માગ્યું એટ-

લે ભરવાડે પાણી આપવાની ના કહી એટલે રાજા ગુસ્સે થઇ જ
રાઈથી લેવા ગયા એટલે પેલે ભરવાડે પાણીની બતક હેઠે-
ખી દીધી એટલે બતક ફુટીને પાણી જતું રહ્યું એટલે પેલો રા
નીરાશ થઇ પોતાના ઘોડાને એકદમ પોતાના ઘર તરફ દોડા
મુકયો. ઘેર આવી પાણી પી સુખીયા થઇને આરામ કર્યો પ
જમીને પોઢી ગયા. ને સાંજનો વખત થયો એટલે કચેરી ટા
થયું પછી તે રાજા કચેરીમાં જઇ પોતાની ગાદી ઉપર બેસી
પેલા ભરવાડના ઉપર સિપાઇ મુકી પોતાની પાસે બોલાવી મગાવ્યે
પેલો ભરવાડ ધ્રુજતો જાય ને હાથ જોડી સલામ કરી આગ
ઉભો રહ્યો એટલે પેલા રાજાએ એને એમ કહ્યું કે તેં તારો સં
લ્પ સત્ય કર્યો માટે હું પણ મારો સંકલ્પ સત્ય કરૂં છું એ
કહીને તે ભરવાડને એક ગામ આપ્યું ને કહ્યું કે સારાં સાર
વસ્ત્ર પહેરીને મારી કચેરીમાં તારે નીત્યે બેસવા આવવું. એ
કહી સારાં કપડાં વગેરે શીરપાવ આપી ઘેર વિદાય કર્યો પેલે
ભરવાડ પોતાને ઘેર જઈ પસ્તાવો કરવા લાગ્યો ને જ્યારે તે
ભરવાડ રાજાની કચેરીમાં સલામ કરીને બેસે ત્યારે નીચુ
જોઇને બેસે પણ ઉંચું તો જોવાયજ નહિ કારણકે કોઈક તેનો
ઇનામદાર હોય તે રાજાની આગળ પોતાના પુર્વજોના વખાણ
કરતો સતો રાજાને સલામ કરીને બેસે ને રાજાને શાબાશી
આપે ને કહે કે—શાબાશ છે રાજા બહાદુરને કે અમારા વ-
ડીલોને તમે થોડીક હોશીઆરીમાં આખું ગામ અમને આપ્યુ
છે. એમ કહે એટલે પેલો ભરવાડ નીચું જોઇ ભોંય ખોતરે.
ત્યારે બીજા સભાસદો તેને કહે કે—તમે નીચું કેમ જોઇ રહો
છો, છાતી કાઢી કેમ બેસતા નથી ? ત્યારે તે કહે કે મેં નીચું
જોયા જેવું કર્યું છે એમ કહીને દીલગીર થઇને પોતાનું વૃતાંત
કહી દેખાડે.

### તાત્પર્ય.

જીવની અકળાઇનો પાર નથી. તેમ ભગવાનની દયાનો

પાર નથી. ભગવાનનું થોડું વચન પાળે છે તેણે કરીને ભગવાન પોતાનું ધામ રૂપ ગામ એને મોજ આપે છે પણ એનું વચન પાળે તો તે વચન શિક્ષાપત્રી છે, એટલામાં પામર જેવો જીવ હોય તે પણ ભગવાનના પદને પામે છે. તે વાતમાં કંઇ પણ સંશય નથી, કારણ કે પૂર્વે મોટા મોટા રૂષીઓ તપ કરી કરીને મરી ગયા છે તેને પણ ભગવાન સ્વપ્નમાં નથી દેખાયા ને આજ કલીકાળમાં તો ભગવાનના સંત નિયમ ધરાવીને સત્સંગી કરે છે તે થોડાક દહાડામાં નાની અવસ્થામાં મૃત્યુને પામે છે તો પણ તેને પોતાના ધામમાં તેડી જાય છે તે આ લોકમાં તેના સગાને અથવા પર નાતના આડોશી પાડોશીને પણ અલૌકીક ચમત્કાર દેખાડીને તેડી જાય છે તે આજ અદ્યાપી સુધી તેજ વાત ચાલી જાય છે પણ તેમાં ફેર પડતો નથી હવે આથી ભગવાનની કેટલીક દયા કહીએ તો પણ મૂરખ જીવને પ્રતિતી આવતી નથી ને ભગવાન ભજતા નથી એથી જીવની શી અવળાઈ કહીએ, એજ અવળાઇ છે.

---

## વારતા સત્તરમી

## એક છોકરો અને તેના સગાંના હેત વિષે.

એક છોકરો નિત્ય સાધુ પાસે બેસવા જતો હતો તે છોકરાને સાધુ ધર્મજ્ઞાન, વૈરાગ્યાદિક વાત કરીને શીખામણ દે ને કહે જે સંસારીક સુખ, સગા સબંધી સર્વે અનિત્ય છે. ને સંસાર બધો સ્વાર્થનો ભરેલો છે. ત્યારે પેલો છોકરો કહે કે તમે કહો છો તે ઠીક છે પણ સર્વત્ર એવું ન હોય મારે વાસ્તે તો મારાં સગાં સંબંધી, માબાપ વિગેરે મારા વિના કોઇ ઘડી પણ રહી ન શકે એવું મારે વિષે હેત રાખે છે. ત્યારે પેલા સાધુ કહે કે તારે હેત જોવું છે? એમ કહીને એક જોગની

કળા શીખવાડીને કહ્યું કે તું તારે ઘેર જઇને નાડી પ્રાણ ખેં-
ચીને મુવા જેવો થઇને પડજે પછે હું વઈદ થઇને આવીશ ને
હું તારૂ વઇદું કરીશ એટલે તું ઉઠજે. આવો ઠરાવ કરી
છોકરો પોતાને ઘેર ગયોને જતાં વેંતજ આંખો વગેરે ચઢી
ગઇને મરવા જેવો થઈ પડયો,–એટલે તેનાં સગાં આંમતેમ
દોડાદોડ કરવા લાગ્યાં એટલે પેલો બાવો ત્યાં જઇ પહોંચ્યો.
ને પૂછવા લાગ્યો કે તે છોકરાને શું થયુ છે : ત્યારે તેનાં
સગાંએ કહ્યું કે કાંઈક થઈ ગયુ છે તે મરી જશે માટે જો
તમે સત્પુરૂષ છો તે તમારાથી કંઈક રક્ષા થાય તો કરો ત્યા
રે તે બાવે તે છોકરાને નાડી જોઇને કહ્યું કે–આ છોકરો બચે
તેમ નથી પણ એનો એક ઉપાય છે. જો થાય તો ત્યારે તેનાં
સગાં કહે કે તમે કહો તેમ કરીએ પણ તેને બચાવો ત્યારે
તે સાધુ કહે કે પાંચ શેર દુધ જોઇએ એમ કહી શેર ૫ દુધ
મંગાવ્યું ને અંદર બશેર સાકર નાખીને પછે પેલા છોકરા
ઉપર માથેથી તે પગ સુધી આમતેમ બે આંટા ફેરવી પછે તે
બાવો કહે કે—આ દુધને જે પીએ તે મરે ને આ છોકરો સારો
થાય. એમ કહીને એના બાપને કહ્યું કે—ડોસા તું આ દુધ પી.
તારો છોકરો સાજો થાય ને તું મરી જઇશ. ત્યારે તે ડોસો કહે
કે—મારે તો બીજા બે છોકરા છે. તેટલા ઘણા છે. હું વળી
એને સાટે મરૂં ત્યારે મારે શો લાભ એમ કહી તે દુધ ન પીધું
ત્યારે તે સાધુએ તે છોકરાની માને કહ્યું કે—ડોસી તું દુધ પી,
તારો છોકરો જીવે. ત્યારે તે કહે ના બા. એને સાટે હું શીદ
મરૂં ? હું તો એમ ધારીશ કે મારે એટલો નહોતો. ત્યાર પછે
એ છોકરાના ભાઈને કહ્યું કે તમો આ દુધ પીઓ. ત્યારે તે પણ
કહેવા લાગ્યો કે અમે બે જણ છીએ તો આખા ગામને ભારે
છીએ. અમે મરીએ ને એ જીવે તેમાં અમારે શો લાભ. ત્યારે
તે બાવે તેની બેનને કહ્યું ત્યારે તે કહે કે—મારે બે ભાઇ
ઘણા છે. એમ કહી તેણે તે દુધ ન પીધું. ત્યાર પછે તેની

ઓને કહ્યું કે—આ દુધને તું પી તો તારો પતી જીવતો થાય ને તું મરી જઇશ. ત્યારે તે કહે કે હું તો બીજે જઇશ પણ હું મરૂં તો મારે શો લાભ એમ કહી તેણે પણ ન પીધું ત્યાર પછી એ છોકરાના કાકા, મામા, ભાઇભત્રીજા' સૌને કહ્યું કે—કોઇપણ પીઓ તો આ છોકરો બચે કારણકે—એનું મૃત્ય આ દુધમા છે તે જે પીએ તે મરે ને એ છોકરો જીવે. તોપણ કોઇએ દુધ ન પીધું. ને મરવા તૈયાર ન થયાં. આવી રીતે સૌનો સ્વાર્થ પ્રગટ કર્યો. ને પછે તે બાવો કહે કે—હું પીઉં ? એમ કહ્યું કે બધું કુટુંબ કહેવા લાગ્યું કે—ઓહો ! મહારાજ સંતતો આ જગતમાં તારવાનાં તુમડાંજ છે. ને સંત જેવા કોઇ પરમારથી નથી ત્યાં કહ્યું છે કે—સાખી—

संत बडे परमारथी, जाका मोटा मन,
अन तोल्या देत है, राम सरीखा धन.

એમ કહીને કહેવા લાગ્યા કે તમો તો પરોપકારીજ છો માટે તમો પીઓ તો અમારાં મોટાં ભાગ્ય છે એમ કહીને તે સાધુનાં સો વખાણ કરવા લાગ્યાં એટલે તે સાધુ કહે કે–અહિં પીઉં કે બહાર જઇને પીઉં ત્યારે તે સૌ વિચારવા લાગ્યા કે અહિંયાં મરશે તો એની દાહક્રિયાદિક કરવી પડશે માટે એ અહિંથી દુર જઇને પીએ તો ઠીક, એમ કહીને કહેવા લાગ્યા કે ધર્મશાળામાં જઇને તમો પીજો. એમ કહ્યું એટલે તે બાવો તો દુધનું ભરેલું પાત્ર લઇને ચાલ્યો એટલે પેલો છોકરો બેઠો થયો એટલે સર્વે કુટુંબી રાજી થયાં, ને કહેવા લાગ્યાં કે બહુ સારૂ થયું એમ કહી પેલા સાધુનાં વખાણ કરવા લાગ્યાં એટલે પેલો છોકરો ઉઠીને પેલા સાધુ પાછળ ચાલ્યો. ત્યારે પેલા કુટુંબીઓ કહે કે—ભાઈ તું કયાં જાય છે ત્યારે તે કહે કે તમે લોકો તો સ્વારથી છો ને સાચો સગો તો તે બાવો છે માટે તે બાવો મરશે એની દાહક્રિયા વગેરે કોણ કરશે ? માટે મારે

જવું પડશે. એમ કહી ચાલી નીકળ્યો ને તે છોકરો સાધુનો શિષ્ય થયો. એ રીતે આખું જગત સ્વાર્થનું ભરેલું છે.

### તાત્પર્ય.

મુમુક્ષુ જીવે વિચાર કરવોકે આ સંસારમાં સાર શી વસ્તુ છે તેનો તપાસ કરી પોતાનું રૂડું થાય એ રીતે વર્તવું.

---

## વારતા અઢારમી.

## એક રાજાએ પોતાના રાજમાં પેધેલા ત્રણ વાઘને પોતે માર્યા એ વિષે દ્રષ્ટાંત.

એક રાજાના રાજયમાં ત્રણ મોટા મદોન્મત્ત વાઘ પેધ્યા હતા તે તેને મારવાને વાસ્તે તે રાજાએ બહુ પ્રયત્ન કરાવ્યો. પહેલાં ફોજદાર વગેરેને મારવાની આજ્ઞા કરી. પછે એના મોટા કારભારી, સેનાપતી, દીવાન વગેરેને આજ્ઞા કરી પણ તે વાઘ કોઇથી નહિ મરાયા. ત્યારે રાજાએ બીડું ફેરવ્યું કે એ વાઘને જે મારે તેને મોજ આપું. તોપણ કોઇથી ન મુઆ. ત્યારે તે રાજા પોતાની સ્વારી ચઢાવીને પોતેજ તે વાઘ સામે ચઢયા ને તેને મારી નાખ્યા.

### તાત્પર્ય.

આજ કળીયુગમાં કામ, ક્રોધ, ને લોભ એ ત્રણ આ સંસારરૂપી પરમેશ્વરની રઈયતને હેરાન કરનાર મદોન્મત્ત વાઘછે, કે જેણે મોટા મોટા રાવણાદિક રાક્ષસો તથા ઇંદ્રાદીક દેવ તથા મોટામોટા નારદાદીક મુનીઓ તેમને પણ જેણે પરાભવ પમાડેલા છે. તેમની વાતો પણ આગળ કહેવામાં આવશે. આવા બળીઆ કામ, ક્રોધ, ને લોભ તેને આજ શ્રી સ્વામીનારાયણ ભગવાને પોતે જીતી લીધા છે. ને તેમને આશરે કરીને પણ આ સંપ્રદાયને વિષે મોટા મોટા બ્રહ્મનિષ્ટ સતપુરૂષો ઘણાક

થઇ ગયા. ને હાલમાં પણ તુચ્છ જીવ હોય તે પણ જો એ સ્વામીનારાયણનો મન, કર્મ, વચને પકકો આશરો કરે તો એ સ્વામીનારાયણને પ્રતાપે તે જીવને પણ એ કામ ક્રોધાદિકદોષ તે પરાભવ કરી શકતા નથી.

## વારતા ઓગણીસમી

### પ્રહ્લાદજીનું આખ્યાન.

હિરણ્યકશ્યપુ નામે એક મોટો રાક્ષસ થયો હતો. તેણે બહુ તપ કર્યું ને ત્રીલોકી પોતાને વશ કરિ હતી તોપણ ભગવાનના ભક્તનો દ્રોહ કર્યો તો પોતે નાશ પામી ગયો તે કેવી રીતે કે બ્રહ્મા ઉપર એ જયારે તપ કરવા ગયો ત્યારે ઇંદ્ર હતો તે એની સ્ત્રીને લઇ જતો હતો તેવામાં નારદમુની સામા મળ્યા ને તેમણે ઇંદ્રને કહ્યું કે—આ શું કરો છો ? ને શા વાસ્તે એને લઇ જાઓ છો ? ત્યારે તે ઇંદ્ર કહેકે એના ઉદરને વીષે રાક્ષસ છે તેને મારવાને વાસ્તે લઇ જાઉ છું. પણ એ સ્ત્રીને હું નહી મારૂં- ત્યારે તે નારદમુની કહે કે-એના ઉદરમાં રાક્ષસ નથી ભગવાનનો ભકત છે. માટે તું છોડી દે. એમ કહ્યું એટલે ઇંદ્ર તે સ્ત્રીને છોડી દઈને પોતાને સ્વસ્થાને જતો રહયો. ત્યાર પછે તેસ્ત્રી નારદમુનીની પાસે રહી ને નારદમુનીની સેવા વગેરે કરવા લાગી એટલે નારદમુનીએ દયા કરીને ધર્મ, જ્ઞાન, આદીક ની વાર્તાઓ ઘણીક કરી. પણ તે સ્ત્રીને તો અસર ન થઇ. પણ તેના ઉદરમાં ગર્ભ હતો તેણે તે જ્ઞાન ગ્રહણ કર્યું ત્યાર પછી દેવતાના સો વર્ષ પર્યંત તે હીરણ્યકશ્યપુએ તપ કર્યું, તેથી બ્રહ્મા પ્રસન્ન થયા ને કહ્યું કે–તુ વર માગ. ત્યારે તેણે વર માગ્યો કે—લોઢે, લાકડે, સુકે, લીલે, ઘરમાં, બહાર તથા રાત્રે તથા દીવસે તથા તમારી સૃષ્ટિનો સરજેલો કોઇપણ દેવ, દઇત્ય, મનુષ્ય વગેરે તથા કોઇ અસ્ત્ર, શસ્ત્ર. તથા મંત્ર, જંત્ર

જાદુ વગેરે કોઇથી મારૂં મ્રત્યુ ન થાય. એવો વર મને આપો ત્યારે તેવર બ્રહ્માએ તેને આપ્યો. પછી પેલી સ્ત્રી પણ પોતાને ઘેર આવી. ત્યારપછે પ્રલ્હાદજી જન્મ્યા ત્યાંસુધી પોતાના ઉદર માં રાખ્યા હતા. હવે પ્રલ્હાદજી સાત વર્ષના થયા એટલે તે હીરણ્યકસ્યપુએ પોતાના પુરોહીત જે ગોર તેને બોલાવી પોતા ના પુત્રને ભણાવવાની આજ્ઞા કરી કે—મારા પુત્રને આપણા કુળની આસુરી વીદ્યા ભણાવો ત્યારે તે સંઢ ને આમરખ એ બે ગોર હતા તે પ્રલ્હાદજીને તેડી જઇ નિશાળે બેસાર્યા. ને આસુરી વીદ્યા શીખવવાનો આરંભ કર્યો. ત્યારે પ્રલ્હાદજીએ વિચાર કર્યો કે આ વિદ્યા ભણવાથી શો લાભ થશે ? કંઇપણ લાભ થનારો નથી. એમ જાણી ઉપર થકી આસુરી વીદ્યા ભણે પણ એનું અંતરમાં પાસ ન લાગવા દે. ને પેલા બે મહેતાજી ન હોય ત્યારે પોતે બીજાં અસુરોનાં છોકરાંને પરમેશ્વરનો ઉ-પદેશ કરે. ને પોતે પણ ભગવાનનું ભજન કરે. એમ કરતાં પેલા પુરોહીતોને ખબર પડી. એટલે પ્રલ્હાદજીને ડરાવવા લાગ્યા ને હબેતગો કરવા લાગ્યા. એટલે પ્રલ્હાદજી કહે કે—તમારે જેમ કરવું હોય તેમ કરો પણ આસુરી અંક તો હું નહી ભણું. એટલે પેલા મહેતાએ વિચાર્યું કે આ તો આપણી નીશાળના બીજા છોકરાને પણ બગાડશે. એમ જાણી તેની માને કહ્યું કે આ તમારા છોકરાને શીખામણ આપી પાંસરો કરો નહિ તો તમારા છોકરાને અમે નહિ ભણાવીએ કારણકે એતો વીષ્ણુ ભજે છે ને બીજા છોકરાઓને પણ ભજાવે છે. ત્યારપછે એના બાપને પણ જાણ કર્યું ત્યારે એના બાપે એ પ્રલ્હાદજીને ખોળામાં લઇને હેતે સહીત બોલાવી છાતી સાથે ભીડીને કહેવા લાગ્યોકે બોલ ભાઇ, આપણા આસુરી આંક કેટલા શીખ્યો ત્યારે પ્રલ્હાદજી કહે કે—હું તો આસુરી આંક નથી શીખ્યો ને નારાયણનું નામ શીખ્યો છું. એટલે તે હીરણ્યકશ્યપુને રીસ ચઢી. તેથી તેને પોતાના ખોળામાંથી એકહાથે ઝાલીને ફેંકી દીધો ને એમ

કહ્યું કે— દોહરો—પ્રહ્‍લાદને કહ્યું એના પીતાએ, તુને આપું રાજઅધીકાર, નામ મૂકી દે નરહરીનુ, આજથી મ કર ઉચાર. એટલે પ્રલ્હાદજી કહે છેકે-એ ત્રિલોકીનુંરાજ મારે નથી જોઇતું, મને તો ભગવાન ભજવા એજ સારૂં લાગે છે. એટલે હીરણ્ય કશ્યપુ ગુસ્શે થઇને બોલ્યો કે કોઇ છે ? ત્યારે તેના સેવકો રાક્ષસો ઘણાક હતા તે બોલી ઉઠયા કે—શી આજ્ઞા છે ત્યારે તે હીરણ્યકશ્યપુ બોલ્યો કે—સાંભળો હું એક વાત કહું. કે આ જે પ્રલ્હાદજીહે તે આપણા અસુરરૂપી વન તેને કાપનાર કોહાડા રૂપી વિષ્ણું હતા તેમાં દસ્તારૂપ થયો. જેમ દસ્તા વીનાનો કુહાડો હોય તેથી વનનાં મોટાંમોટાં ઝાડ ન કપાય ને જ્યારે દસ્તે સહીત કુહાડો હોય તો મોટાંમોટાં ઝાડ પણ કપાય તેમ આપણા અસુરરૂપી જે મોટું વન તેને કાપનાર કુહાડો વિષ્ણુ હતા પણ દસ્તો નહોતો તે આપણા અસુરરૂપી વન માંહેલો દસ્તો મળ્યો, તેથી હવે આપણું અસુરરૂપી વન કપાઈ જશે. અર્થાત્ નાશ પામી જશે. માટે કરીને આ પ્રલ્હાદજીને જે તે ઉપાયે કરીને મારી નાંખો, એમ આજ્ઞા કરી એટલે પેલા અસુર લોકો ગળે ઝાલી ધક્કો મારી આગળ કરી ચાલ્યા એટલે સામો હાથી મળ્યો તેને જોઇને પેલા અસુર લોકો પેલા હાથીવાળા માવતને કહેવા લાગ્યા કે—આ પ્રલ્હાદને હાથીને પગે બાંધી મારી નંખાવો એવો રાજાનો હુકમ છે, એટલે તે માવતે હાથી ને પગે બાંધ્યા એટલે તે હાથીએ તે પ્રલ્હાદજીને નમાર્યા ત્યારે પછે અન્નમાં ઝેર ખવરાવ્યું તથા ઠાલા કુવામાં મોટામોટા સર્પો રહેતા હતા તેમાં નાંખી દીધા તોપણ પ્રલ્હાદજી ન મુઆ ત્યાર પછે પર્વત ઉપરથી નાંખી દીધા તોપણ ન મુઆ. ત્યારપછે ખારા કીચમાં કોટે પથરો બાંધી દબાવ્યા તોપણ ન મુંઆ સમુદ્ર માં નાંખી દીધા તોપણ ન મુઆ. ત્યારપછે હોળીકાએ બાળવા સારૂ ખોળામાં લઇને અગ્નિ સળગાવ્યો તોપણ ન મુઆ. પછે તે હીરણ્યકશ્યપુ બહુ આકળો થઇને બોલવા લાગ્યો કે-હું મારે

હાથે મારીશ. એમ કહી તરવાર લઇને કોપ કરીને બોલ્યો કે, તારા રાખનારને બતાવ. તેને પહેલો મારીને પછે તને મારીશ. એમ કહ્યું એટલે પ્રલ્હાદજી કહે કે–તને તારે મને મારી મુકયો છે તું મને શું મારીશ ? એમ કહીને કહ્યું કે—ભગવાન સર્વત્ર છે. કયાં બતાવું ત્યારે તે હીરણ્યકશ્યપુ બોલ્યો કે—એક ઠેકાણે બતાવ ત્યારે થાંભલામાં બતાવ્યા. એટલે તેણે રીશ કરીને થંભ માં ઘા કર્યો એટલે થંભ ફાટીને માંહેથી નૃસિંહજી નીકળ્યા. ને કોપ કરીને હોંકારો કર્યો એટલે હીરણ્યકશ્યપુ હતો તે તરવાર લઇ પટો ખેલવા લાગ્યો. ત્યારપછે એને મારવાનો વખત જે રીતે એણે વર માગ્યો હતો તેમ ભગવાને બાધ ન લાવતાં સંધ્યાટાણે એના ઘરના ઉમરા ઉપર બેસીને ખોળામાં લઇને ભગવાન પોતાના નખ બતાવવા લાગ્યા કે—જો આ લોઢું છે કે લાકડું ત્યારે તે કહે કે લોઢું પણ નહી ને લાકડું પણ નહિ ત્યારે નૃસિંહજી કહે કે—આ સુકું છે કે લીલું ત્યારે તે કહે કે સુકાય નહીં ને લીલાય નહીં. ત્યારે કહે કે રાત્રી છે કે દીવસ ત્યારે તે કહેકે રાત્રી નહીં ને દીવસ પણ નહીં ત્યારે નૃસિંહજી કહે કે આપણ ઘરમાં છીએ કે બહાર, ત્યારે તે કહે કે—ઘરમાં નહીં ને બહાર પણ નહીં ત્યારે નૃસિંહજી કહે કે—હું બ્રહ્માની સૃષ્ટિનો છું કે અલૌકીક છું તે કહેકે તમો બ્રહ્માની સૃષ્ટિમાંના નથી ત્યારે નૃસિંહજી કહે કે—તને બ્રહ્માએ વર આપ્યા હતા તે માંહેલુ એકે-વાનું છે જો હોય તો તપાસ કર. ત્યારે તે કહે કે નથી. એટલે નૃસીંહજીએ બે હાથના નખવડે તે હીરણ્યકશ્યપુનું પેટ ચીરી નાંખ્યું. ને આંતરડાં કાઢીને પોતાના ગળામાં નાંખ્યાં ને જે કોપ કર્યો કે ત્રિલોકી કંપાયમાન થઇ ગઇ. અને બ્રહ્મા દીક દેવ લોકો પણ ભય પામીને સ્તુતી કરવા લાગ્યા ને બધા દેવો બ્રહ્માદીક ભેગા થઇને ત્યાં આવીને પ્રલ્હાદજીને કહ્યું કે— તમો ભગવાનની પ્રાર્થના કરો એટલે ભગવાન શાંત થશે. પછે પ્રલ્હાદજીએ બહુ સ્તુતિ કરી ને પાસે ગયા એટલે પ્રલ્હાદજીને

બઙ્ડુ હેને કરીને ચાટવા મંડયા ને કહ્યું કે તું વર માગ. ત્યારે પ્રહ્લાદજી કહે કે—તમે વર માંગવાનુ કહીને કોઇને લોભાવશો નહીં કારણકે જીવ તો વાણીયા જેવાછે. તે થોડાક વેપાર કરીને ઘણો લાભ ઇચ્છે તેમ તમારી થોડીક સેવા કરીને માયીકપદાર્થ માગી બેસે એટલે એના જીવનુ ભુડું થાય. માટે કરીને કોઇને માગ એવું કહેશો નહીં. ને તમે જે આ મારી દઈહીક રક્ષા કરી તેણે કરીને હું રાજી નથી થનો, તમે તો મારા ઇન્દ્રીઓ રૂપ શત્રુના ગણુથકી રક્ષા કરશો ત્યારે હું રક્ષા માનીશ.

## તાત્પર્ય.

ભગવાનના ભક્તને વિચારવું કે—આ માયીક દેહગેહાદીક પદાર્થ સારૂ ભગવાનની પ્રાર્થના નકરવી. કારણકે તુચ્છ પદાર્થ સારૂ મોટો લાભ જતો રહે. માટે ભગવાન ભજવા તે તો પોતાના જીવના કલ્યાણને વાસ્તેજ ભજવા.

---

## વારતા ૨૦ મી.

## ધ્રુવજીની વાત.

બ્રહ્માના પુત્ર સ્વયંભૂ મનુ તેમના પુત્ર પ્રીયવ્રત ને ઉત્તાનપાદ તેમાં ઉત્તાનપાદના ધ્રુવજી તે પોતે નાના હતા તે વખતે એક દીવસ રમતાંરમતાં પોતાના પીતાના ખોળામાં બેસવા ગયા એટલે તેમની માનીતી સ્રી હતી તેણે પેલા ધ્રુવજીને કહ્યું કે—તું તપ કરીને મારે પેટ ફરી જન્મ લે ત્યારે તું રાજાના ખોળામાં બેસવા જોગ થઈશ. હમણાં તો તું અણમાનીતીનો પુત્ર છું. માટે રાજાના ખોળામાં બેસવા જોગ તું નથી એવું વચન ધ્રુવજીએ સાંભળ્યું એટલે પોતાને રીસ ચઢી તેથી રોતા રોતા પોતાને ઘેર આવ્યા એટલે તેમની માતા સુનીતી નામે હતાં તેણે પુછયું કે હે પુત્ર કેમ રૂવોછો, તમને કોણે માર્યાઃ ત્યારે

ધ્રુવજી બોલ્યા કે—હું રમને રમતો મારા પીતા પાસે ખોળા માં બેસવા જતો હતો ત્યાં મારી ઓરમાન માએ મને વચન માર્યું કે તુ તો અણમાનીતીનો પુત્રછું તેથી તું ખોળામાં બેસવા જોગ નથી એ રીતે સર્વે વાત વિસ્તારીને કહી. એટલે તે સુનીતીએ કહ્યું કે હા ભાઈ, સાચી વાત છે, તારો પીતા મને સ્ત્રી માનવામાં પણ લાજ પામે છે. માટે તને ખોળામાં કેમ બેસાડે, એમ કહ્યું ત્યારે ધ્રૂવજી કહે કે-હુ એથી અધિક રાજ સમૃદ્ધિ પામુ એવો ઉપાય હોયતો મને બતાવો ત્યારે તેની માએ કહ્યું કે—તું વનમાં જઇને તપ કરીને ભગવાનને પ્રસન્ન કર તો તારી ઇચ્છા સરવે પરિપુર્ણ થાય. એટલે ધ્રૂવજી પોતાની માને પગે લાગી તપ કરવા માટે વનપ્રત્યે ચાલતા થયા. ભાગોળે નીકળ્યા એટલે નારદમુની મળ્યા તેમણે કહ્યું કે હે ધ્રૂવજી તમે કયાં જાઓ છો ? ત્યારે તે કહે કે હું તો તપ કરવા જઇશ. ત્યારે નારદમુનીએ કહ્યું કે—શા માટે તમારે શું દુઃખ છે તમે તો રાજપુત્ર છો ત્યારપછે ધ્રૂવજી બોલ્યા કે મારો પીના મારી ઓરમાન મા જે સુરૂચી ને મારો ભાઇ જે ઉત્તમ તેને એ બે જણ ખેલાવતા હતા ને મારા પિતાના ખોળામાં એ મારોભાઇ ઉત્તમ બેઠો હતો તેને જોઇને હું પણ બેસવા ગયો તે મને મારી ઓરમાન માએ ન બેસવા દીધો. ને મને વચન માર્યું એ બધી વાત વિસ્તારે કરી કહી ત્યારે નારદજી કહે કે તમે હજી નાના છો. તમારે માન અપમાન શું આલો તમને તમારૂ અરધુ રાજ અપાવું. એટલે ધ્રૂવજીના મનમાં દૃઢતા થઇ. કે હું આટલે આવ્યો એટલામાં મને અરધા રાજની પ્રાપ્તી થઇ તો હું તપ કરીશ તો મને શું નહિ મળે ? મારા મનોરથ ભગવાન પુરા કરશેજ. એમ દ્રઢતા કરીને નારદજી પ્રત્યે બોલ્યા કે હું પાછો નહીં વળું. એટલે નારદજી એની હીંમત જોઇને પ્રસન્ન થયા ને એક મંત્ર આપ્યો ને કહ્યું કે—આ મંત્ર તું જંપીશતો ભગવાન તારા મનોરથ પુરા કરશે. એમ વર આપીને

નારદજી ચાલતા થયા. ને ધ્રૂવજી પણ વનમાં ગયા ત્યાં પહેલો મહીનો ફળ ફુલ વગેરે જમીને તપ કર્યું ને બીજો મહીનો જળ પાન કરીને એક પગે ઉભા રહી તપ કર્યું ત્યારપછે વળી વાયુ ભક્ષણ કરીને મહા કઠણ તપ કર્યું ને યોગધારણાએ કરીને આખા વિશ્વના પ્રાણ વાયુ બંધ કરી નાંખ્યા એટલે બ્રહ્માદીક તથા ઇંદ્રાદીક દેવો પણ અકળાઈ ઉઠયા ને ભગવાનની પ્રાર્થના કરી એટલે ભગવાન તત્કાળ ધ્રૂવજી પાસે આવ્યા ને દરશન દીધું ને બહુ હેતે કરીને માથે, શરીરે બધે હાથ ફેરવવા લાગ્યા. ને એમના શરીરની આકૃતી, માથું, ગોઠણ મોટાં દેખાય તથા પેટ પાછળ ચોંટી ગયેલું દેખાય તે જોઇને અત્યંત હેતે કરીને દીલગીર થયા. ને કહ્યું કે માગ માગ, એટલે ધ્રૂવજી સ્તુતી કરવા જાય પણ પોતાની ઉમર છેક પાંચ વરસની નાની તેથી સ્તુતી કરતાં ન આવડી. તેથી ભગવાને એના ગાલ ઉપર શંખ અડાડયો એટલે પોતાને વેદાદિકની સ્ફુરતી થઇ તેથી તેણે બહુજ સ્તુતી કરી ને વર માગ્યો કે મારા બાપનો બાપ જે ગાદીપર ન બેઠા હોય એવું સ્થાન મને આપો પછે ભગવાને તથાસ્તુ કહીને ધ્રૂવપદ આપ્યું ને કહ્યું કે આ વગર માગે પણ હું તને આપુ છું કે આ બ્રહ્માંડ રહેશે ત્યાંલગી ધ્રૂવપદ ભોગવીને પછે બ્રમાંડનો લય થશે એટલે મારા ધામને પામીશ. એમ વર આપી ભગવાન અંતરધ્યાન થઇ ગયા. ને ધ્રૂવજી પોતાના ઘર પ્રત્યે વળ્યા. તેવામાં નારદમુની હતા તે ઉત્તાનપાદ રાજા પાસે આવ્યા. એટલે રાજા હતો તે ઉઠી નમસ્કાર કરી સનમાન કરી ને આસન ઉપર બેસાડી અર્ઘ્યપાદ્ય એ આદીક કરીને નારદજીની પુંજા કરી ને હાથ જોડયા એટલે નારદમુની બોલ્યા કે હે રાજા તમારા પુત્ર ધ્રૂવજી આવે છે આ વચન સાંભળીને રાજા ઉદાસ થઇને બોલ્યા કે—મારા શાં એવાં ભાગ્ય હોય કે ગયેલો પુત્ર પાછો આવે એમ કહી દીલગીર થયા એટલે નારદજીએ કહ્યું કે ના, ના નકકી આવે છે. એમ કહ્યું એટલે રાજા રાજી થઇને

પોતાની સ્વારી શણુગારીને સામા જવાની તઇયારી કરી. કેટલાક હાથી, ઘોડા, રથ, સુખપાલ વગેરે પણ શણુગારીને સ્વારીમાં લીધા હતા, કેટલીક રઇયત લોક પણ રથ, માફા, વગેરે પોતપોતાના વાહનો પર બેસીને ધ્રૂવજીને સામા આવ્યા. આગળ ચાલતાં ગામ બહાર થોડેક છેટે ધ્રૂવજીને આવતા દીઠા. એટલે રાજા હાથી ઉપરથી ઉતરીને પોતાના પુત્રની સામા દોડીજઇને ઉપાડી લઇને છાતી સાથે દાબી મહા આનંદ પામ્યા. ત્યારપછે પોતાની બેઉ મા તથા પોતાનો ભાઇ જે ઉત્તમ તે પણ મળીને રાજી થવાં. પછે એક હાથી ઉપર બે ભાઇને બેસાડયા ને બીજા ઉપર પોતે બેઠા. ને એક રથમાં બે તે ધ્રૂવજીની મા બેઠાં આ રીતે ગાજતે વાજતે સ્વારીએ સહીત ધ્રૂવજીને ઘેર લાવ્યા. ત્યાર પછે કેટલાક વરસ ગયા કેડે પોતાનો ભાઈ ઉત્તમ હતો તે મૃગયા રમવા ગયો ત્યાં કોઇ રાક્ષસે મારી નાંખ્યો. તેને શોધવા તેની મા સુરૂચી હતી તેપણ વનમાં ગઇ ત્યાં દવ બળતોબળતો આવ્યો તેમાં બળીને મરી ગઇ. ત્યારપછે ધ્રૂવજીને ખબર પડી. એટલે પોતે રથમાં બેસીને નીકળ્યા. તે શીવજીની અલકાપુરીના કુબેરભંડારીના કેટલાક યક્ષો મારી નાખ્યા ને મહા મોટું યુદ્ધ થયું. તે જોઇને પોતાના પિતામહ જે સ્વયંભુમનુ તેણે આવીને ઠપકો દીધો—કે એ બીચારાને શા વાસ્તે મારો છો ! તમારા ભાઇનુ એ યક્ષના હાથે મૃત્યુ હશે માટે એથકી મ્રત્યુ પામ્યા. માટે એ યક્ષનો શો વાંક છે. ને હજી કુબેરે જાણ્યું નથી ને જો કુબેર જાણુશે તો તમારૂં મૃત્યુ કરશે. માટે હજી પણ તું ઉતાવળો જઈને કુબેર આગળ નમસ્કાર કરીને માફી માગજે—મેં તમારા યક્ષને માર્યા છે એ મારી ભુલ થઇ છે. પણ હવે જ્ઞાને કરીને વિચારો જે-મારો ભાઇ તમારે યક્ષે માર્યો નથી ને મેં તમારા યક્ષ માર્યા નથી. એ તો લેખીત વાત થઈ. હવેથી હું માફ માગુ છું. એમ કહી પોતાના રાજમાં આવ્યા. ત્યારપછે પોતાને ગાદીએ બેસાડી પોતાના પીતા પણ દેહત્યાગ કરી

સ્વધામ ગયા. ને ત્યારપછે છત્રીસહજાર વરસ સુધી આ પૃથ્વી નું રાજ કરીને પોતાનો દેહત્યાગ કરીને ધ્રુવપદને પામ્યા ને ત્યારપછે પસ્તાવો કર્યો કે—મેં કંઇપણ ન માગ્યું કેવળ કુશકા માગ્યા કારણકે ભગવાન રાજી થયા. ને માયીક સુખ માગ્યું. એમ પસ્તાવો કરે છે,

### તાત્પર્ય.

ભગવાનની ભક્તિ કરીને માયીક સુખ ભોગ તે ભગવાન ના ભક્તને માગવા ઘટારત નથી. બહુ શું કહેવું.

---

## વારતા એકુવીસમી.

### હરિશ્ચંદ્રની વાત.

એક સુર્યવંશી અયોધ્યાનો રાજા હતો. તેણે બહુજ દાન પુન્યાદિક કરવા માંડયું તેથી ઇંદ્રને સંતાપ થયોએટલે ભગવાન પાસે ગયો અને કહ્યું કે-મારૂં તો રાજ જાય છે માટે માહારી સહાય કરો. કારણ કે—પૃથ્વી ઉપર હરિશ્ચંદ્ર રાજા બહુ સત્યવાદી થયો છે. એમ કહ્યું એટલે ભગવાન કહેછે કે—તમે કશી ચિંતા ન રાખતાં સુખીયા થકા તમારે સ્થાનકે જાઓ એમ કહી ઇંદ્રને વિદાય કરીને પોતે વિશ્વામિત્ર રૂષીને તેડાવ્યા ને તે રૂષીને આજ્ઞા કરીકે-હરિશ્ચંદ્રને તપ થકી પાડો. ત્યારે તે રૂષી કહેકે—મને દોષ લાગે ત્યારે ભગવાન કહે કે મારે વચને તમને દોષ નહીં લાગે. એમ કહ્યું એટલે આતો વશિષ્ટના સો પુત્ર મારી નાખ્યા, એવા હ્રદયના દયાળુ તેમને આ કામ કરવું કઠણ નથી, વિશ્વામિત્ર હરિશ્ચંદ્ર પાસે જઇને ઉભા રહ્યા એટલે હરિશ્ચંદ્ર રાજાએ બહુ સનમાન કરીને આસન આપી પુજા કરીને જમાડી ત્રપત કર્યા પછે રાજા હાથ જોડી આગળ ઉભા રહીને કહ્યું કે-હે ઋષીરાજ માગો. તમે જે માગશો તે હું આપીશ એટલે વિશ્વામિત્ર કહે કે તારૂં રાજ મને આપ અને વળી કહ્યું કે જો રાજ આપીને

નિર્ધન થશો. અન્ન વસ્ત્ર નહીં મળે, માટે તારી રાણી, તારા પુત્ર એમને પુછીને એ કામ કરજે. ને જો ન અપાય તેમ હોય તો બોલીશમાં. ત્યારપછે હરિશ્ચંદે પોતાના પૂત્રને તથા રાણીને પુછયું કે—આપણે સત્ય રાખવું કે રાજ્ય રાખવું ત્યારે તે કહે કે સત્ય રાખવું ને રાજ ઋષીને આપો. પછી તે રાજા ઋષી પાસે આવીને કહેવા લાગ્યા કે—રાજ્ય તમને આપ્યું. એટલે ઋષી કહે કે—દાન આપ્યું પણ હવે દાન ઉપર દક્ષિણા જોઈએ, તે આપો. ત્યારે રાજાએ વિચાર કર્યો કે—આ રાણી કુંવર અને મારો દેહ એ ત્રણ આપ્યા થકી બહાર છે. માટે અમને વેચીને તમે દક્ષિણા લ્યો એમ કહ્યું. એટલે વિશ્વામિત્ર કહે કે—અહીં તો તમને કોણ વેચાતા રાખે, માટે તમો ત્રણે કાશીએ જાઓ. એક મહીનાની અંદરમાં કાશીમાં તમો આવી પહોંચજો. એટલે હું તમને તપાસ કરીને ત્યાં વેચીશ. ત્યારપછે તે રાજા રાણી અને પોતાનો પુત્ર રોહીદાસ એ ત્રણે કાશીને માર્ગે ચાલ્યા. તે ઋષીએ અકેક વસ્ત્ર આપેલું, પગમાં જોડા ન મળે, વગડાનો વસમો મારગ, કાંકરા કાંટા ઠેસ વાગે એટલે પગમાં લોહી પણ નીકળે. સો સો નોકર જેની સેવામાં હજુર રહેતા આવો ચક્રવર્તી રાજા કાશીને મારગે મહા દુઃખ પામતો ચાલ્યો જાયછે, પણ તે રાજાના મનમાં લેશ માત્ર એમ ન થયું કે આ ઋષી એ મને બહુ દુખ દીધું. ને એક સત્યનોજ આધાર પોતાને છે. એવો તે રાજા ભુખ, તરસ, તાપનું દુખ, ટાઢ નઠારાં હીંસક પ્રાણીઓ માર્ગમાં મળે એ આદીક અનેક દુઃખ સહન કરતો કરતો એક મહીને કાશીએ જઇ પહોંચ્યો. ને કાશીમાં ચોરેજઇને એ ત્રણે જણ ઉભાં રહ્યાં. એટલે ચોરે ઋષી હતા તેણે એ ત્રણે જણને મસ્તકે ત્રણ કોળી ખડની મુકી ને ચોકમાં ઉભા રાખ્યા તે ત્રણની કોળી શા વાસ્તે માથા ઉપર મુકવી પડે છે કે વેચાઉ માણસ હોય તે દર્શાવવાને માટે, આરીતે ત્રણે ઉભા હતાં એટલે મોડેથી ગ્રાહક આવ્યાં તેમાં એક બ્રાહ્મણ રાણીનું

અને રોહીદાસનું ધન આપી પોતાને ઘેર લઈ ગયો. અને એક રાજા બાકી રહ્યા હતા તેને એક ભંગીઓ ધન આપી વેચાતો લઇ ગયો. વિશ્વામીત્ર તો પઇસા લઈ પોતાને રસ્તે પડયા અને પેલાં ત્રણે તે પણ પોતપોતાના ધણીએ જે જે કામ સોંપ્યું તે તે કરવા લાગ્યાં તેમાં બ્રાહ્મણને ત્યાં રોહીદાસ અને રાણી રહ્યાં હતાં તે રાણી પેલા બ્રાહ્મણનુ પાણી ભરે, ડાંગર ખાંડે, લિંપે. લુગડાં ધુવે, એવી ક્રીયા કરે. રોહીદાસ પણ તે બ્રાહ્મણના પગ દાબે, બાગમાં જઇ પુષ્પ, તુળસી વીગેરે લાવી આપે, લાકડાં લાવી આપે. એ રીતે પેલી તારા રાણી અને રોહીદાસ રહ્યાં. અને પેલા હરિશ્ચંદ્ર રાજાને તો પેલા ચંડાળે મડદે મડદે લાગ લેવો એવી ક્રીયા સોંપી હતી. તે સવારમાં ઉઠીને મશાણમાં આમથી આમ ને આમથી આમ દોડે ને બુમો પાડે. ને ખાંપણનો પૈસો લે ત્યારે આગ મુકવા દે. આ રીતે કેટલાક દીવસ વીત્યાકેડે એક વખત રોહીદાસ પુષ્પ લેવાને માટે બાગમાં ગયો હતો ત્યાં તેને સર્પ કરડયો તેથી તે હરિશ્ચંદ્ર રાજાનો પુત્ર રોહીદાસ મરણ પામ્યો. એટલે તે વાડીમાં રખવાળે પેલા બ્રામણને ખબર કહી. એટલે તેને બાળવાને વાસ્તે તે બામણે પોતાના ચાર શેવક મોકલ્યા. તે મશાણમાં લઇ જઇ અગ્ની મુકે છે એટલે પેલા હરિશ્ચંદ્ર રાજાએ દોડતા આવીને કહ્યું કે–ઉભા રહો પૈશો અને ખાંપણ આપો ત્યારે આગ મુકવા દઇશ. એમ કહી પોતાના પુત્રનો પણ પૈશો અને ખાંપણ લીધું ત્યારે આગ મુકવા દીધી પણ પોતાનો પુત્ર મરી ગયોછે તેનુ સગપણ પણ આ વખતે નજણાવા દેતાં એક કેવળ સત્યજ રાખ્યું. ત્યારપછે પેલા શેવકો તો તે પુત્રને અગ્નિસંસ્કાર કરી ચીતા લગાડીને ચાલતા થયા. એટલે પેલા ઋષીએ વરસાદ વરસાવીને બળતી ચીતા ઓલાવી નાંખી. તે ખબર પેલી રાણીને પડી. એટલે રડતીકકળતી તે મશાણમાં આવીને પોતાના પુત્રનું અડધુંબળેલુ મડદું પોતાના ખોળામાં લઇને રોવા મંડી એટલે ત્યાં વિશ્વામીત્ર

ઋષી આવ્યા. તે કહેકે આ છરી આપું તે રાખો જેણે કરીને આ મસાંણુમાં ભૂત આદિકનો તમને ત્રાસ ન થાય એમ કહી મોટું કાતું આપીને ઋષી હતા તે રાજાનેત્યાં જઇને કહેવા લાગ્યા કે હે રાજા હું કહું તે વાત કાન ધરો, તમારા ગામના મશાણુમાં મૂરતીમાન મરકી મનુષ્યને છરીવડે કાપી કાપીને ખાય છે તે તમે જુઓ એટલે રાજા કહે કે ભંગીઆને બોલાવો એમ કહી પેલા ચંડાળને બોલાવ્યો અને કહ્યું કે એ મસાણુમાં મરકી છે તેને ગરદન મારો એટલે તે ભંગીએ પોતાના નોકર હરિશ્ચંદ્રને આજ્ઞા કરી એટલે તે રાજા તરવાર લઇ મશાણુમાં ગયા ને પોતાનીજ રાણી પોતાના પુત્રને ખોળામાં લઇ વીલાપ કરતી હતી તેને જોઇને પછે ઝંટીએ ઝાલીને ગરદાપાટું થોડીક કરી પછે તરવાર તાણી. એટલે તે રાણી બોલી કે—કંઇ ચિંતાં રાખશો નહીં ને મારૂં મસ્તક આ તરવારે કરીને કાપી નાંખો, એમ કહ્યું એટલે હરિશ્ચંદ્ર રાજા તરવાર તાણીને મારવા જાય છે. એટલે ભગવાને આવી તે હરીશ્ચંદ્ર રાજાનો હાથ ઝાલી લીધો ને કહ્યું કે વાહ રાજા, માગ જેમાગે તે હું આપું. ત્યારે તેરાજા બોલ્યા કે-તમે પ્રસન્ન થયા એકલુંજ મારે જોઇએ છીએ. મારે બીજું શું માગવું છે ? પણ જો તમારે આપવું હોયતો અમારે રઇય-તે સહીત અમને તમારા ધામમાં લઇ જાઓ. એમ માગ્યું. એ ટલે ભગવાને પ્રસન્ન થઇને તે રાજાને વર આપ્યો. અને ભગ વાન અંતર્ધ્યાન થયા. આ બનાવ દેવ લોકો આકાશમાં જોઇને મહા દીલગીર થયા ને આંસુ પાડવા લાગ્યા ને કહેવા લાગ્યા કે મોટું શહેર અને બહુ માંણુસ મરે અને મડદે મડદે લાગ લેવો આવી નીચ ક્રીયા રાજાએ કરી તે કોઇથી થાય નહીં માટે રાજાને ધન્ય છે. એમ એનાં વખાણુ કરી દેવલોકો પોતાના સ્થાનક પર ગયા.

### તાત્પર્ય.

વિચારવાનું કે—કેવળ સત્યને વાસ્તે આ રાજાએ આટલું

કષ્ટ સહન કર્યું તો ભગવાન ભજવાને માટે કાંઇક કષ્ટ સહન કરવું પડે તેમાં શું બહુ આશ્ચર્ય છે. મુમુક્ષુ હોય તેણે તો આમ વિચાર કરીને કષ્ટ સહન કરવું એમ છે.

---

## વારતા બાવીસમી

### રંતિદેવ રાજાની વાત,

પુર્વે એક રંતિદેવ નામે રાજા થયો હતો. તે અનાજનો બહુજ સંગ્રહ કરાવતો હતો તેવામાં બાર વરસનો દુકાળ પડયો તે અગીઆર વરસ તો પોતાની રઇયતને પોતપોતાનું અનાજ પહોંચ્યું અને બારમા વરસમાં દશ મહીના તે રાજાએ પોતાની પ્રજાને અનાજ પુરૂં કર્યું, પણ બે મહીના અનાજની તે રાજાને અને રઇયતને તાણ પડી. અને અન્ન વીના લોકો આમથી તેમ દોડાદોડ કરે, અને પોકાર કરે કે કોઇ અન્ન આપો. આ રીતે ઉપરાઉપરી સામટા ઉપવાસ કરવા લાગ્યા અટલે પેલો રાજા બહુ દયાળુ હતો તેથી પ્રજાનું દુ:ખ નદેખી શકતાં વનમાં જતો રહ્યો ત્યાં પોતાની રાણી અને પોતાનો એક પુત્ર અને તે પુત્રની સ્ત્રી એ ચારે જણને ઓગણપચાસ ઉપવાસ થયા. ત્યારે બશેર અન્ન મળ્યું અને પોતપોતાના હાથમાં વહેંચી લઇ જમવાનો વીચાર કરે છે એટલે એક અઘોરી આવ્યો તેની સાથે કુતરાં પણ બે ચાર હતાં તે બુમ પાડતો આવ્યો કે મને અન્ન આપો, અન્ન આપો, એટલે પેલો રાજા અતિથીની વાટ જોતો હતો તેવામાં તે અઘોરીએ ત્યાં જઈને અન્ન માગ્યું. એટલે તે ચારે જણે અન્ન આપ્યું, તે જમાયું તેટલુ જમ્યો ને બીજું વધ્યું તે કુતરાંને નાંખી દીધું. અને પાણીનું ઠામ હતું તેમાંથી પીધું અને તેને લાત મારી ભાગી નાંખ્યું ને તે અઘોરી ત્યાંથી ચાલ્યો ગયો. તોપણ પેલા રાજાને જરાય તેનો અભાવ ન આવ્યો. એટલે તેઅઘોરી ધર્મદેવ હતા તે પોતાનું દર્શન આપીને

તે રાજાને કહ્યું કે માગ. ત્યારે તે રાજા કહે કે—જીવ પ્રાણી માત્રનું કષ્ટ મને આવે, પણ કોઇ જીવને દુ:ખ ન થાય. એ વર મને આપો. એટલે ધર્મ કહે કે—પરનું કષ્ટ જે ભોગવવા ને ઇચ્છે તેને કષ્ટ આવતુજ નથી. ને તમો બીજું માગો. ત્યારે તે રાજા કહે કે—આ મારી રઇયત સહીત ભગવાનના પદને હું પામું. પછે તે ધર્મે તે રાજાને વર આપ્યો ને ત્યાંથી અંતર્ધ્યાન થઈ ગયા.

### તાત્પર્ય.

આપણે એકવાર વિચારવા જેવું છે કે—પોતાની પ્રજાના રક્ષણ માટે બીજાનું કષ્ટ પોતે માગી લીધું આવું પરમારથ કામ કોઇથી થાય એમ જણાતુ નથી પણ ફક્ત આ કળીયુગમાં જુઠ ન બોલવું એ રૂપી એક પગ રહ્યો છે તે પણ જવા કરે છે. માટે મનુષ્યે તે સત્યરૂપી પગની રક્ષા કરવી.

---

## વારતા તેવીસમી.

### બાદશાહ અને દાસીની વાત,

એક બીલખણુખાર દેશનો સુલતાનશા નામે બાદશાહ હતો તે પોતાની સજ્યામાં સુતો હતો. તેને તેની દાસી જમવાને માટે તેડવા આવી એટલે તે ઉઠીને નાડાછોડ કરવા ગયો એટલે દાસી પોતાના મનમાં વીચાર કરે છે કે-આ સુંવાળી સજ્યામા હું કોઇ દીવસ સુતી નથી, માટે રાજા જમવા ગયો એટલે હું સુઈ લઉં એમ ધારીને તે સજયામાં સુઇ ગઇ. તેવામાં પેલો બાદશાહ આવ્યો તેણે બે ત્રણ સોટી મારી. એટલે પેલી દાશી ખડખડ હસી. પછે બાદશાહે પુછ્યું કે—તેરા જુસ્સાપર તીન સોટીયાં પડી તોબી કયું હસતી હે. ત્યારે તે દાસી કહે કે—દેખો સાહેબ આ સજયામાં હુ લેજા માત્ર સુતી તેટલામાં તીન સોટીયાં પડી. ને તુમ તો સારી ઊંમર એ સજયામાં સુંવોગે.

ઇસ વાસ્તે તુમેરા જુસ્સાપર ખુદાકી કેટલી સોટીઓ પડેંગે. ત્યારે તે બાદશાહે દાસીને પુછ્યું કે-કયું ભલા મેરે જુસ્સેપર પડેગે ? ત્યારે તે કહે કે-સજ્યામાં સુવા થકી પડે એ સજ્યા નો ગુણ છે. અર્થાત્ એને અંગે અધર્મ બહુ થાય તેથી—

### તાત્પર્ય.

આ રીતે દાસીની વાત સાંભળી એટલે ઘર છોડીને ફકીર થઈ ગયો. માટે જે મુમુક્ષુ હોય તે તો થોડાક ઉપદેશમાં માલુમ પડી આવે. ને આસુરી જીવ હોય તેને આખો જન્મારો ઉપદેશ કરે પણ તે કોઇ દીવસ સમજેજ નહી.

---

## વારતા ચોવીસમી.

### મયુરધ્વજની વાત

મયુરધ્વજ રાજા હતો. તે પોતે યજ્ઞમાં બેઠો હતો ને પુન્યદાન વીગેરે બહુ કરતો હતો ને મહાસત્યવાદી હોવાથી ઈંદ્ર હતો તે ન ખમી શકતાં ભગવાન પાસે ગયો ને કહ્યું કે—આ મયુરધ્વજ મારૂં ઇંદ્રાસન લેશે એમ કહ્યું એટલે શ્રીકૃષ્ણભગવાન અર્જુનને પોતાભેળા લઇને ઘરડા સરખા બ્રાહ્મણ થઇને અર્જુન ને પોતાના વિદ્યાર્થી બનાવીને તે મયુરધ્વજ રાજા પાસે આવ્યા ને કહ્યું કે-હું રતનપુરથી ધરમપુર મારો પુત્ર પરણાવવા જતો હતો ત્યાં તમારા ગામની સીમમાં જાન આવી ત્યાં મારા પુત્રને વાઘે ઝાલ્યો એટલે મેં વાઘને બહુ કહ્યું કે — તુ મારા પુત્રને મુકીદે ને મને ખાઇજા તોપણ તે વાઘે ન માન્યું ને કહ્યુ કે—તારો પુત્ર જો બચાવવો હોયતો આ ગામના મયુરધ્વજ રાજાને દેહ લાવી આપ તો હું તારા પુત્રને મુકી દઉં તેટલા વાસ્તે હું તમારી પાસે યાચના કરવા આવ્યો છું. એમ કહ્યું એટલે પેલ મયુરધ્વજ રાજા હતા તે કહેવા લાગ્યાકે-અહો ભાઈ હું ધન્ છું. તમ જેવા બ્રાહ્મણને અર્થે મારૂં શરીર કયાંથી કામ આવે

એમ કહી સન્માન કરી પુંજા કરી આસન ઉપર બેસાડી વિનય કરેછે એટલે એની સ્ત્રી બોલી કે તમારૂં અરધું અંગ બ્રાહ્મણ માગેછે તે હું તમારી અર્ધાંગના કહેવાઉં તે મારૂં આખું અંગ તે બ્રાહ્મણને કૃષ્ણાર્પણ કરો, એટલે એ એના પુત્રને પામીને સુખીઓ થાય, એટલે કૃષ્ણશર્મા થયેલા બ્રાહ્મણ જે શ્રીકૃષ્ણ ભગવાન તે પોતાના સેવક થએલા જે અર્જુન તે પ્રત્યે કહે છે કે ચાલ, ચાલ, ભાઈ આતો વાત પંચાતે પડી. રાજાતો અરધુ અંગ આપશે નહી માટે એ પુત્રનાં હાડકાં તો ઠેકાણે કરીએ. એમ કહી ચટકી લગાડી ચાલવા મંડયા, એટલે રાજા આડો ફર્યો ને કહ્યું કે—મહારાજ આપુ છું. એમ કહી ધીરજ રાખીને રાજા બોલ્યો ॥છપ્પો॥ લાવો કરવત કાકરી, આકરી કરી તેની ધાર, માથું ચીરીને મારૂં, તર્ત જાય પેલે પાર. એમ કહ્યું એટલે સેવક લોકો કરવત લાવ્યા. પછે તે રાજા નાહી ધોઇ તીલક કરીને પોતાની કોટમાં તુલસીની માળા પહેરીને પોતાનું અંગ વહેરાવવા તઇયાર થયા. પછે પોતાનો પુત્ર તામ્રધ્વજ નામેહતો તેને ગાદીનો અભીષેકકરી પોતે વહેરવાના સંચ હેઠળ ઉભા રહ્યા ને પોતાના પુત્રને કહ્યું કે તું પાછળ રહેજે, ને પોતાની સ્ત્રીને કહ્યું કે તું મારી સામી ઉભી રહે એમ કહ્યું એટલે તે પુત્ર ને તે સ્ત્રી તેજ રીતે ઉભાં રહી હાથે કરી કરવત ગ્રેહણ કરી વહેર વાની તઇયારી કરી. એટલે આખું ગામ કકળી ઉઠયું ને હાહા કાર થયો પછે વહેરવા માંડયું એટલે લોહીની છોળો ઉડવા લાગી તે કપાળ સુધી વહેરાયું ત્યાં ડાબા નેત્રમાં અંસું આવ્યું. તેથી કૃષ્ણશર્મા બ્રાહ્મણ બોલ્યોકે રાખો, રાખો કરપીનું દાન હું નથી લેતો. એમ કહી ચટકી લગાડી ચાલી નીકળ્યો. એટલે રાજાએ પ્રાર્થના કરી ત્યારે તે કૃષ્ણશર્મા બ્રાહ્મણ પાછા આવી પેલા ડાબા અંગને પુછયું કે—નેત્રમાં પાણી આવ્યાનુ શુ કારણ છે ? ત્યારે તે અંગ બોલ્યું કે—હું અર્ધાનો શો દોષ જે બ્રામણના કામ માં ન આવ્યું. તેથી દીલગીર થઈ રડવા લાગ્યું એમકહ્યું એટલે

ભગવાન પણ ગદગદ કંઠ થઈ રાજા ઉપર બહુ પ્રસન્ન થયા. ને પોતે પ્રગટ થયા. કૃષ્ણશર્મા હતા તે પોતે શ્રી કૃષ્ણભગવાન થયા. અને કહ્યું કે તું ખરો સત્યવાદી છું માટે માગ, માગ જે માગે તે આપું. ત્યારે તે મયુરધ્વજ રાજા કહે છે કે—આવી પરીક્ષા કોઇની લેશો નહીં નહિંતો તમારૂં નામ કોઇ નહિં દે. ત્યારે ભગવાન કહે છે કે—આવી કસણી હું નહીં દઉ પણ હસણી દઈશ એમ કહી પોતાના ભકતને મોક્ષ આપી અંતર્ધ્યાન થયા.

## તાત્પર્ય

આવીરીતે પુર્વેના રાજાઓને જોતાં તો આજના ભકતોને આવી કસણી નથી દેતા પણ હસણી દીએ છે તે શું ? તોકોઈ કહે કે—ઓહો, તમે તો ભક્ત થયા કે ? હવેતો ટીલાં, ટપકાં કરીને લાંબી માળા લીધી એટલે ખાવાનું નહીં જોઇએ. હવે તો કામ પણ નહીં કરવું જોઇએ ભગવાન આપી જશે. ને હવે તો મંદિરમાંજ બેસી રહેજો. ત્યારે તે કહે કે—ના, ના મારો કાકો જતો હતો પણ હુ તો કંઇ જતો નથી હુ તો ટીલુંજ કરૂ છું. એમ લાજ પામી જાય છે. આટલું જો મુકીને ભગવાનની ભકિત કરેતો ભગવાન તેને પરમપદ આપે છે, પણ આ જીવને એટલુ કરવું કઠણ લાગે છે.

---

## વારતા પચીસમી.

## સીબી રાજાની વાત.

એક સીબી નામે રાજા હતો તે બહુ દાન પુન્યાદીક કરતો હતો એક વખત યજ્ઞ આરંભીને યજ્ઞમાં બેઠો હતો. ત્યાં ઈન્દ્રને ખબર પડી. તેથી ઇંદ્ર ભય પામીને અગ્નિદેવની સાથે મીત્રાચારી કરી અગ્નિને હોલો બનાવી પોતે શકરોબાજ થઇને બે જણ આકાશમાં ઉડતા ઉડતા શીબીરાજાનું સત્ય મુકાવા સારૂ

યજ્ઞશાળામાં સીબીરાજા બેઠા હતા ત્યાં આવીને પેલો હોલો હતો તે સીબીરાજાના ખોળામાં પડયો. અને શકરોબાજ સામો આવીને બેઠો. તે જોઇને સીબીરાજા તથા તે યજ્ઞમાં બેઠેલા બ્રામણો વગેરે આશ્ચર્ય પામ્યા. ત્યારપછે શકરોબાજ બોલ્યો કે મારૂ ભક્ષ એવો જે હોલો તે મને આપ નહીં તો તે હોલાભાર માંસ આપ. એમ કહ્યું એટલે સીબીરાજા વિચાર કરવા લાગ્યો કે પ્રાણીના વધ વિના માંસ નીપજતું નથી. માટે બીજા પ્રાણીને મારીને એને આપવું તે ઠીક નહીં એમ ધારી પોતાપાસે કંઇક હથીઆર હશે કટાર, જમાઇઓ આદિક તે વડે કરીને પોતાનું શરીર કાપવા વિચાર કરી ત્રાજવાં મગાવ્યાં ને એક બાજુ હોલો મૂકયો ને એક બાજુ પોતાનું શરીર કાપી કાપીને મૂકવા માંડયું. તે બધા શરીરનું માંસ કાપીકાપીને મૂકવા માંડયું. એટલે આખા શહેરની રઇયત લોક તથા તે યજ્ઞ કરનારા બ્રામણો તેના સગાવહાલા વગેરે સૌ ત્રાસ પામીને ત્રાહી ત્રાહી પોકાર કરવા લાગ્યા. આ રીતે બધા શરીરનું માંસ એક ત્રાજવામાં મૂકયું પણ તે ત્રાજવું ઉંચું થયું નહીં એટલે સૌને એમ માલમ પડયું કે આ કપોત કારણરૂપ છે એમ ધારી વિસ્મય પામ્યા એટલે પેલો શકરોબાજ હતો તે સક્રુ જે ઇંદ્ર થઇ ગયો અને હોલો હતો તે અગ્નિદેવ થયો ને બહુ રાજી થયા ને પ્રસંશા કરીને વર આપીને પોતાના સ્થાનકે ગયા. પણ તે રાજાએ સત્ય ન મૂકયું.

### તાત્પર્ય.

આ જોતાં કોઈ માણુસે પણ સત્ય નછોડવું. તેણે કરીને આ લોક અને પરલોક બેઉ સુધરે છે ને ભગવાન તથા ભગવાનના ભક્ત જાણે તો રાજી થાય તેણે કરીને એનાં અનંત જન્મનાં પાપ બળી જાય અને તે જીવ આસુરી હોય તો મુમુક્ષુ થાય આ રીતે ઘણો વિચાર લેવાનો છે.

## વારતા છવીસમી.

### જનક વિદેહી.

મીથીલા નગરીનો જનકરાજા મહા સત્યવાદી ભક્તરાજ હતા તેને ત્યાં ઋષભદેવ ભગવાનના પુત્ર નવ યોગેશ્વરો ગયા ત્યારે તે ઉભા થઇ સર્વેને સામટા બાથમાં ઘાલીને મળ્યા. એટલે તો યોગેશ્વરોએ કહ્યું કે—રાજા, આમ જ્ઞાનવિનાના મનુષ્યની પેઠે આચરણ કેમ કર્યું ? ત્યારે તે રાજા બોલ્યા કે—આ દેહ છે તે ક્ષણું ભંગુર છે તે જો તમને નોખો નોખો મળવા રહું ને આ દેહ પડી જાય તો આ જે તમને મળવું તે લાભ જતો રહે તેટલા માટે આમ કર્યું. હવેથી નોખું નોખું મળીશ. ત્યારપછે નોખા નોખા તે સાધુને ભેટીને આસન ઉપર બેસાડયા પુજા કરી જમવા વગેરે સનમાન કરી ખુશી થયા. એટલામાં મિથીલા નગરી બળવા લાગી એટલે સૌ હરિભક્તો હતા તથા ઋષીલોકો પણ હતા તે પણ સૌ ઉઠી ઉઠીને દોડાદોડ કરવા લાગ્યા. એટલે જનકરાજાનો મહેલ પણ લાગ્યો. ત્યારે તેમણે કહ્યું કે તમારો મહેલ પણ બળે છે ને તને કેમ ઉઠતા નથી ત્યારે તે કહે—

श्लोक—मिथीलायां प्रदीप्तायां नमे दह्यति किंचनम्

આ મારી મિથીલાપુરી બળે છે તેમાં મારૂં કાંઇપણ બળતું નથી. એ રીતે મહાજ્ઞાની હતા પછે તે મુનિઓ તો ચાલ્યા ગયા ને વળી કોઇક વખત નારદજીને ખબર થઇ કે—જનકરાજા મહાજ્ઞાની છે એમ ધારી જનકની પરીક્ષા લેવા નારદજી તેને ઘેર આવતાં માર્ગમાં જનકરાજાનો બાગ હતો તે બાગમાં ઉતારો કર્યો ને વાતની જનકરાજાને ખબર પડી એટલે પોતાના પુત્રને સામો મોકલ્યો તે પુત્ર ઘોડે ચઢી બાગમાં આવ્યો નેઘોડાપરથી ઉતરીને નારદજી સામા દરશન કરવા જાય છે એટલામાં તે

તે છોકરાને સાપે કરડયો. એટલે તે ત્યાંજ મૃત્યુ પામ્યો ને નારદજી તો ઉઠીને જનકરાજાને ત્યાં જવા માર્ગે ચાલ્યા. જ્યાં બજારમાં આવે છે ત્યાં જનકરાજા તથા તેમની રાણી તથા તેમના પુત્રની સ્ત્રી ત્રણે સામાં મળ્યાં તે નારદજીને આવતા જોઈને જનકરાજા ઉતાવળા ઉતાવળા દર્શન કરવા માટે સામા આવ્યા. એટલે નારદજી બોલ્યા કે તમે સુતકી છો માટે અડશો નહીં ત્યારે તે જનકરાજા બોલ્યા કે—અમે સુતકી શાથી છીએ ત્યારે રૂષી બોલ્યા કે—તમારો પુત્ર બાગમાં મૃત્યુ પામ્યો છે તેથી તમે સુતકી છો તે અડશો નહીં. ત્યારે જનકરાજા કહેકે આત્મા સત્ય છે. ને એ આત્માનું કોઇ સગું નથી એ આત્માની કોઇ જાતી નથી. એ આત્મા કોઇનો બાપ નથી, એ આત્મા કોઇનો પુત્ર નથી. એ આત્મા મરતો નથી, એ આત્મા સડતો નથી, તેમ બળતો નથી, છેદાતો નથી, ભેદાતો નથી. એ આત્મા તો સુખરૂપ છે ને સત્તારૂપ છે. ને ચૈતન્ય ધર્મવાળો છે. તેને તો સુતક અડતુંજ નથી ને દેહ છે તે તો જડ છે. નાશવંત છે. દુ:ખરૂપ છે, મલીન છે, નર્કરૂપ છે. તે તો સદા વગર સુતકે સુતકીજ છે. કારણકે—આત્મા દેહમાંથી જાતાં રહે છે એટલે એને જોવાથી પણ સ્નાન કરવું પડે છે તો એ દેહને અડે અભડાય એમાં શું કહેવું. આ રીતે આત્માને સુતક લાગતું નથી. માટે આત્માને પુત્ર પણ નથી. એટલે સુતક પણ શાનું હોય એમ કહી પગે લાગી બહુ રાજી થયા. પછે તે રાજાની સ્ત્રીએ પણ નારદજીને તેમજ કહ્યું ત્યારે તે સ્ત્રી કહેકે—ચોરાશી લાખજાતની યોનીમાં બહુ બહુ પુત્ર થયા છે. ને હજી પણ જો ભગવાન નહીં ભજાય ને જન્મ મૃત્યુ નહીં ટળે તો અનંત પુત્રની ને પતિઆદીકની પ્રાપ્તી થશે. માટે એ પુત્રાદીકનું કંઈ સંબંધ સાચો નથી ત્યારપછે તે નારદજીએ એ પુત્રની સ્ત્રીને પણ કહ્યું કે—તારો પતિ મૃત્યુ પામ્યો છે. ત્યારે તે કહેકે—ભગવાન ભજ્યા વિના ચોરાશીમાં જે જે પુરૂષ છે તેને બધા

પતિ કર્યા છે તોપણ પાર આવ્યો નથી ને પતિ તો એક ભગવાનજ સાચા છે. બીજા પતિ તો કેવળ દુઃખ, કલેશ, ને સંસૃતિના આપનારા છે. માટે એ પતિ મુઓ તેમા શું આશ્ચર્ય છે, દેહ તો સ્ત્રીનો અને પુરૂષનો બેઉ માયીક છે તે કયારેક એ જીવ સ્ત્રી થાય છે ને કયારેક પુરૂષ થાય છે માટે આ જીવ કયાં પુરૂષ, સ્ત્રી છે ને એ જીવનો પુરૂષ કયાં પતિ છે, ને સ્ત્રી કયાં સ્ત્રી છે. એતો ખોટે ખોટું છે. એમ કહી ઋષીને રાજી કર્યા. ઘેર આવી તે જનકરાજાએ નારદમુનીને સનમાન કરી પગ ધોઇ સેવા કરી આસને બેસાડીને મહા આનંદ પામ્યા. ને મોટા પુરૂષ એમ પણ કહી ગયા છે કે—તે જનકરાજા નારદજી પ્રત્યે બોલ્યા કે આ સંસારમાં ભવઇયા પોતાના પેટના ઉદ્યમવાસ્તે ખેલ કરે છે તેમાં એક જંદાનો વેશ લાવે છે ને એક વાણીઆનો વેષ લાવે છે તે વાણીઓ દુકાન કરીને બેસે છે ને પોતાની સેઠાણીને પાસે બેસાડીને રાજી થાય છે ને વાત કરે છે કે હું તારો શેઠ અને તું મારી શેઠાણી એમ રાજી થાય છે એટલે પેલો જંદો આવીને ઉભો રહે ને પુછે કે તમે કોણ છો. ત્યારે તે વાણીઓ કહેકે હું શેઠ છું અને આ મારી શેઠાણી છે. ત્યારે જંદો કહેકે—અમારી સાથે ફોજ છે તેટલા વાસ્તે તમે મોદીખાનું કરીસીધું તોલશો. ત્યારે તે કહે હા એમ કહી પેલો વાણીઓ કહેકે—હું બજારમાંથી સામાન લઇ આવું એમ કહી તે વાણીઓ બજારમાં ગયો, એટલે પેલો જંદો હતો તે શેઠાણીને લઇ ગયો. ત્યારપછે શેઠ પોતાના ઘેર આવ્યા ત્યાંતો શેઠાણી ન મળે ત્યારે ઉદાસ થઇને બીજા આડોશીપાડોશીઓને પુછવા લાગ્યો ત્યારે તે લોકોએ કહ્યુંકે—તેને તો જંદો લઇ ગયો. એમ કહ્યુ એટલે તે પોક મુકી રોવા લાગ્યો. આ બનાંવ કંઇ સાચો નથી કારણકે—એ ભવઇયા છે તે એમ જાણે છે કે—આપણુ બધા ભવઇયા છીએ ને પેટને અરથે લોક રીઝવવા ખેલ કરીએ છીએ પણ પેલો જંદો બનેલો એમ જાણે છે કે હું જંદો નથી.

શેઠ બનેલો એમ જાણે છે કે હું શેઠ નથી. શેઠાણી બનેલી જાણે છે કે હું શેઠાણી નથી. આપણ સર્વે ભવઇઆ છીએ એમ જાણે છે ને રૂએ છે પણ મનમાં આનંદ છે એતો ઉપરથી રોયા જેવું તોફાન કરે છે તેમજ આ દેહનો વ્યવહાર છે. કોઇ કોઇનું સાચું સગપણ નથી. ત્યારપછે નારદજી ઇંદ્ર પાસે ગયા કે પૃથ્વી ઉપર મીથીલા નગરીનો રાજા જનક એવો જ્ઞાની છે કે—કચરો ને કંચન એક સરખું થઇ ગયું એવો છે. તેને સાંભળીને ઈંદ્ર જાણે કે—મને હરકત કરશે. એમ ધારી સુલભા નામે અપસરાને તેં જનકરાજાને છળવા માટે મોકલી. તે સુલભા હાવભાવ પોતાના સ્ત્રી ચરિત્ર કરવા લાગી એટલે તે જનકરાજા સુલભા પ્રત્યે બોલ્યા કે સાંભળ, આ જગતમાં કોઇ સારી સ્ત્રી હોય તેને એમ ઉપમાં આપે છે કે—આતો ઇંદ્રાણી જેવી છે. ને વળી કોઇક સ્ત્રી ભૂંડી હોય તેને જોઇને એમ ઉપમા આપે કે—આ સ્ત્રી તો ભુંડણ જેવી છે પણ તે કાંઇ ભુંડણ હોય નહીં પશુ કરતાં મનુષ્ય સારૂં હોય તથાપિ ભુંડણ હોય ને સડેલી બજારની ગટરમાં પડી હોય ને માંહી જીવડાં પડયા હોય. હવે પુરવે કહી એવી જે ઇન્દ્રાણી તેમાં ને તારામાં કેટલો ફેર છે, ને તારામાં ને આ જગતની સારી સ્ત્રીમાં કેટલો ફેર છે, ને તે સારી સ્ત્રીમાં ને ભૂંડણ જેવી સ્ત્રીમાં કેટલો ફેર છે ને તે નઠારી સ્ત્રીમાં ને સાક્ષાત સડેલ સ્ત્રીમાં કેટલો ફેર છે બહુ ફેર છે હવે હુ ઇન્દ્રાણી ને પેલી સડેલી ભુંડણને એક સરખી જાણું છું તો તારામાં હું શુ મોહ પામુ ને મારા ગુરૂ જેપંચશીખરી ઋષી તેની કૃપાથકી હું સાંખ્ય ને યોગ બેઉ મતને સારીરીતે જાણું છુ તેથી મારા અડધા શરીરને ચંદન ચરચે ને અડધુ શરીર તરવારે કરીને કાપે તેમાં મારે સમભાવ છે એમ કહ્યું એટલે તે સુલભા કહે કે આટલા બધા જ્ઞાનીછો ત્યારે રાજમાં કેમ બંધાઇ રહ્યા છો નીકળો બહાર ત્યારે જનકરાજા કહે કે મારે વઇરાગ્ગ નથી તેથી હું રહ્યોછુ. ત્યારપછી પેલી અપ્સરા

દેવલોકમા ગઇ ને વળી તે જનકરાજા આ જ્ઞાન સિદ્ધ કર્યા પહેલાં એવા લક્ષવાન હતો કે—જે કોઇ સાધુ, સંન્યાસી, જોગી. જતી પોતાના ઘેર આવે ત્યારે તેને સનમાન કરી સારી રીતે સેવા ચાકરી કરે. ને જ્યાં લગી તેની રહેવાની ઇચ્છા હોય ત્યાં લગી પોતે રાખે. પછે લોટો, દોરી, કામળી. વગેરે જે કંઇ જોઈતું હોય તો તેને આપીને રાજી કરી વિદાય કરે ને ભાગોળ સુધી વળાવવા જાય. ને ભાગોળે જઈને પ્રશ્ન પુછે કે હું રાજ કરૂં ને નિર્બંધ રહુ એવો ઉપાય બતાવો આ પ્રશ્નનો ઉત્તર ન થાય એટલે ધોલ મારી અપમાન કરી કોઠી મૂકે. એ રીતે કેટલાક દીવસો ગયા તેવામાં શુકદેવજી ફરતા ફરતા આવી પહોંચ્યા. તેણે ભાગોળેથી કહ્યું કે—શુકદેવજી આવે છે, ત્યારે જનકરાજાએ કહાવી મોકલ્યું કે—માયા મુકીને આવો ત્યારજે શુકદેવજી લાકડી. તુંમડી નાખી દઇને આવ્યા. એટલે રાજાએ સનમાન કરી આસને પધરાવી પુંજા કરી ત્યારપછે જમવા બેસાડયા. તે જમવાની જગોએ શુકદેવજી બેઠા હતા તેના મસ્તક ઉપર મોટી જબરી પથરની શીલા ટાંગી હતી તે શુકદેવજીના જોવામાં આવી તે જાણે કે—હમણાં પડશે કે શું એમ પાતળી દોરડી હમણાં તુંટે હમણા તુટે એમ દેખાવા લાગ્યું તેથી તે જમ્યા પણ સ્વાદુ કુસ્વાદુ કંઇ માલમ ન પડયું. જમ્યા પછે રાજા શુકદેવજીની પાસે બેશીને પુછેછે કે—મહારાજ, દાળ, શાક, જમવાની રસોઇ સારી સ્વાદુ હતી કે નહી ? ત્યારે શુકદેવજી બોલ્યા કે—મને તો કશી ખબર ન રહી ત્યારે રાજા બોલ્યા કે—શાકારણ માટે ખબર ન રહી. ત્યારે શુકદેવજી બોલ્યા કે—પેલો પથર માથા ઉપર લટકતો હતો તેથી મનમાં ચિંતા થઇ. તેથી ખબર ન પડી ત્યારે રાજા બોલ્યો કે—તમે કહેતા હતા કે હુ માયા મુકીને આવ્યો છું ને મરવાની ચીંતા તો રહી. દેહમાં આશકિત એજ માયા છે એમ કહ્યું એટલે શુકદેવજી વિચાર કરવા લાગ્યા કે ઓહો, આવા જ્ઞાની એમ ગુરૂ કીધો

તેણે કરીને શુકદેવજીના ગુરૂ રાજા જનક કહેવાયા ત્યારપછે જનકરાજા શુકદેવજીને ભાગોળ સુધી વળાવીને વળતી વખતે પુછયું કે—રાજ કરૂં ને નિર્બંધ રહુ એવો ઉપાય બતાવો ત્યારે શુકદેવજી કહેકે—પેંગડે પગને બ્રહ્મ ઉપદેશ ન થાય ત્યારે રાજા કહેકે—તમે કહો તેમ કરૂં ત્યારે શુકદેવજી કહેકે—ચાલો મારી સાથે ત્યારે જનકરાજાએ હા પાડીને તે શુકદેવજી ભેગા ચાલી નીકળ્યા તે ફરતા ફરતા કોઇક દેશમાં એક રાજાનું રાજ આવ્યું. તે રાજાની શહેરની ભાગોળે મુકામ કરી ઉતર્યા. તે રાજાએ એવું પણ કરેલું કે—અરધા ગાઉ લાંબી લાકડાંની ચેહ રચીને સળગે એટલે તેમાં જઇને પાછો આ પાસે આવે એવો પુરૂષ હોય તેને મારી કન્યા પરણાવું. એવી પ્રતિજ્ઞા કરેલી તે રાજાની કન્યા પણ વધારે અવસ્થાની કુંવરી હતી; રાજા પણ ચિંતાવાન હતો તે રાજા શુકદેવજી અને જનકરાજા ઉતર્યા હતા ત્યાં આવી વિનય કરી દંડવત કરી પગે લાગી બેઠો એટલે ત્રિકાળ દરશી એવા શુકદેવજી રાજાની દીલગીરી જાણીને બોલ્યા કે—રાજા બહાદુર કેમ ઉદાસ છો. એટલે તે રાજા બોલ્યો કે—આવી રીતની મારી પ્રતિજ્ઞા છે તે પ્રતિજ્ઞા કોઇએ પુરી કરી નહી તેથી જગતમાં મારી અપકીર્તી થાય છે ને મારી કન્યાને પણ કન્યા કાળ વીતી ગયો તે પણ બહુ ચિંતા થાય છે તે સાંભળીને શુકદેવજી કહેકે—બે ફીકર થઇ તમારો ધાર્યો સંકલ્પ છે તે મટાડી સુખીઆ થાઓ ને તે ચિતા સળગાવો એમ કહી તે લાકડાં સળગાવરાવ્યાં પછે શુકદેવજી ચાખડીએ ચડીને હાંથમાં જપમાળા લઇ ભગવાનની મુરતિ હૃદયમાં ધારીને પેલી ઝળઝળ લાગતી ચિતામાં પારોપાર જઇ આવ્યા પણ અગ્નિનો એક રેખ પણ લાગ્યો નહિ. ત્યારપછે પેલો રાજા ખુશી થયો ને પેલી કન્યા શુકદેવજીને પરણાવવાને પ્રાર્થના કરી. ત્યારે શુકદેવજી બોલ્યા કે હું તો ત્યાગી છું ને તારી કન્યાને મારે વચને કરીને આ જનકરાજાને પરણાવ ત્યારે તે રાજાએ તેમજ કર્યું ત્યારપછે

શુકદેવજીએ જનકરાજાને કહ્યું કે આ અગ્નિમાં પેશીને હું જેમ પાછો નીકળ્યો તેમ આ સંસાર અગ્નિ રૂપ છે. તેજ્યાં ત્યાંથી બાળે એવો છે માટે અહંમમત્વનો ત્યાગ કરી આત્મરૂપ થઇશ તો જેમ મને અગ્નિ ન નડ્યો તેમ તને સંસાર બાધ કરી નહીં શકે, એ રીતે જનકરાજાને શુકદેવજીએ કહ્યું એટલે જનકરાજાએ સત્ય માનીને નમસ્કાર કર્યો. ત્યારપછે શુકદેવજીએ આજ્ઞા કરી કે હવે તમે તમારા સ્વસ્થાનમાં જાઓ એમ આજ્ઞા કરી શુકદેવજી ત્યાંથી ચાલતા થયા ને જનકરાજા પોતાની રાજધાની જે મીથોલા નગરી ત્યાં આવ્યા.

## તાત્પર્ય.

આ વાત એક બીજા થકી પરંપરાયે સાંભળેલી છે. આવો જ્ઞાન મેળવવાનો અભ્યાસ કરવો, ગરજવાન થવું, ગુણ ગ્રાહીક થવું. વિનયે જુક્ત સંત સમાગમ સેવા વગેરે કરવું. પોતાનો સિદ્ધાંત સાચવ્યા કરવો તો ભગવાનને પ્રતાપે અથવા કોઇ મોટા ભગવાનના એકાંતિક ભક્તના આશીર્વાદે કરીને આવી રીતેં સુખ શાંતિ થઇ જાય એમ અનુમાન કરીએ છીએ.

---

## વરતા ૨૭ મી

## નળરાજાની.

એક નૈષધ નામે દેશ છે તેનો નળ નામે રાજા હતો તેનો પિતા બે ભાઇ હતા તે નળના બાપનું નામ સુરસેન હતું ને તેના નાના ભાઇનું નામ વીરસેન હતું ને તેનો પુત્ર પુષ્કર નામે હતો તે નળરાજાનો દીવાન હતો, આ રીતે રાજ કરતા હતા. તે કેટલાક દિવસ વિત્યા કેડે તેને ઘેર ફરતા ફરતા નારદમુની આવ્યા તેને સનમાન કરી આસન વગેરે આપી પુંજા કરી જમાડી ત્રપત કરી બેઠા. ત્યારે નારદજીએ પુછયું કે—આ

તમારા દરબારમાં રાણી વગેરે કોઈ જણાતું કેમ નથી. ત્યારે તે નળરાજા બોલ્યા કે—મને પરણવા લાયક ન મળવાથી હું કુંવારો છું ત્યારે નારદજી બોલ્યા—કે વૈધરભ નામે દેશનો રાજા ભીમક છે તેની પુત્રી દમયંતી નામે છે તે તારે પરણવા જોગ છે. એમ વાતચીત કરી નારદજી તો પોતે ચાલી નીકળ્યા ને પેલો રાજા હતો તે કોઇક દીવસ શીકાર કરવા વનમાં ગયો હતો પણ તેનું ચિત્તતો નિરંતર દમયંતીમાં લાગી રહ્યું હતું વનમાં ફરતો ફરતો બહુજ છેટે જઇ પહોંચ્યો. તેજગ્યોએ સારાં સુંદર ઝાડ, ફળ, ફુલ વગેરે શોભાયમાન ઝુકી રહ્યાં હતાં એવું સારૂં વન હોવાને લીધે માન સરોવરના હંસના ટોળાં તે વનમાં આવેલાં હતાં તેમાં બધાં હંસોનો ઉપરી એક હંસ હતો તે એક ઝાડની નીચે બેઠો બેઠો ઉંઘતો હતો તેને પેલા નળરાજાએ જોયો. ત્યારપછે નળરાજા પેલા હંસને ઝાલવાનો ઉપાય કરે છે. પોતાનાં હથિઆર વગેરે હેઠે મુકી દઇને હેઠે બેસીને ચાર પગે ચાલતો ચાલતો જઈ હંસને પકડી લીધો. એટલે તે હંસ બહુજ કલ્પાંત કરવા લાગ્યો ત્યારે તે નળ કહેકે આવો રૂપાળો તું જનાવર છું તેને હું મારીસ નહી માટે તું ફીકર કરીશમાં તેવામાં તે હંસનો પરિવાર કકળાટ કરતો હતો ને તે રાજાને તે હંસલીઓએ શ્રાપ દીધો કે—અમારા પતિને અને અમને વિજોગ પાડયો માટે તને અને તારી સ્રીને વિજોગ પડજો. એમ શ્રાપ દીધો અને કલ્પાંત કરવા માંડયું. એટલે પેલો હંસ હતો તે નળરાજાને કહે છે કે આ મારો પરિવાર કકળે છે ને વળી મારી સ્રીને પુત્ર થયો છે. તેનું પણ મેં મોં જોયું નથી ને હું પકડાયો છું. તેની તેને ખબર નથી ને મારાં માતાપિતાને પણ ખબર નથી માટે તે સર્વે મારા સંબંધી મારા વિયોગે કરીને મૃત્યુ પામશે. વાસ્તે કરીને મને છોડી દે. હું તેને શાંત પમાડીને હમણાં આવું છુ. એટલે નળરાજા કહેકે—તારા પક્ષીલોકનો વિશ્વાસ કેમ આવે, ત્યારે તે હંસ બોલ્યો કે—અમે

તો સત્યવાદી છીએ. જો સત્યવાદી ન હોઇએ તો હંસ નામ શાનું પછી નળરાજા કહેકે—તું સત્યવાદી હોય તો જા તું જાણે ને પરમેશ્વર જાણે એમ કહી છોડી દીધો. એટલે તે હંસ પોતાના પરિવારને લઇને પોતાના સ્વસ્થાનમાં ગયો ત્યાં સૌ કુટુંબને સંતોષ પમાડી પાછો આવ્યો. અને નળરાજા હતો તે પેલા હંસને પકડીને પોતાના ઘોડા ઉપર બેસીને તે હંસને પોતાના ખોળામાં બેસાડીને પોતાને ઘેર જાવા પાછો વળ્યો. આગળ જતાં પોતાના સખા તથા દીવાન વગેરે ભેગા થયા. તેણે પુછયું કે—આ બહુ શોભાયમાન જનાવર ક્યાંથકી લાવ્યા. એટલે તે રાજાએ સઘળી હકીકત કહી સંભળાવી ત્યારપછે પેલો હંસ હતો તેને માટે સોનાનું પાંજરૂં કરાવી તેમાં પુરીને નિરંતર પોતાની પાસે રાખવા લાગ્યો. એક દીવસ તે હંસ બોલ્યો કે—આ ઘરમાં કોઇ વસ્તી વગેરે કેમ જણાતું નથી, એટલે નળરાજાનું હૈયું ભરાઇ આવ્યું તેથી તે પોતાનો મિત્ર જે હંસ તેને બધી વાત કહી સંભળાવી એટલે તે હંસ કહેકે—ઓહો, એમાં તો શું ? દેવલોકમાં જઇને કહો તો નાગ કન્યા લાવી આપું તો દમયંતી લાવવી એમાં તે શું ? મને આ પાંજરાથકી બહાર કાઢ. હું દમયંતી સાથે તારૂં સગપણ કરી આવું. તું જાન તૈયાર કરીને તત્તપર રહેજે. એમ કહ્યું એટલે તે નળરાજા રાજી થઇને પાંજરૂં ઉઘાડયું. એટલે તે હંસ બહાર નીકળી આકાશ માર્ગે ઉડીને એ વૈદરભ દેશમાં આવ્યો ને તે ભીમકરાજાના બાગ માં ચંપાના ઝાડ ઉપર બેઠો. તેને સમીપે એક હવેલી તેમાં દમયંતી પોતાની સખીઓ સાથે રહેતી હતી ત્યાં સમીપે તે ઝાડ હતું. તે ઉપર બેસીને રાત્રીના બારવાગે પુનમ હતી તેથી ચંદ્રમા માથે આવી રહ્યો હતો તેવે સમે રૂડા શબ્દો તે હંસ બોલવા લાગ્યો તેથી તે દમયંતી પોતાની સખીઓ સાથે ચોગ ટાં બાજી રમતી હતી. તેના કાનમાં શબ્દ પડયો તેથી તેણે ઝરૂખાની બારી ઉઘાડીને જોયું ત્યાંતો એ વાડીમાં પ્રકાશપ્રકાશ

દેખાયો. તે પ્રકાશ ચંપાના ઝાડ ઉપર બેઠેલો હંસ તેનો છે, એમ જોવામાં આવ્યું. એટલે રમતું પડયું મુકી તે મહેલ ઉપરથી તત્કાળ હેઠે ઉતરીને પેલા ચંપાના ઝાડ પાસે આવીને પેલા હંસને ઝાલવાનો ઉપાય કરવા લાગી. એટલે હંસ પણ નીચી નીચી ડાળે બેસે ને બહુ મીઠી વાણી બોલે તેમાં નળરાજાના વખાણ કરતો જાય ને પેલી દમયંતી ઝાલવા જાય એટલે ત્યાંથી ઉડી બીજી ડાળે બેસે પણ હાથ ન આવે. એમ કેટલીક વાર થઇ પણ હંસ ન ઝલાયો. એટલે તેણે વિચાર કર્યો કે—આ હંસ જનાવર છે તે કમળ ઉપર બેસે ને મોતીનો ચારો કરે ને માન-સરોવરમાં રહે એમ જાણી પોતે પોતાના વસ્ત્ર ઉતારી મુકીને એક પળાશ નામે ઝાડનું પાંદડું તોડી પોતાના મસ્તક ઉપેર મૂકયું ને પોતાના માથાના કેશ છુટા ખોળાતા મૂકયા. ને પોતાનો કમળના જેવો હાથ કરીને માંહી જાંબુનું ફળ મુકયું. એટલે જાણે કે—જળમાં કમળ ખીલ્યું હોય ને પેલા માથાના વાળ જળમાં જાણે સેવાળ હોય ને શું. ને કમળ જેવો હાથ કરીને માંહી ફળ મુકેલું જાણે ભમરો સુગંધી લેવાને બેઠો હોય ને શું. આ રીતે પોતાના દેહનો વેષ બનાવીને પોતાના બાગમાં જળનો ભરેલો હોજ હતો તેમાં ગળા લગી પાણીમાં ઉભી રહી. ત્યારે હંસે વિચાર્યું કે—આપણે નળનું કામ કરવા આવ્યા છીએ ને આણે આપણુને ઝાલવા માટે બહુ પ્રયત્ન કર્યો છે. એમ ધારીને તે હાથ ઉપર જઇને બેઠો, એટલે તે દમયંતીએ ઝાલી લીધો. ત્યારપછે તે દમયંતી બોલવા લાગી કે—અત્યાર સુધી મને બહુ મહેનત કરાવી ને હવે કેમ પકડાઇ ગયો એમ કહેવા લાગી ને પોતાની સખીને સાદ કર્યો. એટલે તે આવી પછે બધી ભેગી થઇને વિચાર કર્યો કે—આને કોઇ દહાડો જવા દેશો નહી ને આતો પાંજરામાં ઘાલીને રાખવા જેવો જનાવર છે. એમ એ હંસને ઝાલ્યો. તેવા અહંકારે જુક્ત વચનો બોલ્યાં તે સાંભળી હંસ કહેછે કે—હું ધારૂં તો તારા હાથને મારી ચાંચ વડે કાપી નાખીને

જતો રહું પણ હું નળરાજાનો મિત્ર કહેવાઉં તે મારાથી એમ કેમ થાય. એટલે તે દમયંતી બોલી કે—તે નળરાજા કયા દેશનો છે ને તે કેવો છે. તે મને યથાવિધી કહો. ત્યારે તે હંસ કહે કે—તારા જેવી તો તેને ઘેર પાણીની ભરનારીઓ છે. ને એતો બહુ જબરો પ્રતાપી દેવ જેવો રાજા છે. એમ બહુ વખાણ કર્યાં ત્યારે તે દમયંતી કહેકે—તે નળરાજા કુંવારો છે કે પરણેલો છે. ત્યારે હંસ કહેકે—એતો કુંવારો છે. ત્યારે તે દમયંતી કહે કે—મને તે નળરાજા સાથે પરણાવો હું તમારી દાસી છું. તમે જેમ કહેશો તેમ કરીશ, હું જેવા ગરીબ ઉપર તમારે દયા લાવવી જોઈએ. એ રીતે ઘણીક વિનંતી કરી ત્યારે હંસ કહે કે—તું સ્વયંવર રચાવીને નળરાજાને ખબર કર એટલે તે તુરત જાન લઇને આવે. એ રીતની ગોઠવણ હું કરી દઇશ એમ કહ્યું એટલે તે દમયંતી પેલા હંસને પગે લાગીને કહ્યું કે તમે તો સત્યવાદી કહેવાઓ તે જુઠું નહીં બોલો એમ કહીને ઘણી સ્તુતિ કરીને વિદાય કર્યો. ત્યારપછે તે હંસ પાછો આવીને નળરાજાને મળ્યો, ને બધી હકીકત કહી એટલે તે નળરાજા જાન શણગારીને ચાલ્યો તે વૈદરભ દેશમાં ભીમકરાજાને ત્યાં આવે છે હવે દમયંતી હતી તે બીજે દહાડે ઉદાસ થઇને સુતી હતી એટલે તેની માને ખબર થઇ તેથી તે ખબર જોવા આવી પછે પુછ્યું કે તને શું થયું છે. એટલે તેણે બધી હકીકત કહી. એટલે તેણે તે રાજાને વાત કહી કે—આપણી દીકરી પરણાવવા જોગ થઇ છે માટે એને પરણાવી દો પછે તે રાજા તે દીકરી પાસે આવીને કહ્યું કે—હું સ્વયંવર રચીને સર્વે દેશાંતરના રાજા બોલાવું, તારી ઇચ્છામાં આવે તે વરને તું વર. ત્યારપછે તે રાજા પોતાના પુત્રને બોલાવીને મંડપ રચાવ્યો ને દેશોદેશ કંકોતરી મોકલાવી ને દમયંતીએ પણ પોતાનો છાનો દુત નૈશદ દેશ પ્રત્યે મોકલાવેલો તેથી તે નળરાજા પણ ત્યાં આવ્યો ને બીજા દેશાંતરના રાજાઓ પણ આવ્યા.

એટલે નારદજી પણ ફરતા ફરતા આવ્યા હશે તે આ વાત સ્વર્ગ લોકમાં જઈને ઈંદ્રને તથા અગ્નિને તથા વરૂણદેવને તથા યમરાજાને પણ કહી ને દમયંતીનાં વખાણ કર્યાં કે—પૃથ્વી ઉપર ભીમકરાજાની દીકરી દમયંતી છે. તેને આગળ તો તમારી દેવાંગનાઓ પણ પાણી ભરે એવી છે. માટે તેને તમે પરણો ને તેને તો નળરાજાને પરણવું છે. તેથી તે નળરાજા પણ ત્યાં આવશે ને તે સત્યવાદી રાજા છે, તે જેમ તમે કહેશો તેમ કરશે. માટે તે નળરાજાને પોતાનો દુત કરીને તે દમયંતી પાસે મોકલજો. તે તમારી જશ કીર્તી કહેશે એટલે તે દમયંતી તમને પરણશે. એમ કહ્યું એટલે તે ચારે દેવો પણ ત્યાં આવ્યા પછે પેલા નળરાજાને અને પેલા દેવોને મેળાપ થયો એટલે તે દેવોએ પેલા નળરાજાને કહ્યું કે—તું અમારો દુત થઈને દમયંતી આગળ અમારા વખાણ કર, એટલે દમયંતી અમને વરે. ત્યારે તે નળ કહેકે—તેને પાસે જવામાં કેટલીક ચોકી, પહેરા વગેરે હશે. તે રાજ દરબારમાં શી રીતે જવાય, ત્યારે તે દેવો કહેકે—તને ગુપ્ત રૂપ આપીએ જેથી દમયંતી વિના તને કોઇ દેખશે નહીં પછે તું નિર્ભય થકો તેના અંતઃપુરમાં ફરીશ તોપણ તને કોઇ દેખશે નહી. ત્યારપછે તે નળરાજા પોતાનો વેશ બદલીને દુત થઇને ચાલ્યો. એટલે પેલા દેવો હતા તેણે બીજો છાનો દુત નળની પરીક્ષા વાસ્તે મોકલ્યો. હવે નળરાજા તેના અંતઃપુરમાં ગયો, ત્યાં તે દમયંતીએ દીઠો એટલે દાસી પાસે કહેવરાવ્યું કે—અહિં કોણ આવે છે ? ત્યારે નળરાજા કહેકે—હું દેવલોકોનો દુત છુ ને તમને એમ કહેવા આવ્યો છું કે—નળને વરવા કરતાં અગ્નિ, વરૂણ, કુબેર, ધર્મ અને ઇંદ્ર એ ચાર દેવોમાંથી કોઇ એક દેવને પરણ તો સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ એ ત્રિલોકીના પુજ્યપણાને પામું ને નળ તો આ પૃથ્વીનો રાજા છે ને મનુષ્ય છે માટે છતી દેહે દેવની પદવીને પામો એ બહુ રૂડું છે. ત્યારે દમયંતીએ કહ્યું કે—હું

નળરાજાને વરી ચુકી છું. હવે જો મનને ફેરવું તો મારૂં પતિવૃત જાય. એ આદિક ઘણાં વચનો પરસ્પર કહ્યાં તોપણ માન્યું નહિ. એટલે નળરાજા પાછો ફર્યો તેની પહેલાં છાનો દુત હતો તેણે આવીને સર્વે હકીકત દેવોને કહી. ત્યારપછી સ્વયંવરમાં રાજાઓ માત્ર આવી આવીને બેસવા માંડયા ને સ્વયંવરની તૈયારી થઇ એટલે નળરાજા પણ આવીને પોતાને આસને બેઠા. ત્યારપછે દમયંતી વરમાળ લઇને નીકળી. એટલે પેલા દેવો હતા તે પણ ગુપ્ત રીતે એક દમયંતી ને નળ બેજ દેખે પણ બીજું કોઇ ન દેખે એ રીતે ચારે જણ નળ બનીને આવ્યા, બે ડાબે પડખે ઉભા રહ્યા ને બે જમણે પડખે ઉભા રહ્યા આ રીતે પાંચ નળ દમયંતીએ જોયા. ત્યારપછે દમયંતીએ પરમેશ્વરનું સ્મરણ કર્યું ને પોતે પતિવ્રતાની ટેક-વાળી હતી. માટે દેવને અંતરીક્ષ દીઠા ને નળને પૃથ્વી ઉપર ઉભેલો દીઠો, એટલે તે નળને વરમાળ પહેરાવી, એટલે પેલા દેવલોકો નિરાશ થયા પછે નળ ઉપર ને દમયંતી ઉપર પ્રસન્ન થઇવર આપ્યા તેમાં ઇંદ્રે નળને બે વર આપ્યા તેમાં એક કમળની માળા આપી, ને કહ્યું કે લાખ વરસે પણ સુકાશે નહી, અને બીજો વર અશ્વમંત્ર આપ્યો. તે ઘોડાના કાનમાં મંત્ર ભણીને ફુંક મારે એટલે ઘોડા આકાશ મારગે ઉડે તે એક દિવસમાં સો જોજન જાય ત્યારપછે અગ્નિ દેવે બે વર આપ્યા- તેમાં એક વર એવો આપ્યો કે—તું સંભારીશ ત્યાં હું પ્રગટ થઇશ ને બીજો ઉભરાતું અન્ન હાથે હલાવીશ તો દાઝીશ નહિ, ત્યાર પછે યમરાજાએ વર આપ્યો કે—તું જ્યાં લગી રાજ કરીશ ત્યાં લગી તારી પ્રજાને રોગ નહી થાય. ને તારૂં આખ્યાન સાંભળશે તેને મારા દુત લેવા નહી આવે. હવે વરૂણ વર આપે છે કે—સુકા ઝાડ તળે બેસીશ અગર સ્પર્શ કરીશ એટલે લીલું થશે, ને તું સંભારીશ ત્યાં જળરૂપે પ્રગટ થઇશ હવે દમયંતીને ચારે મલીને એક વર આપ્યો કે—તારા હાથ અમૃત શ્રાવીઆ

થાઓ. અર્થાત જેને હાથ અડાડો તે અમર થઇ જાય એ રીતે વર આપે છે. તેવામાં નારદજી દેવલોકમાં જઇ પહોંચીને તે ચારે દેવોની સ્ત્રીઓને આ વાત સંભળાવીને આકાશ મારગે વિમાનમાં લાવીને તેઓના પતિઓને દેખાડ્યા કે જુઓ દમયંતી પરણવા ગયા છે. આ રીતે દેવલોકોના ઘરમાં પણ વઢવાડ કરાવી, ત્યારેપછે નળરાજા પરણીને પોતાની જાન શણગારીને પોતાના દેશ પ્રત્યે ચાલ્યો, એટલે નારદજીએ કળીને દમયંતીના સ્વયંવરની વાત કહેલી તેથી તે દમયંતી પરણવાની લાલચે આવતો હતો તે નળને સામો મળ્યો ને આંખો રાતી કરીને અંતરમાં બળવા લાગ્યો કે—અરે દમયંતી મારે પરણવી હતી ને નળ પરણી જાય છે માટે એની વાત છે એમ રીશનો માર્યો તેના પુઠે થયો. ત્યારપછે નળ તો પોતાના રાજમાં આવ્યો. ત્યારપછે પેલો હંસ હતો તે રજા માગી ઘટે તેમ શીક્ષાનાં વચનો કહીને પોતે પોતાના કુટુંબ ભેગો ગયો ને નળરાજા રાજ કરતો હતો. ને એનો ભાઇ જે પુષ્કર તે તપકરવા ગયોહતો એમકરતાં કેટલાક દીવસ વીતી ગયા, અને કળીયુગ એના શહેરમાં પેસવા માટે એક હજાર વરસ સુધી આંટા દીધા. પણ ધર્મવાળો ને સત્યવાદી રાજા તેથી કળીએ પ્રવેશ ન થયો. એક દીવસ નળ સંધ્યા કરવાને વખતે પોતાના હાથ પગ ધોઇને સંધ્યા કરવા ગયો, તે પગ ધોતાં કંઇક પાની કોરી રહી ગઈ ત્યાં થઇને કળીએ એના દેહમાં પ્રવેશ કર્યો ને પછે પેલા પુષ્કરને તપ કરતો હતો ત્યાં જઈને ઉઠાડ્યો ને આવો ભાઇબંધ એમકહીને તેને ભેટ્યો ને તેના દેહમાં પણ પ્રવેશ કરી ગયો. પછે તેને સમજાવ્યું કે નળ એકલો રાજ કરે છે ને શું તારા બાપનું રાજ નહિ તે તું વગડામાં બેઠો તપ કરૂં છું. ત્યારે તે પુષ્કર કહે કે—મારૂં જોર ચાલે તેમ નથી, ત્યારે તે કળી કહેકે—ચાલ હું તારી સહાય કરીશ એમ કહીને એને લઇ આવ્યો, ને દ્વાપરને મળીને તેને પાટીઓ બનાવ્યો. ત્યારપછે એ ત્રણે જણ નળરાજા પાસે

આવ્યા, નળરાજાએ પોતાના ભાઇને સત્કાર કર્યો. ને સનમાન કરી આસને બેસાડયા, અને તપસ્વીનો વેશ છે માટે પુંજા વગેરે કરી, એટલે પુષ્કર બોલ્યો કે—આ રીતે હું પ્રસન્ન નથી. મારે તો તારી સાથે સોગટાંબાજી રમવું છે, ત્યારે નળરાજાએ હા પાડી. ત્યારપછે પુષ્કરે પણ કર્યું કે હું હારૂં તો મારો પોઠીઓ તને આપું. ત્યારે નળે પણ કર્યું કે—હું હારૂં તો આખું રાજ તને આપું એમ કહી બાજી માંડી એટલે પેલો કળી હતો તે પાસા રૂપે થયો. ને પુષ્કરને જીતાડયો પુષ્કર જીત્યો એટલે રાજગાદીનું સિંહાસન હતું તે ઉપર જઇને બેઠો, ને આખા શહેરમાં પોતાની આણ વરતાવી ને એવો પડો વજડાવ્યો કે—નળ દમયંતીને કોઇપણ અન્ન આપશે કે પાણી પાશે કે એની સાથે ભાષણ કરશે તેને દેશપાર કરીશ આ રીતે આણ ફેરવી તેથી તે નળરાજાને કોઇએ આખો દિવસ પાણી ન પાયું. ને એની જોડે કોઇ ભાષણ પણ ન કરે. પેલા પુષ્કરે એક એક વસ્ત્ર આપેલું તે પહેરી વનમાં જવાનો વિચાર કરે છે, એટલામાં પોતાના બે છોકરા હતા તેને દમયંતીએ પોતાનો સુદેવ નામે ગોર તથા બે દાસીઓ હતી તેની જોડે પોતાના પીયરમાં મોકલાવ્યાં, ને એ બંને વનમાં ગયા તે વનમાં પણ કળી તેની કેડે થયો તે જ્યાં જ્યાં ફળ ફુલ વગેરે હોય તે બેલાડી દે. એ રીતે બહુ દુઃખ દેવા લાગ્યો, ત્યારપછે વનમાં એક તલાવ આવ્યું ત્યાં જઇ એ નળ દમયંતીએ પાણી પીધું પછે ભુખે ન રહેવાય તેથી નળ કહેકે—હું આમાંથી બે ચાર મછ હાથ આવે તો લાવું. એમ કહી પાણીમાં પેઠો. તે બે ત્રણ મછ હાથ આવ્યાં તે દમયંતીની આગળ મુકયાં ને બીજીવાર લેવા ગયો એટલે ઉપર જનાવર ઉડવા માંડયાં તેથી મરી ગયેલાં મછને દમયંતીએ લીધાં એટલે જીવતાં થઇને કુદવા લાગ્યાં. તે કુદતાં કુદતાં પાણીમાં જતાં રહ્યાં ને ફરીવાર નળરાજાને એકે મછ હાથ ન આવ્યું એટલે રાજા પાછો આવીને પેલાં મછ માગ્યાં. એટલે

દમયંતી કહેકે—એતો જીવતાં થઇને પાણીમાં જતાં રહ્યાં. તે વાત સાંભળીને નળના પેટમાં એમ થયું કે—આ કોઇની સગી ન થાય માટે એતો એકલી ખાઈ ગઇ. હવે એનો વિશ્વાસ પણ કેમ થાય, એવા વિચારમાં ત્યાંથી ચાલ્યા. ચાલતાં ચાલતાં એક બીજું તળાવ આવ્યું ત્યાં એક માંદો બગલો બેઠો હતો તે જોયો, એટલે રાજા કહેછે કે—તું અવળું જો હું મારૂં વસ્ત્ર કાઢીને આ બગલાના ઉપર નાંખીને ઝાલી લઉં આ રીતે કહીને પોતાનું વસ્ત્ર કાઢીને બગલા ઉપર નાંખ્યું. એટલે તે બગલો કળી હતો તે વસ્ત્ર લઇને ઉડી ગયો એટલે તે નળરાજા નિરાશ થયો ને બહુ દીલગીર થયો. ને કહેવા લાગ્યો કે—અરે દેવ સો સો જેની સેવા કરતા હતા તેને વસ્ત્ર પણ ન મળે તો અન્ન તો મળેજ ક્યાંથી આવું દુઃખ એમ કહી દીલગીર થઇને પેલી સ્ત્રીને કહે કે—મારૂં વસ્ત્ર બગલો લઇ ગયો. એટલે તે સ્ત્રીએ પોતાનું અરધું વસ્ત્ર કેડે લાંબું કર્યું એટલે તે રાજાએ પણ પહેરીને એક જણા જોડે જોડે ચાલે તેવામાં રાત્રીએ એક ઝાડ નીચે સુતાં. તે દમયંતી તો થાક, ભુખ, અને દુઃખ તેથી બહુ પીડા પામીને સુતેલી તેથી ઉંઘી ગઇ, ને નળના પેટમાં ગુસ્સો રહેલો કે મચ્છ એકલી ખાઇ ગઇ છે તેથી એને મુકી દઇને નાશી જાઉં તો ઠીક. પણ આ વસ્ત્ર જોરથી જો હું ફાડું તો એ જાગી ઉઠે. પણ જો છરી હોય તો કાપી નાખું એટલે પેલો કળી હતો તે છરી થઇને પડયો. પછી પેલા નળરાજાએ ધીમે રહીને વસ્ત્ર ફાડીને નોખો થયો ને ચાલ્યો. થોડેક જઇને વિચાર થયો કે—અરેરે બિચારી દીન, ને આવા રાનમાં કોઇ એનો સહાય કરનાર પણ નહિ ને એને આવા વનમાં કેમ મુકાય એમ દયા આવી તેથી પાછો આવ્યો. આ રીતે સાત ખાંટા થયા પછે તો એમ વિચાર્યું કે—આ ઓજ દુઃખ રૂપ છે એમ ધારી પોતાના નેત્ર મીંચીને અર્થાત પાછું ન વળવું એમ ધારીને દોટ મુકી તે દિવસ ઉગ્યા લગી સવાર થયું એટલે ઉભા રહીને વિચાર કરે છે.

કે—હવે કળી જુગ હતો તે રાજાનાં પગમાં ભુલાડવા મંડયો શાથી કે પાછો આવે આ રીતે કળી પુઠે થયો છે તેથી રાજાની બુદ્ધિ તેવી થઇ છે હવે પેલો રાજા ઉભો હતો ત્યાં એવો શબ્દ સંભળાયો કે ઓ નળ ઓ નળ એટલે રાજા જાણે કે—દમયંતી પોકાર પાડે છે એમ જાણીને ત્યાં ગયો, ને જોયું ત્યાં તો મોટો નાગ પોકાર પાડતો હતો તેને રાજાએ પુછયું કે—તું કોણ છું, ત્યારે તે નાગ કહેકે—હું કદ્રુનો પુત્ર છું ને મારૂં નામ કરકોટક છે. ને પુર્વે મેં અલ્પ રૂષીઓ જતા હતા તેના ઉપર ફુતકાર નાખ્યો હતો તેથી તેઓને પાસ ફુંકની વરાળ લાગી હતી તેથી તેણે શ્રાપ દીધો હતો કે—જા તું બળ તેથી આ હું અગ્નિમાં બળતો હોય એમ બળું છું. ને મેં જ્યારે પ્રાર્થના કરી એટલે તે રૂષીઓએ મારા ઉપર અનુગ્રહ કર્યો છે કે—નળરાજા જ્યારે આવશે ને તને પોતાના મસ્તક ઉપર ઉપાડી લેશે, ત્યારે તું શાંતીને પામીશ એવું સાંભળ્યું એટલે નળ દયાવાળો હતો તેથી તેને ઉપાડયો એટલે તે શાંતીને પામ્યો. પછે એ નળરાજાને એ સર્પે ડંસ કર્યો ત્યારે નળરાજા કહેવા લાગ્યો કે—અલ્યા ભાઇ તું કૃતઘ્ની શા માટે થાઉં છું ત્યારે તે નાગ કહેછે કે—કૃતઘ્ની નથી થયો મેં તારો ઉપકાર કર્યો છે એમ કહી ત્રણ વસ્ત્ર તે નાગે આપ્યા ને કહ્યું કે—આ વસ્ત્રને તું પહેરીશ એટલે તારૂં રૂપ હતું તેવું થશે તું ચિંતા રાખીશમાં હવે તું આ કદરૂપો થયો છું તેથી તને કોઇ ઓળખશે નહી ને તારે ત્રણ વરસ ગુપ્ત રહેવાનું છે તેથી મેં આમ કર્યું છે. એમ કહ્યું એટલે નળરાજા રાજી થઇને ત્યાંથી ચાલ્યો તે અયોધ્યા પુરીમાં પહોંચ્યો. તે અયોધ્યાનો રાજા સુર્યવંશી રૂતુપર્ણ નામે હતો તેની સભામાં જઇને ઉભો રહ્યો એટલે સૌ લોક તેને જોઇને હસવા લાગ્યા ને કહેવા લાગ્યા કે—આ દરશનીક રૂપનો ઠેકો કયાંથી આવ્યો એમ હાંસી કરીને લોકો તેને પુછે છે કે—વાહ, વાહ, તમે કોણ છો, ત્યારે તે નળરાજા કહેકે—હું તો મનુષ્ય છું

ને મારૂં નામ બાહુકજી છે. પછે લોકો કહેકે—તમે કેમ આવ્યા છો, ત્યારે કહેકે—રાજાને ત્યાં અન્ન માટે રહેવાને આવ્યા છીએ ને મારામાં એક ગુણ છે. હું અશ્વવિદયા જાણું છું એક દીવસમાં સો જોજન રથને ઉડાડું ને નીચું કામ કરૂં નહી ને નોકર નામ ધરાવું નહી. જો રાજા રાખે તો રહું નહિંતો ચાલ્યો જાઉં તે સાંભળીને રાજા કહેકે—એને રાખો ગુણવાનને કેમ જવા દેવાય પછે તેને ઘોડાની ઘોડશાળામાં પાયગાહદાર કરીને રાખ્યો. હવે એટલા થકી અનંતર દમયંતીનું શું થયું તે વાત ચાલી. દમયંતી સુતેલીહતી તે જાગી, એટલે નળરાજાને નજોયો તેથી મુરછા ખાઇને પડી. ઘડી બે ઘડીએ ઉઠીને બેભાન થઇને આમથી આમ અને આમથી આમ દોડાદોડ કરી મુકીને ઓ નળ, ઓ નળ, એમ બુમો પાડવા લાગી તે રાતને દહાડો દોડાદોડ, દોડાદોડ કરતાં કરતાં એક અજગર પડયો હતો તેના મોઢામાં પગ પડયો તેથી તે અજગર આખો પગ ગળી ગયો, ને તે દમયંતીને ઝેર ચડયું. ને કંઠે પ્રાણ આવી રહેલા, તેવામાં એક પારધી આવી ચડયો તેણે પેલા સર્પને મારી નાંખીને તેના મોઢામાંથી પગ કાઢયો. એટલે દમયંતીએ હાથ ફેરવ્યો તેથી દેવોના વરદાને કરીને હાથમાં અમૃત હતું તેથી ઝેર ઉતરી ગયું. પછે દમયંતીને જોડે લઇને તે પારધી ત્યાંથી ચાલ્યો આગળ એક તળાવ આવ્યું તેમાં જઇને પેલા સર્પને ધોઇ નાંખ્યો ને મોઢા ભણીથી તથા પુછડા તરફથી કાપી નાખીને તેને અગ્નિએ શેકીને ખાઇ ગયો તે જોઇને દમયંતી આશ્ચર્ય પામી. ત્યારપછી પેલો પારધી કહેકે—તું મારે ઘેર ચાલ હું તને માનીતી કરીને રાખીશ. ને મારી સ્ત્રીને તારી દાસી કરી આપીશ એટલે દમયંતી કહેકે—તું એવું બોલીશ નહિ ને હું તો પતિવ્રતા છું એમ કહ્યું તોપણ પેલો પારધી દુરાગ્રહ કરવા લાગ્યો ત્યારે તેને શ્રાપ દીધો તેથી તે બળીને ભસ્મ થઇ ગયો. પછે દમયંતી બહુ કલેશ પામીને વિચાર્યું કે—હું મારા દેહને

પણ પાડી નાખીશ, એમ ધારી પોતાના માથાનું બંધન છોડીને ઝાડની ડાળે બાંધીને ટુંપો ખાઇ મરવાનો વિચાર કરે છે, એટલે કળીએ વિચાર્યું કે—જેને વાસ્તે હું આગ્રહ કરૂં છું. તે તો મૃત્યુને પામશે, એટલે મારો પ્રયાસ વ્યર્થ પડી જશે. એમ ધારી માયા રચી બાગ, કુવો વગેરે શોભાયમાન જગ્યા રચીને તપસ્વી થઇ બેઠો. તે બનાવ દમયંતીના જોવામાં આવ્યો. એટલે એને ધીરજ આવી પછે તે તપસ્વીને પુછવા ગઇ. ત્યારે તે તપસ્વીએ એના અંતરની વાત બધી કહેવા માંડી જે—નળ રાજા ક્ષેમ કુશળ છે ને જ્યાં ત્યાં ઠેકાણે પડયા છે દુઃખી નથી. એવું સાંભળીને દમયંતી સંતોષ પામી. પછે ફળનો આહાર કરીને પાણી પીને શાંત થઇ તેથી ઉંઘ આવી ને સુઇ ગઈ, એટલે કળીએ માયા મટાડી દીધી. પછી જ્યારે જાગી ત્યારે બાગ પણ ન જોયો ને તે તપસ્વી ન દીઠો, ત્યારે તે મહાઘોર વનમાં ફરતી ફરતી આમથી આમ ને આમથી આમ બુમો પાડતી હતી, તેવામાં વણજારો પોઠ લઇને જતો હતો, તેના ભેગી થઈ ગઇ ને મારગે ચાલતાં નળના સમાચાર પુછતી પુછતી તે વણજારાના ભેગી એક નદી આવી તેને ઉતરી ગઇ ને સાંજ પડી એટલે તે વણજારાએ પડાવ નાખ્યો. તેને સમીપે તે દમયંતીએ પણ એક ઝાડના જાળામાં ઉતારો કર્યો ને ત્યાં સુઇ રહી હતી એટલે પેલા વેપારીઓ જ્યાં સુતા હતા ત્યાં કળીયુગ ટેલીઓ બ્રાહ્મણ થઇને સમી સાંજે આવ્યો. ને એવી ટેલ નાંખી કે—આજ રાત્રીએ આ જગ્યોએ એક રાક્ષસી આવવાની છે, ને આ વણજારાના પોઠીઆ વગેરે સૌ ચાકર સંબંધીઓને ખાવાનો વિચાર કરશે. આટલું હું કહી શકુ છું, એટલું કહીને ગયો ત્યારપછે મધરાત્રીએ ભુત ભડકલાં કરીને પોઠીઆં ભડકાવ્યાં એટલે પેલા વણજારા તો ભડકીજ રહ્યા હતા તેથી લાકડીઓ વગેરે હથિઆરો લઇને મશાલો કરીને આમથી આમ ને આમથી આમ જોવા મંડયા. તે પોતાના

ઉતારાથી થોડે ગજ ઝાડ તળે પેલી દમયંતી સુતેલી તેમના જોવામાં આવી તેથી તેમણે ઢેકા, પાટું, લાકડીઓ વગેરેથી ખુબ મારી બહુ બુમો પાડે તોપણ મુકે નહી પછી તે પૃથ્વી ઉપર પડી ગઇ ને શ્વાસજ બાકી રહ્યો, એટલે મરણ તુલ્ય થઇ ગઇ એમ જાણી મુકી દઇને જતા રહ્યા. ત્યારપછે દમયંતીને સત્તા આવી એટલે ઉઠીને નાઠી. તે આખી રાત મારની બ્હાકે નાશા નાશ કર્યું પછે એક શહેર આવ્યું તે શહેરમાં પેઠી, ને ચૌટામાં આમથો આમ બહાવરી જેવી ફરતી હતી. તે ફરતી ફરતી રાજાના મહેલ નીચે આવી એટલે તે રાજા પોતાનો સગો હતો તેથી પોતાનું સ્વરૂપ ગુપ્ત રાખીને છાની રીતે ફરતી હતી- ને એ રાજાની રાણી પોતાની માશી હતી તેણીએ બારીએથી જોયું, એટલે દમયંતીને દીઠી. ત્યારપછે તેણીએ દાસી મોકલી ને તેને બોલાવી લીધી, એટલે દમયંતી ત્યાં ગઇ. પછે તે રાણીએ પુછયું, નામ, ઠામ, ગામ, કહો ત્યારે તેણે બીજી રીતે કહ્યું પછે તેને પોતાના દરબારમાં રાખી. હવે એક દીવસે પોતાની માશીની દીકરી સુલોચના નામે હતી તે નહાવા બેઠી હતી. તેથી તેનો હાર ખુંટીએ ભરવ્યો હતો તે કળીયુગ તે ટોલ્લામાં પેશીને ગળી ગયો, પછે પેલી નાહીને ઉઠી. પોતાનાં વસ્ત્ર પહેરીને જોયું તો હાર ન દીઠો તેથી તેને માથે તહોમત નાખ્યું. એટલે તે દમયંતીએ શ્રાપ દીધો કે—તમારા હારનો લેનાર ફાટી પડજો. એટલે પેલો ટોલ્લો ફાટયો ને સર્વેને દેખતાં પેલો હાર પડયો ને કળીયુગ હતો તે નાઠો. ત્યારપછી તે દમયંતીને બહુ સનમાન કરીને રાજી કરીને કહ્યું કે હે બાઇ તમે તો કોઇ સતી છો, તે રખે શ્રાપ દેતાં. ત્યારપછે એવી રીતે અતિ સનમાને સહીત દમયંતી ત્યાં રહ્યાં પછે એક બ્રાહ્મણ દેલીઓ હતો તેને કાગળ લખીને નળની શોધ કાઢવા મોકલ્યો હતો. તેવામાં પોતાના બાપને ખબર પડી કે—નળ ને દમયંતી વનમાં ગયા છે. એવા શોકમાં રાજાને કેટલાક દીવસ ગયા એટલે

પેલા બે બાળક અને બે દાસીઓ તથા બ્રાહ્મણ તે ત્યાં આવ્યા, એટલે તે ભીમકરાજાને ને તેના સંબંધીઓ ને અતિશે શોક થયો. ત્યારપછે નળ દમયંતીની ખોળ કરવા માટે બ્રાહ્મણને મુકયો તે ખોળતો ખોળતો જ્યાં દમયંતી છે, તે ગામ આવ્યો. ત્યારે તે ગામનો રાજા સુબાહુ નામે પોતાનો મશીઆઇ ભાઇ હતો તે યજ્ઞમાં બેઠો હતો ને બીજા બ્રાહ્મણ વગેરે યજ્ઞ શાળામાં ઘણાક માણસો હતા ને ત્યાં દમયંતી પણ હતી. તે જગોએ પેલો બ્રાહ્મણ આવ્યો તે યજ્ઞ સામો ન જોતાં જેની તરફ સ્ત્રીઓ બેઠી હતી તેણી તરફ બહાવરો બહાવરો જોવા લાગ્યો ત્યારે સો જાણેકે—આ ગાંડો બ્રાહ્મણ કયાંથી આવ્યો એટલે દમયંતીની ને એની નજર એક થઈ, તેથી દમયંતીએ તેને ઓળખ્યો. એટલે વહેલી વહેલી ઉઠીને તે બ્રાહ્મણના પગ ઝાલીને રોઇ પડી, એટલે પેલો બ્રાહ્મણ પણ રોયો. તે જોઇને લોક બધા વિસ્મય પામ્યા ત્યારપછે તે દમયંતીની માસીએ પેલા બ્રાહ્મણને પુછ્યું કે—તમારે ને એને શો સંબંધ છે. ત્યારે પેલો બ્રાહ્મણ બોલ્યો કે—વૈદરભ દેશના ભીમકરાજાની આ પુત્રી છે, ને હું એનો ગુરૂ છું તે રાજાએ મને ખોળાવા મુકયો છે, તેથી હું અહીં આવ્યો છું. ત્યારે તે રાણી બોલી કે—તેની દીકરી અહીં કયાંથી ત્યારે તે બ્રાહ્મણ કહેકે—તે દીકરીને નળરાજા જોડે પરણાવી હતી ને તે નળરાજા ને દમયંતી વનમાં ગયાં હતાં. તેથી તે તે વનમાં ફરતી ફરતી અહીં આવી છે એમ કહ્યું એટલે પેલી ભાનુમતી નામે દમયંતીની માસી હતી, તેણે તે દમયંતીને ઉપાડી લઈને છાતી સાથે દાબીને પોક મુકી. તે બનાવ જોઇને યજ્ઞના બેસનારા લોક હતા તે વધારે વિસ્મય પામ્યા. ત્યારપછે તેણે પેલા બ્રામણની બહુ ખાત્રી કરી જમાડયા, શાંત પાડીને પોતાને ઘેર થોડા દહાડા રાખ્યા- ત્યારપછે તે દમયંતીને સુખપાલમાં બેસાડીને તેના પિતાને ગામ વળાવી દીધી તે ત્યાં ગઇ એટલે તે ભીમકરાજા અને પોતાની મા વજરાવતી તથા પોતાના

ભાઇ બ્હેનો વીગેરે સઘળાં તેને જોઇને બહુ રાજી થયાં. હવે નળરાજાની શોધ કરવા માટે ભીમકરાજાએ સઘળા દેશોમાં બ્રાહ્મણોને મોકલ્યા. અને તે બ્રાહ્મણો સઘળા દેશોમાં તપાસ કરવા સારૂ ગયા. તેવામાં એક બ્રાહ્મણ નળરાજાની તપાસ કરતો કરતો ઋતુપર્ણરાજાના દરબારમાં આવ્યો અને તેણે દરબારમાં તપાસ કરી પણ નળરાજા અહીંઆ તો નથી એમ ખબર પડવાથી તેણે તે ગામમાં તપાસ કરવા માંડી એવામાં તે બ્રાહ્મણ સઘળી જગ્યોએ પુછતો પુછતો ઋતુપર્ણરાજાના ઘોડાઓનો તબેલો હતો ત્યાં આવ્યો પછી તેણે તેના પાડોશીને પુછ્યું, ત્યારે તે પાડોશીએ કહ્યું કે—ત્રણ વરસથી એક બાહુક જેવો માણસ ઋતુપર્ણરાજાના ઘોડાના તબેલામાં નોકરી માટે આવ્યો છે. ને નિત્યે વિયોગનું વ્રતાંત કહીને બડબડાટ કરે છે ને છોકરાં બીવરાવે છે તે સાંભળી તે બ્રાહ્મણ ત્યાંથી પાછો વળ્યો તે ભીમકરાજા ને ત્યાં આવ્યો ને તે વાત બધી કહી. એટલે દમયંતીએ કંકોતરી લખીને તે ઋતુપર્ણરાજા પ્રત્યે તેજ બ્રાહ્મણને મોકલ્યો. તેમાં એવી વાત લખી કે—દેવોની અને રૂષીઓની આજ્ઞાથી દમયંતીનો ફરી સ્વયંવર થાય છે તેટલા માટે તમારે આવવું કારણકે—દમયંતીને સુર્યવંશી રાજાને વરવું છે. આ રીતે લખીને તે બ્રાહ્મણને કહ્યું કે—સ્વયંવરનો જે દીવસ તે દીવસે જઈને આ કંકોતરી આપવી. કારણકે જો નળ હશે તો તેને અશ્વવિદ્યા આવડે છે, માટે એકે દીવસે અહીં આવશે પછે તે બ્રાહ્મણ જે દહાડે સ્વયંવરનો દીવસ હતો તેજ દહાડે જઇને કંકોતરી આપી. ઋતુપર્ણરાજાએ વાંચીને તે બ્રાહ્મણને કહ્યું કે—અરે મુરખ બ્રાહ્મણ આજજ લગ્નનો દહાડો છે. ને તું આજેજ લઇને આવ્યો તે તેં મારૂં બહુ કામ બગાડ્યું. એક દીવસ જો વહેલો આવ્યો હોત તો મારૂં કાર્ય સિદ્ધ થાત. ત્યારે તે બ્રાહ્મણ કહેકે—હું વૃદ્ધને તમારૂ ગામ છેટું તેથી હું શું કરૂં ? ત્યારપછી તેનો દીવાન હતો તે બોલ્યો કે પેલો

બાહુકજી ત્રણ વરસથી મફત પડયો પડયો ખાય છે તેને બોલાવો તેને અશ્વવિદ્યા આવડે છે તેની પરીક્ષા કરો. પછે તે રાજાએ બાહુકજીને બોલાવ્યા ને આ બધું વતાંત કહ્યું એટલે બાહુકજી બડબડના બખડતા રથ જોડાવરાવી ને લાવ્યા તે ઘોડા કરડકણાને કોઇ કાણો ને કોઈ લુલો ને એક એક ઘોડાને મણ મણ બગાયો. ને ધક્કો મારે તો પડી જાય એવા ઘોડા જોડીને આણ્યા, તે જોઈ સર્વે ગામના લોકો હસવા લાગ્યા. કે રાજાની જાન તો જુઓ એટલામાં તે રાજા તૈયાર થઇને રથમાં બેસવા આવ્યો તેણે તે ઘોડા જોઇને કહ્યું કે—આવા ઘોડા શું લાવ્યો? સારા ઘોડા લાવો. એમ કહ્યું એટલે પેલા બાહુકજી તો રાસ, પરોણો નાંખી દઇને રીસાઇ ગયા. તેને રાજા મનાવી લાવ્યા પછે રાજા રથમાં બેઠો. એટલે ફરી બાહુકજી રીસાયા કે તું રથમાં પહેલો કેમ બેઠો. તારે દમયંતી પરણવી છે ને મારે શું નથી પરણવી. જે તું આવડો ઉતાવળો થાય છે, ત્યારે તે રાજા હેઠે ઉતરી પડી ને બાહુકજીને કહ્યું કે—તમે પહેલા બેસો, પછે એક પૈડે થઇને રાજા ચડયા ને એક પાસે થઇને બાહુકજી ચઢયા. આ રીતે બેઉ જણ બેઠા ત્યારપછે ઘોડા હાકવા માંડયા. એટલે ઘોડો બેસી ગયો તેને ઉઠાડયો ત્યારે બીજો બેઠો તે જોઇને સૌ શહેર અત્યંત હાસ્ય કરવા લાગ્યું. ને કહેકે વાહ વાહ શી જાન શોભે છે. ને સારથીમાં પણ કાંઇ મણા નથી. આ રીતે બહુજ ઉપહાસ થવા મ ડયો ને રાજા પણ અતિશે મુઝાયો. એમ કરતાં કરતાં શહેર બહાર નીકળતાં બપોર થયા પછે તે બાહુકજી હેઠા ઉતરીને અશ્વમંત્ર ભણીને તે ઘોડાના કાનમાં ફુંક મારી એટલે તે ઘોડા રથ લઇને આકાશ માર્ગે ઉડયા. એટલે તે શહેરના લોકો આનંદ પામ્યા. પછે માર્ગે જતાં ઋતુપર્ણરાજા ને તે બાહુકજી બે જણ વાતો કરે છે તેવામાં એક બેડાનું ઝાડ આવ્યું એટલે ઋતુપર્ણરાજા બોલ્યા કે—મને પણ એક વિદ્યા આવડે છે જો તમે કહો તો આ ઝાડનું એક ડાળું કાપીને તેનાં પાંદડાં ગણીને કહી દઉ

એટલે તે નળરાજાએ એક ડાળ કાપ્યું, ત્યારે તે રાજાએ ગણત્રીવિદ્યાના મંત્રવડે કરીને કહ્યું કે—એ ડાળમાં આટલાં પાંદડાં છે. તે નળરાજાએ ગણી જોયાં તો તેટલાંજ થયાં પછે તે રાજાએ કહ્યું કે—તમે મને અશ્વવિદ્યા આપો હું તમને ગણિતવિદ્યા આપું, પછે તે બેઉ જણાએ પરસ્પર એકબીજાની વિદ્યા શીખવી પછે તે નળે પરીક્ષા કરવા ફરી તે ઝાડનું ડાળ કાપ્યું, એટલે કળી નાઠો. તેને નળરાજાએ દીઠો, પછે તેને ઝાલીને તરવાર લઈને મારવા ગયા એટલે કળીએ બહુ વિનય કર્યો ને કહ્યું કે—મારામાં ગુણ રહેલા છે કે—થોડી ભક્તિ કરે તેની મુક્તિ થાય એ આદીગુણ રહ્યા છે માટે મને જીવતો રાખો. પછે નળે તેને છોડી દીધો. ને ગણીતવિદ્યાની પરીક્ષા કરીને રથમાં બેસી ઘોડા ચલાવ્યા તે વૈદરભ દેશમાં ભીમકરાજાને ત્યાં આવ્યા. ત્યાં જુએ તો ધામધુમ વગેરે કંઇ ન દીઠું એટલે પેલા બ્રાહ્મણને પુછયું, કે સ્વયંવરની સામગ્રી કંઇ દીસતી નથી. ત્યારે તે બ્રામણ કહે કે—છાની રીતે સ્વયંવર થાય છે. એમ કહી રથ પરથી ઉતરી પડીને કહે કે—તમે આવો હું આગળથી ખબર કરૂં ? પછે તે સુદેવ બ્રાહ્મણે આગળથી ખબર કરી એટલે એક મહેલમાં તેમને ઉતારા આપ્યા. પછે નળ તો કદરૂપો થઇ ગયેલો હતો તેની પરીક્ષા કરવાને માટે પેલા બાગમાં રસોઇ કરવાનો સામાન આણી દીધો પછે નળરાજા રસોઇ કરવા ગયા. પછે ઠાલો ઘડો આપ્યો ને વાસણ સીધુ સામાન આપ્યાં, લાકડાં આપ્યાં પણ દેવતા ન આપ્યો. પછે પેલા નળને દેવોનું વરદાન છે માટે ઘડા ઉપર હાથ મુકયો એટલે ઘડો પાણીથી ભરાયો. એટલે તે રાજા નહાયો ને ત્યારપછે સુકા ઝાડ નીચે ચુલો કર્યો. ત્યાં નળરાજા ગયો એટલે તે ઝાડ લીલું થયું, પછે લાકડાં ભેગાં કરીને ફુંક મારી એટલે અગ્નિ પેદા થયો. એટલે રસોઇ કરીને પછે જમ્યા. પછે ઓળખાણ પડી તેથી પેલા બે છોકરાં આગળ મુકયાં. એટલે છોકરાંને

જોઇને દીલગીરી આવી તેથી પકકી પરીક્ષા થઇ પછી પેલા કરકોટક નામના નાગે આપેલાં જે વસ્ત્ર તે પહેર્યાં એટલે તે નળનું રૂપ હતું તેવું થયું. ત્યારપછે પેલો ઋતુપર્ણરાજા હતો તેને એ દમયંતીની ભત્રીજી હતી તે પરણાવીને વિદાય કર્યો. ને નળને પણ પોતાના દેશમાં વિદાય કર્યો. આ રીતે નળરાજા પોતાના સ્વસ્થાનને પામ્યો. એટલે તેનો ભાઇ પુષ્કળ હતો તેણે તે નળરાજાને રાજ પાછું આપ્યું. આ રીતે મહાભારતના અરણ્યપર્વમાં વૃહદસ્વ ઋષીએ યુધીષ્ટીર રાજાને આ વાત કહી છે. તેનો પુરો વિસ્તાર જાણવો હોય તો ત્યાંથી જાણવો.

### તાત્પર્ય.

આવા આવા મોટા રાજાઓ સત્યને અર્થે કષ્ટ વેઠે છે. ને આપણ તો ભગવાનને અર્થે કંઇક કીયા કરવી હોય તેમાં લાજ તથા આળસ રહે છે એ વિચાર્યા જેવું છે.

---

## વારતા ૨૮ મી.

### બાજંદશા બાદશાહની વાત.

એક બાજંદનામે બાદશાહ હતો તે લશ્કર લઇને નીકળ્યો હતો તે કોઇક દેશ એવો આવ્યો કે તેમાં સાંકડી નાળને ઉંડી તેમાં ચાલવાનું આવ્યું. તે ચાલતાં ચાલતાં એક ભારખાનાનું ઊંટ સાંકડી જગોમાં મૃત્યુ પામ્યો. એટલે તેનું તેર તુંગા લશ્કર હતું તે બધું અટકયું. પછે તે રાજા બોલ્યો કે—કયું લશ્કર અટકયું છે ત્યારે કારભારી લોકોએ કહ્યું કે—એક ઊંટ મરી ગયો છે. પછે તે રાજા ઊંટ પાસે આવીને જોઇને કહે કે—પાઉંબી અચ્છા હે. ઓર મુખબી અચ્છા હે. ઓર સબ અંગબી અચ્છા હે. ને ઉસમેં સે કહા મરગયે. ત્યારે કારભારી કહે કે—સાહેબ ઉસમેં રૂંઆસો નીકળ ગયા ત્યારે તે રાજા કહે કે—અબકા ઇસ તરેસેં નીકળ જાયગા. ત્યારે કારભારી

કહેકે—હા સાહેબ તમારા અને અમેરા એ રીતે જીવ નીકળી જશે. તે સાંભળીને રાજા કહેકે—અબ કહા કરીએ ત્યારે કારભારી કહેકે—ખુદાકુ ભજો તે ઉપદેશ ગ્રહણ કરીને પોતે ચાલી નીકળ્યે ને ફકીર થઇ ગયો. ને રાજ તેના છોકરાને આપી દીધું.

### તાત્પર્ય.

આ રીતે મુમુક્ષુ હોય તે તો થોડીક વાતમાં સમજી જાય પણ તેને બહુ ઉપદેશ કરવો પડે નહી એજ મુમુક્ષુનું લક્ષણ છે

---

## વારત

## દુર્વાસા અને અમરીષ રાજાની વાત.

એક સમે દુર્વાસા ઋષી અમરીશ રાજાને ત્યાં આવ્યા ત્યારે અમીરીષ રાજાએ પોતે સનમાન કરીને પુજા કરી આસને બેસાડયા. તે દીવસે દ્વાદશી હતી તે પારણાનો વખત હતો તેથી રાજાએ ઋષીને કહ્યું કે—પારણાં કરવા ઉઠો. ત્યારે ઋષી કહે કે—હજી સ્નાન, સંધ્યા, વગેરે કર્યું નથી. તે હું કરી આવું ત્યારે રાજા બોલ્યો કે—બાર માસની એકાદશીનું ફળ દ્વાદશીના પારણાં ન કરે તો જાય એવું છે. માટે કરીને તમો વહેલા પધારજો. એટલે તે ઋષી જાણીનેજ મોડા આવ્યા તે ઋષી આવ્યા પહેલાં રાજાએ બીજા ઋષીઓ, બ્રાહ્મણોને જમાડયા, ને કહ્યું કે—ઋષી તો આવ્યા નહી, ને પારણાંનો વખત વીતી જાય છે તે કેમ કરૂં ? એટલે તે બ્રાહ્મણોએ કહ્યું કે ઠાકોરજીએ નહાએલું જળ તે પીઓ તેણે કરીને તમારે પારણાં થયાં કહેવાશે. ત્યારે તે રાજાએ તેમ કર્યું એટલે દુર્વાસાએ શ્રાપ દીધો કે—બળતો અગ્ની જેવો શ્રાપ રાજાને લાગવા આવે છે. તેટલામાં એ રાજાની રક્ષામાં મુકેલું જે સુદર્શન ચક્ર ભાગવાને મુકેલું તે આડું પડયું

એટલે શ્રાપ હતો તે પાછો વળ્યો. એટલે તે ચક્ર શ્રાપની પાછળ થયું એટલે તે શ્રાપ પાછો વળ્યો. ને રુષીમાં પેસવા ગયો. એટલે રુષી જાણે કે—આ શ્રાપ મને નડશે. એમ જાણીને રુષી નાઠા. તેની કેડે શ્રાપ નાઠો. તેની કેડે ચક્ર દોડયું. આ રીતે દુર્વાસા રુષી ચૌદે લોકમાં નાસતા નાસતા બુમો પાડવા લાગ્યા કે કોઇ મારી રક્ષા કરો. પણ ચક્રને જુએ એટલે સૌને ભય લાગે તેથી દુર્વાસાની કોઇથી રક્ષા ન થઇ. ત્યારે છેલ્લી વખતે ભગવાન પાસે ગયા. ત્યારે ભગવાન કહેછે કે—હું તો ભક્તને આધીન છું માટે એ ભક્ત નિવારણ કરે તો થાય. પણ એ ચક્ર મારાથી પાછું ન ફરે. ત્યારે પછે એ દુર્વાસા અમરીષને આવીને પગે પડયા. ત્યારે અમરીષ રાજા બોલ્યા કે—હે સુદર્શન ચક્ર જે દીવસ તિપે આવ્યા ને મારે જેવો ભાવ હતો તેવોને તેવોજ હમણા પણ હોય તો તમો દુર થજો. એટલે તે ચક્ર છેટે રહ્યું. આ રીતે એક વરસ વીતી ગયું. ત્યારે દુર્વાસા સુખીઆ થયા, પછે જમાડીને પુજા કરીને વિદાય કર્યા પછે રાજાએ પારણાં કર્યાં.

### તાત્પર્ય.

શ્રીમદ્ ભાગવતમા કહ્યું છે કે ॥ શ્લોક ॥

**॥ आयुः श्रियं यशो धर्मं लोकानाशिष एव च,**
**हन्ति श्रेयांसि सर्वाणि पुंसो महदति क्रमः ॥**

અર્થ—આયુષ, શ્રી જે શોભા તથા લક્ષ્મી વગેરે તથા લોકમાં પોતાની જશ કીર્તી હોય તે તથા ધર્મ તથા લોકના જે આશીર્વાદ આ રીતે સર્વે શુભ શ્રેય હોય તે સર્વે મોટા પુરૂષનું અતિક્રમણ કરવાથી નાશ થઇ જાય છે. એ રીતે બુદ્ધિમાન પુરૂષને જેટલું પોતાથી પરમારથ વગેરે બની આવે તેટલું કરવું. પણ કોઇનું અતિ ક્રમણ જે અપરાધ ન કરવો. એ રીતે બીજા શાસ્ત્રોમાં પણ ઘણી રીતે તપાસ કરવા જેવું છેતે જાણવું

## વારતા ૩૦ મી.

## નારદજીની વાત.

પુર્વે કાનકુબ્જ જે કનોજ દેશ તેમાં એક બ્રાહ્મણ સારો ધર્મિષ્ટ હતો તેને ઘેર એક દાસી હતી તેના થકી નારદજી ઉત્પન્ન થયા. તેવામાં ચાર સનકાદીકો ફરતા ફરતા એના ગામમાં આવ્યા એટલે પેલો બ્રાહ્મણ ગૃહસ્થ હતો તેણે તે સાધુને ચોમાસાના દહાડા હતા માટે ચાતુર્માસ કરવા રાખ્યા. તે સનકાદીકોને વાસ્તે સીધુ સામાન જે જે જોઇતું હોય તેની ભલામણ તે દાસીને કરી હતી. તે દાસી પોતાનો પુત્ર પાંચ વરસની અવસ્થાવાળા જે નારદજી તે પાસે તે સાધુની ટેલ કરાવતી હતી. તેથી તે સનકા દીકોની પણ પાંચ વરસની વય હતી અને નારદજીની પણ તેટલીજ હતી, તેથી પરસ્પર હેત થયું. ત્યારપછે ચાતુર્માસ થઇ રહ્યા પછે તે સાધુ ચાલવા તૈયાર થયા. એટલે નારદજી કહે કે—હુ પણ તમારી જોડે આવીશ. ત્યારે તે સાધુ કહે કે—આ તારી મા છે તેને તું વિના બીજું અવલંબન નથી કારણ કે એ દાસી છે તે મરી જાય ત્યારપછે તું આવજે ત્યારે તે નારદજી કહે કે—પછે તમારો મેળાપ કયાં મને થાય. ત્યારે તેસાધુ કહે કે—આ ઉત્તરદિશા ઉપર આવજો. ને આ મંત્ર જપજો. એમ કહીને મંત્ર આપ્યો પછે તે સનકાદીકો તો ચાલ્યા ગયા. પછે નારદજી એમ વિચાર કરવા લાગ્યા કે આ મારી મા કયારે મરે મેં મારૂં બંધન છુટે. એમ કરતાં એક દીવસ રાત્રિમાં ગાય દોહવા તે દાસી ગઇ હતી, તેને માર્ગમાં એક સર્પે કરડી, એટલે તેનો મૃત્યુ થયો. પછે નારદજીએ તેની દેહક્રિયા કરીને પોતે રાજી થઇને ઉત્તર દીશામાં ગયા. ત્યાં એક તળાવ આવ્યું ને ઝાડની છાયા પણ સારી હતી, ત્યાં સ્નાન કરીને મંત્ર જપવા બેઠા. એટલે અતી તેજ દેખાયું ને પછે ભગવાનની મુર્તિ દેખાઇ. પછે ધ્યાન-

માંથી બહાર આવીને જોયું. ત્યાં તો બહાર પણ ભગવાનનું દરશન થયું પછી વળી પાછા અંતર દ્રષ્ટિ કરી ત્યારે ભગવાનને ન દીઠા, એટલે અકળાઇને બહાર આવ્યા. ને જોયું તો બહાર પણ ભગવાનની મુર્તિ ન દીઠી. એટલે પોતે વ્યાકુળ થઇને ગાંડાની પેઠે આમથી આમ દોડવા મંડયા. એટલે આકાશ વાણીએ કહ્યું કે—તપ કરો, ને હવે મારૂં દરશન આ દેહે કરીને નહીં થાય કારણકે તમે કુયોગી છો. આ રીતે આકાશવાણીએ કહ્યું એટલે પોતે નિવૃત્તિ પામીને મંત્ર જપતા જપતા બધે પૃથ્વીમા ફરતા ફરતા તે દેહ પડી ગયું. ત્યારપછે જયારે પ્રલય થયો, ને તે પ્રલયને અંતે સૃષ્ટિની ઉત્પત્તિ થવાનો સંભવ થયો. એટલે એ નારદજી બ્રહ્માના ખોળા થકી માનસીક રીતે ઉત્પન્ન થયા. ને ભગવાનનું મન કહેવાયા એવી રીતે સાંભળવામાં આવે છે.

### તાત્પર્ય.

આ રીતે નારદજી તે સાધુની સેવાયે કરીને ભગવાનનું મન થયા. ને મહા મોટી પદવીને પામ્યા ને હજુ સુધી પરોપકારનેજ કરે છે. ને હજુ ચીરંજીવી છે. તે નારદજીએ ધ્રુવજીને પોતાને સનકાદીકે આપેલો મંત્ર આપ્યો હતો, તે મંત્રનો મહિમા આ નીચેની વાતમા કહીશું.

---

## વારતા ૩૧ મી.

## મંત્રના મહિમા વિષે વાત.

મહાભારતના શાંતિ પર્વમાં મોક્ષ ધર્મ છે. ને એ મોક્ષ ધર્મમાં નારાયણીય આખ્યાન છે તેમાં મંત્ર ॥ ઓમ નમો ભગવતે વાસુ દેવાય ॥ આ મંત્રનો મહિમા આ રીતે કહ્યો છે. કે—આ મંત્રને માત્ર માસમાં ત્રિકાળ સ્નાન વગેરે સાધનો વડે આખો માસ જપે તો તેજ મહિનામાં સાક્ષાત્કાર પ્રત્યક્ષ ભગ

વાન દરશન દે. આવી રીતે ગામ હલવદના એક નારાયણ નામે જોશી હતા તણે મહાભારતમાંથી સાંભળ્યું હતું તેથી તેણે માઘ માસમાં આ મંત્ર જપવાનો આરંભ કરીને વિધિપુર્વક જપ કરવા માંડયો. એમ કરતાં એ માસની વદી એકાદશી આવી તે દહાડે એ જોશીને દરશન દેવાને માટે સ્વામીનારાયણ પોતે બ્રહ્મચારીનો વેષ ધારણ કરીને એને આગળ આવીને ઉભા રહ્યા. તે સમયે એ ગામની ભાગોળે એક તળાવ છે તે તળાવમાં સાયંસંધ્યા તે જોષિ કરતા હતા. તેણે એમ જાણ્યું જે આ કોઇક ફરતારામ સાધુ છે, પછે તે જોષિએ શ્રીજીમહારાજને પૂછયું કે–સાધુરામ કયાંથી આવોછો ? ત્યારે મહારાજ કહે–અમેતો ફરતા રામ છીએ ને બ્રહ્મચારી છીએ. ત્યારે તે જોષિ કહે કે–મારે ઘેર પધારશો. ત્યારે તે કહેકે–હા આવીએ એમ કહીને મહારાજ તે જોષિની કેડે કેડે ચાલ્યા. તે દરવાજામાં પેઠા ત્યાં એક શીવનું મંદિર આવ્યું ત્યાં તે જોષિ દરશન કરવા ગયા. ત્યાંથી આગળ પોતાને ઘેર જતાં એક લક્ષ્મીનારાયણ નામે મંદિર છે ત્યાં પણ દરશન કરવા ગયા. ત્યાં મહારાજ પણ ગયા. તે આગળ રૂપ ચોકી ને માંહી જઈ દરવાજાને પડખે બે પોળીઆ હોય છે તે પોળીઆ ઉપર હાથ મુકીને મહારાજે દરશન કર્યાં પછે ત્યાંથી નારાયણ જોષિને ઘેર ગયા, ત્યાં તે જોષિએ એક પલંગ બીછાવી આપ્યો તે ઉપર મહારાજ બિરાજમાન થયા. પછે તે જોષિ સંધ્યા આરતી કરવાનો ઉદ્યમ કરે છે. તે પોતાની દેવ સેવામાં લાલજી હતા તેમને પોતા સનમુખ પધરાવીને આરતિ પ્રગટવા જાય છે. એટલે તે લાલજી મહારાજ સનમુખ થઇ ગયા. તે પાછા પોતા સનમુખ કરીને આરતિ પ્રગટે એટલે તો પાછા તેમના તેમ થઇ ગયા એટલે શ્રીજીમહારાજની મુર્તિમાંથી એકદમ તેજ નીકળ્યું તે આખું ઘર તેજે ભરાઇ ગયું. તે જોઇને પેલા જોષિ વિસ્મય પામ્યા. ત્યાર પછે બે ઘડી વારે તે તેજ પાછું શ્રીજીમહારાજની મુર્તિમાં લીન થઇ ગયું. ત્યારપછે તે જોષિએ ઠાકોરજીની આર-

તિ કરી પછે મહારાજની આગળ બહુ વિનય કરવા લાગ્યા ને એમ કહ્યું કે – તમે તો કોઇ મોટા પુરૂષ છો. ત્યારપછે તે જોષિ મહારાજને કહે કે – આજતો એકાદશી છે. માટે અમારે તો એકાદશીછે. પણ તમે કંઇ જમશો. ત્યારે મહારાજ કહે જે– અમારે પણ એકાદશી છે પછે તો રાત્રીએ સૂઇરહ્યા. પછે સવારમાં વહેલા ઉઠીને એ જોષિએ સારો ધોવરાવેલો ચોફાળ મહારાજને રાત્રે ઓઢવા આપ્યો હતો તે ઓઢીને ચાલ્યા એટલે પેલા જોષિ પણ મહારાજ પુંઠે ચાલ્યા તે તલાવનો મારગ મૂકીને બીજે મારગે ચાલ્યા. ત્યારે તે જોષિ કહે કે–હે બ્રહ્મચારી મહારાજ તમે તલાવનો મારગ ભૂલ્યાછો. આ તરફ તલાવનો મારગ છે. એમ કહ્યું તો પણ મહારાજ પાછા ન વળ્યા. ને તે ગામ કોટવાળું હતું તે કોટને દરવાજે થઇને ધ્રાંગધ્રાને મારગે ભાગોલ ઊપર ચાલ્યા. એટલે તે મહારાજને જોષિ કહે કે–એ તરફતો નહાવાનું નથી ને આ વાવ્ય છે તે અહીં નાહો. તો પણ મહારાજ તો પાછા ન વળ્યા. એટલે તે બ્રાહ્મણ આગળ આડો ફરીને વિનય કરવા લાગ્યો. ને કહેવા લાગ્યો કે–તમો અતિથી મારે ઘેર આવ્યા,ને વળી દ્વાદશીનો દહાડો તે પારણાં કર્યા વગર નહીં જવા દઉ. એમ કહીને બહુ તાણ કરવા લાગ્યો. ત્યારે મહારાજ કહે કે–તું લોભિઓ બ્રાહ્મણ તે આ ચોફાળ સારૂ કેડે કેડે આવે છે માટે લે તારો ચોફાળ એમ કહીને ભોયે પછાડયો ને ચાલ્યા. તો પણ તે જોષિતો દીલગીર થતા થતા કેડે ચાલ્યા. ત્યારપછે મહારાજ કહે કે—અલ્યા બ્રામણા તું બ્રામણ ને હું સાધુ તારે મારે શું છે. વળ પાછો, એમ કહીને પથરા લઇને મારવા માંડયા. એટલે તે જોષિ નિરાશ થઇને પાછો ઘેર ગયો ને શ્રીજીમહારાજ ધ્રાંગધ્રાને મારગે ચાલ્યા ગયા ને આગળ જઇને અંતરધ્યાન થઇ ગયા, ત્યાર પછે શ્રીજીમહારાજ સત્સંગમાં પ્રસિદ્ધ રીતે સોના રૂપાના દાગીના પહેરવા લાગ્યા, ને ગામોગામ ઘોડા, રથ, વહેલ, પાલખીએ બેશીને હરિજનોને સુખ આપતા આપતા કોઇક સમે એ ગામ ગયા હતા. ત્યારે

સઉ દરસન કરવા આવતા હતા કે સ્વામીનારાયણ ભગવાન કહેવાય છે. એવું ધારી સઉ આવતા હતા, તે ભેગે તે જોષિપણ આવ્યા હતા. તે સમયમાં તે જોષિની અવસ્થા બહુ વૃદ્ધ થઇ ગઇ હતી, તેથી આંખ આડા હાથ દઇને જોતા હતા, તે જોતાં જોતાં ઓળખાણ પડી એટલે મહારાજે પણ બોલાવ્યા કે કોણ નારાયણ જોષિકે? એટલે પેલા જોષિતો જઇને પગ ઝાલીને રોઇ પડયા. એટલે કેટલાક લોકોના મનમાં એમ થયું કે– આ સ્વામી નારાયણે ભૂરકી નાખીને જોષિને ગાંડા કરી નાંખ્યા, એમ જાણીને કેટલાક તો ત્યાંથી નાશી ગયા, ને કેટલાક મુમુક્ષુ લોક હતા તે સત્સંગી થયા, આવી રીતે એ મંત્રનો મહિમા છે.

તાત્પર્ય.

આવી રીતે શાસ્ત્રો માત્ર સાચાં છે. પણ જીવને મનાતું નથી એક પઇસાનું કચાડ આવે છે તેમાં લખેલું સાચું મનાય છે ને મોટા મોટા વ્યાસ, વાલ્મીક જેવાનાં લખેલાં શાસ્ત્રો મનાતાં નથી પણ એ સર્વે શાસ્ત્રો સાચાં છે. એમ મુમુક્ષુ હોય તે જાણે છે ને બીજાતો જાણી શકતા નથી. તે વાત શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

---

## વારતા બત્રીસમી.

## એક ખેડુ અને નારદજીની વાત.

એક સમયે નારદ મુનિ પૃથવીમાં ફરતા ફરતા એક જગોએ આવી ચડયા ત્યાં એક ઘરડો ડોસો બાજરીના માળા ઉપરબેઠો બેઠો બાજરીનું ખેતર સાચવતો હતો તેવામાં તે નારદજી તે ડોસાને કહે કે ડોસા આ શું છે: ત્યારે તે ખેડુ કહે કે બાજરી છે. શું નથી દેખાતું? ત્યારે નારદજી કહે કે ભલે, ભલે, બહુ સારૂં ત્યારે નારદ જી કહે કે એ શું કામમાં આવે છે. ત્યારે ખેડુ કહે કે એનો પોક જમાય, ને રોટલા પણ થાયછે. ત્યારે નારદજી—અમને પોંક આપશો ત્યારે તે ખેડુ–તારે જોઇએ તેટલો લે. એમ કહીને નારદ

જીને તે ખેડુએ પોંક પાડી દીધો તે નારદજી જમ્યા ને પછે તે ખેડુને કહ્યું કે તમે ભગવાનના ધામમાં આવશો ત્યારે તે કહે કે તુમે તારો ભગવાન નવરા તે ધામ તૈયાર કરીને બેઠા છો પણ હુ તો છોકરો એકલો છે. તે તેના ઘરનો વહેવાર કોણ ચલાવે, માટે હમણા નહી આવું પછે નારદજીતો ચાલ્યાગયા ત્યારપછી પેલો ડોસો મરીને એ છેકરાનો બળદ થયો તે હળ, ગાડા, કોસ વિગેરે ખેંચી ખેંચીને થાકયો એટલે નારદજી ફરી વાર ત્યાં આવ્યા ને પેલા ડોસાને કહ્યું કે કેમ ડોસા હવે આવવું છે? ત્યારે તે કહે કે આ એક નાનું બળદીઉ ચાલે તેવું નથી ને મારા વડે એનો વહેવાર ચાલે છે. તે હું આવું તો એનો વહેવાર અટકે માટે હમણા નહી આવું પછે કેટલાક દીવસ ગયા ત્યારે વળી નારદજી આવ્યા ને જોયું ત્યાતો એના બારણામાં કાળીઓ કુતરો થઇને બેઠેલો તેને આવીને કહ્યું કે કેમ હવે આવવુંછે: ત્યારે તે ડોસો કહે કે હમણાં નહી આવું ઘર કોણ સાચવે, ત્યારે વળી નારદજીતો પાછા ગયા પછે કેટલેક દિવસે વળી આવ્યા ને તપાસ કર્યો ત્યાતો તે ડોસો બીલાડો થએલો. તેને કહ્યું કે ડોસા ચાલ આવવું છે? ત્યારે તે કહે કે પાકેલો માલ ઉંદર ખાઇ જાય છે. માટે હમણાં નહી આવું ત્યારે વળી નારદજી પાછા ગયા પછે વળી કેટલેક દહાડે પાછા આવ્યા ને જોયું ત્યાતો તેડોસો સર્પ થએલો તે શો બનાવ બનેલો કે તેસર્પ પોતાના છોકરાનો છોકરો નાનો ઘોડીઆમાં સુતેલો હશે, ને તે છોકરાની મા કંઇક કામમાં હશે, તેવામાં તેસર્પ તેઘોડીએ ચડીને છોકરાના સામું લટકીને તે છોકરા ને રમાડે ને રાજી થાય તેટલામાં તે છોકરાની મા આવી તેણે વાંસડે વાંસડે માર્યો તે નાશીને નવેળામાં મરવાજેવો થઇને પડયો હતો. તેને નારદજીએ કહ્યું કે—કેમ છે હવે આવશો, ત્યારે તે સર્પ કહે કે—હા હવે આવું. પછે નારજી તેને તેડી ગયા.

તાત્પર્ય.

આ દ્રષ્ટાંતનો સિદ્ધાંત એમ છે કે—થોડો સત્સંગ કરે છે ને કંઇક પુન્યદાન વગેરે થાય છે તેનું ફળ જતું નથી,

## વારતા તેત્રીસમી.

## ચવન ઋષી ને કુશીક રાજા વીષે.

એક ચવન ઋષી હતા તે કૌશીક રાજાના વંશના હતા. તેણે એમ ધાર્યું કે વંશ બહુ વૃદ્ધિને પામે તેથી કુલનો ક્ષય થાય છે. માટે આ રાજાને શ્રાપ દઇને એનું કુલ ક્ષીણ કરૂં એમ ધારી તે ઋષી રાજાના દરબારમાં આવ્યા. તેને જોઇને તે રાજાએ આદર સહીત આસન, પુંજન વગેરે કરીને બહુ સન્માન કર્યું ને હાથ જોડીને કહ્યું કે–તમારે જે ઇચ્છા હોય તે માગો. ત્યારે ઋષી કહે કે–હે રાજા આ તારૂં ધામ, દોલત, રાજ સમૃદ્ધિ વગેરે મને કશુંપણ રૂચતું નથી. કારણ કે ભક્તિવિના એ શોભતું નથી તેથી જો તારી ઇચ્છા હોય ને તને શ્રદ્ધા હોયતો તમે મારી સેવા કરો. ને હું ભક્તિ આદરૂં ત્યારે રાજા બહુ રાજી થયા, ને કહ્યું કે–તમો ભક્તિ આદરો. ને તમો જેમ રાજી થશો તેમ હું સેવા કરીશ ત્યારપછે પેલા ઋષી બોલ્યા કે–તમે સ્ત્રી પુરૂષ બે જણ સેવા કરો. ને મારે સૂવું છે. એમ કહી એક પલંગ પથરાવીને તે ઉપર એક પડખાભર સૂઇ ગયા. અને કહ્યું કે–તમો અખંડ સેવા કરજો. ને મારી આજ્ઞા વીના ખાનપાનાદીક ક્રીયા કરવા પણ ન જવું. એમ કહી ઋષી સમાધિમાં સૂઇ ગયા તે એકવીશ રાત્રી દીવસ સુધી એક પડખાભર સૂઇરહ્યા ને એકવીશ દીવસે જાગીને બીજે પડખે સૂતા. તે ફરી એકવીશ દિવસ થયા. ત્યારે ઋષી જાગ્યા. તે બેત્તાલીશ દીવસના ભૂખ્યા તરશ્યા ને ઉજાગરાવાળાં તે રાજાને રાણી પ્રત્યે ઋષિ બોલ્યા જે– મારે સ્નાન કરવું છે. ત્યારે તે રાજા સ્નાન કરવાના સ્થાનકમાં તે ઋષિને લઇજઇને અત્તર તેલ આદિક સામગ્રી તથા ઉનું પાણી વગેરે લાવે છે તેવાંમાં ઋષીતો રીસાઇને ઉઠીને નાઠા. તેની કેડે તે રાજાને રાણી બે જણ અતિ દીન થઇને પ્રાર્થના કરતાં કરતાં કેડે મનાવવા તે ઋષિતો ભાગોળે નીકળીને વનમા અંતરધ્યાન થઇ ગયા. ને

તે રાજા ને રાણી બન્ને જણ તે ઋષિને ખોળીખોળીને નિરાશ થઇ ને પાછાં ઘેર આવ્યાં. ત્યાં તો તે ઋષિ સ્નાન કરવાના ઘરમાં બેઠા હતા. તેને જોઇને તે બેઉ જણાં રાજી થયાં ને ઋષિને નવરાવીને જમવા બેસાડયા, તેઋષિ જમીને પછે પલંગ ઉપર બેશી ને બોલ્યા કે–તારી જેટલી રાજલક્ષ્મી ને જે જે સામગ્રી હોય તે સર્વે મારી પાસે લાવો. એમ રાજાને કહ્યું એટલે તે રાજાએ હીરા, મોતી, રત્નના ભંડાર ઉઘડાવીને લાવી લાવીને તે ઋષિના આગળ મૂકવા માંડયું, તેને તે ઋષિએ બ્રાહ્મણોને દાન કરીદીધું ને બીજું ગોદડાં, પદાર્થ સામાન સર્વેનો એક મોટો ગંજ કરાવીને તે ઋષિએ માંહી અગ્નિ સલગાવીને બાળી દીધું, તો પણ તે રાજાના મનમાં જરા પણ શોક ન થયો, ને તે ઋષિએ રાજાને એમ ન કહ્યું કે–તમે જમો તે છતાં તે ઋષિ રાજાને કહેછે કે–તારો સંગ્રામી રથ મગાવ ને હું તેમાં બેસું ને મારી ઇચ્છા આવે ત્યાં તમે બે જણ તે રથને તાણીને લઇ જાઓ ત્યારે તે રાજાએ રથ મગાવ્યો, તે સંગ્રામી રથ મગાવ્યો પણ હલકો નહીં, પછે તે રથમાં ધનુષ્ય, ભાથા, બંદુક વગેરે હથિઆરો સંપૂર્ણ ભરાવીને પછે તે કોશીક રાજાને ને રાણીને રથે જોડયાં. ને ત્રણ આરોનો પરાણો લઇને પોતે હાંકવા બેઠા, તે જરા ધુસરી આઘી પાછી થાય કે ગોદ્દો મારે. આ રીતે બજાર વચ્ચે રથ તણાવ્યો, ને પરોણાના ગોદ્દા બહુ માર્યા. તેને જોઇને આખું શહેર કંપાયમાન થઇ રહ્યું. ને ત્રાહી, ત્રાહી પોકાર કરવા લાગ્યું પણ તે ઋષિને કોઇથી કહેવાય નહિ, આવી રીતે તે ઋષિએ રાજાને બહુજ દુઃખ દીધું. પણ તે રાજાના મનમાં લગાર પણ તે ઋષિનો અવગુણ ન આવ્યો. પછી તે રાજા ઉપર તે ચવનઋષિ પ્રસન્ન થયા ને તે રાજાને કહ્યું કે–તું વર માગ. એમ કહીને તે રાજાના માથા ઉપર તે ઋષિએ હાથ મૂકયો, એટલે તે રાજા કહે કે–તમે મોટા પુરૂષ રાજી થયા, ને મારા મસ્તક ઉપર હાથ મૂકયો, એટલે અમારી પીડા ટલીગઇ. ને હું સુખીઓ થઇ ગયો, હવે

હું માગું કે—મારૂં કુળ બ્રાહ્મણનું થાય, ત્યારે તે ઋષિએ તે રાજાને વર આપ્યો કે—ત્રીજી પેઢીએ તારૂં કુલ બ્રાહ્મણનું થશે. તે કુશીક રાજાના પુત્ર કૌશિક થયા, ને તેના પુત્ર વિશ્વામિત્ર ઋષિ થયા, આ રીતે તે રાજાનું ત્રીજી પેઢીએ બ્રાહ્મણનું કુલ થયું, એ રીતે શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે,

તાત્પર્ય—

આ રાજાએ સત્યને માટે ને પોતાના કુળને બ્રાહ્મણ પણું થવા માટે આટલો પ્રયાસ કર્યો છે. તો ભગવાન ભજવાનો આગ્રહ કરે તો ભગવાનનું ધામ મળે. એમાં સંશય નથી.

---

## વારતા ચોત્રીસમી.

## વિશ્વામીત્ર ને વશિષ્ટની વારતા.

વિશ્વામિત્ર ઋષિ વશિષ્ઠ મુનીની પાસે આવે ત્યારે વસિષ્ટ ઋષિ એને કહે કે—આવો રાજ ઋષિ એમ કહે એટલે વિશ્વામિત્ર ને રીસ ચડે તે રીસમાં ને રીસમાં તે વશિષ્ઠ ઋષિના સો પુત્ર મારી નાંખ્યા. તે શાથી. વશિષ્ઠ મુનિરાજ ઋષિ કહેતા હતા. કે જ્યારે વિશ્વામિત્ર આવે ત્યારે ઢાલ, તરવાર, ધનુષ્યબાણ, ધારણ કરીને આવે તે રજોગુણી કહેવાય માટે રાજ ઋષિ કહીને બોલાવતા એમને એમ જ્યારે આવે ત્યારે બોલાવે એમ કરતાં કોઇક સમે તે વિશ્વામિત્ર વશિષ્ટને મારવા સારૂ આવ્યા હતા, તે ઝુંપડી કેડે સંતાઇને બેઠા હતા. તે સમયે વશિષ્ઠ ઋષિ પોતાની મઢીમાંથી બહાર નીકળીને એમ બોલવા મંડયા કે—વાહ, વાહ, આ પુનમ ની રાત્રી કેવી શોભે છે. જાણે વિશ્વામિત્રનું તપ ખીલ્યું હોયને શું. એમ રાત્રી શોભે છે. તે સાંભળીને વિશ્વામિત્રના મનમાં એમ થયું કે—હું એને મારવાને માટે આવ્યોછું. ને આતો મારાં વખાણ કરે છે. માટે મને ધિક્કાર છે. ને એ વશિષ્ઠ મુનિને ધન્ય છે એમ પોતાના મનમાં પરિતાપ કરીને હથિઆરો નાંખી

દઇને વશિષ્ઠ મુનિના પગમાં પડચાં. એટલે વશિષ્ટ મુનિ બોલ્યા કે– આવો બ્રહ્મઋષિ, ત્યારે વિશ્વામિત્ર બોલ્યા કે–તમે મને પહેલાં બ્રહ્મઋષિ કહીને બોલાવ્યા હોત તો તમારા સો પુત્ર હું શું કરવા મારત. ત્યારે વશિષ્ઠ ઋષિ કહે છે કે– જ્યારે નિર્માનિ થઇને બ્રહ્મરુપ થયા. ત્યારે મેં બ્રહ્મઋષિ કહીને બોલાવ્યા. ને જ્યારે રજો ગુણમાં વર્તતા હતા ત્યારે રાજ ઋષિ કહેતો હતો એમ કહ્યું એટલે તે ઋષિ રાજી થયા. ને વશિષ્ઠ મુનીને કહ્યું કે મેં સાઠ હજાર વર્ષનું તપ તમને આપ્યું. એમ કહીને પાણીની અંજલી મૂકી. ત્યારે વશિષ્ટ મુનિ રાજી થઇને વિશ્વામિત્રને કહે છે કે– જાઓ, મેં તમને લવ સત્સંગનું ફળ આપ્યું. એટલે વિશ્વામિત્ર કોપાયમાન થયા કે–મેં સાઠ હજાર વર્ષનું તપ આપ્યું ને. તમો લવ સત્સંગ આપવાનું કહ્યું તે મારી મશ્કરી કરી. ત્યારે વશિષ્ટ મુનિ કહે છે કે– તમારી મશ્કરી નથી કરી. આપણે બે જણ જઇને ન્યાય કરાવીએ. એમ કહીને તે ઋષીને શાંતી પમાડીને પછે તે બે જણ ચાલ્યા તે બ્રહ્મા, વિષ્ણું, શીવ એ ત્રણે પાસે જ[illegible] પણ કોઇએ ન્યાય ન કર્યો ત્યારે. શેષજી પાસે [illegible] નારાયણને કહ્યું કે– લવ સત્સંગ મોટો [illegible] સાઠ હજાર વર્ષનું તપ મોટું એ બેનો ન્યાય કરો, ત્યારે શેષનારાયણ બોલ્યા કે– મારે માથે ચૌદ લોકનો ભાર છે. તે [illegible] થાય તો તમારો ન્યાય કરૂં. ત્યારે તેણે કહ્યું કે– શી રીતે [illegible] થાય. ત્યારે શેષજી કહે કે– તમો એમ કહો કે– સાઠ હજાર વર્ષનું તપ અધિક હોય તો શેષજીને માથેથી બ્રહ્માંડ ઉંચું થજો. એમ કહો. ત્યારે વિશ્વામિત્રે તેમ કહ્યું પણ તે ઉંચું ન થયું પછે વિશ્વામિત્રે કહ્યું કે–લવ સત્સંગ સાઠ હજાર વરસના તપથી વધારે હોય તો શેષજીને માથેથી પૃથ્વી ઉંચી થજો. એટલે પૃથ્વી ઉંચી થઇ. પછે શેષજીએ કહ્યું કે– આ તમારો ન્યાય બારોબાર થયો કારણ કે લવ સત્સંગે પૃથ્વી ઉંચી થઇ. ને સાઠહજાર વર્ષનેતપે નઉંચી થઇ. માટે લવસત્સંગ અધિક છે. એમ કહ્યું. એટલે વિશ્વામિત્રે વાત સાચી માની.

તાત્પર્ય—

સર્વે સાધન કરતાં સત્સંગ કરવો એ અધિક જણાય છે. માટે સત્સંગ કરવો. તો સત્સંગે કરીને જીવ-જન્મ મરણથી મુકાઇ જાય છે. એ નિશ્ચિત વાર્તા છે. એમ વિશ્વાસ લાવવો.

---

## વારતા પાંત્રીસમી.

### આપોદ્ધૌમ્ય ઋષી ને તેના શીષ્યોની વાત.

એક આપોદ્ધૌમ્ય નામે ઋષિ હતા. ને તેના ત્રણ શિષ્ય હતા તેમા એકનું નામ આરૂણી, બીજાનું નામ ઉપમન્યુ અને ત્રીજાનું નામ વેદ એ ત્રણ શિસ્યો તે પણ ઋષિજ હતા. તેમાં આ ઋણીજી શિસ્ય હતા ઋષિને ખેડ આદીકક્રીયાકરવી તેમાં પ્રેર્યા હતા. તે કયારીમાં પાણી ફેરવતા હતા તે પીઋને પાણી વાળતાં આવડે નહી તેથી નીકમાં સુઇને પાણી વાળતા હતા એમને એમ કેટલાક દીવસ વીતીગયા ત્યાર પછે એક દિવસ તેમના ગુરૂ પેલા બીજા શિસ્ય હતા તે પ્રત્યે બોલ્યાકે મારો આરૂણી શિસ્ય ક્યાં છે ? ત્યારે તે શિસ્યે કહ્યુકે તમે ઋશિને ખેડપ્રત્યે પ્રેર્યા છે. ત્યારે તે ગુરૂ કહે કે મારે તેની પાસે જવું છે, એમ કહીને તત્કાળ ચાલ્યા તે જયાં આરૂણી હતા ત્યાં આવ્યા ને બુમ પાડી કે હે આરૂણી આરૂણી એમ બે ચાર વાર કહ્યું એટલે શિસ્ય તતકાળ હે ગુરૂ જી હે ગુરૂજી કરતો પાસે આવીને હાથ જોડી ઉભો રહ્યો એટલે તે ગુરૂએ કહ્યું કે તું આવો કેમ થઇગયો ત્યારે તે શિસ્ય કહે કે તમે કેદાર કર્મ કરવા મને સુચ્યો છે તે હું પાણી વાળું છું તે નીકમાં સુઇને વાળું છું તેથી મારૂં અંગ કાદવથી લેપાઇ ગયું છે, માટે મારૂ અંગ આવું દેખાય છે. તમે સાદ કર્યો એટલે પાણી છુટું મુકીને હું આવ્યોછું ત્યારે ગુરૂ બોલ્યા કે હું તારી ઉપર બહુ પ્રસન્ન થયોછું ને તારી વિદ્યા સફળ થાઓ ને વેદ પુરાણ બીજી બધી વિદ્યા એ આદીકની તારે સ્ફુર્તિ થાઓ ને

જળ જે ઉદક તેને ફાડી મુંકીને આવ્યો માટે તારૂં નામ ઉદ્દાલક એમ કહીને આશીર્વાદ દઇને તે શિસ્યને સંતોશ પમાડ્યો પછે તે આરૂણી પોતાના ગુરૂની આજ્ઞા લઇને પોતે ઘેર ગયા. અને બીજો શિષ્ય ઉપમન્યુ હતો તેને ગાયોની સેવા સોંપી હતી, તે ગાયોને ચારી લાવવી, દોહવી, વાછરડા સાચવવા એ રીતે ગાયોની સારીરીતે સેવા તે ઉપમન્યુ કરતા હતા. એમને એમ કેટલાક દિવસ વીતી ગયા. ત્યારે એક દિવસ સાંજરે ગાયો ચારી ને ઘેર આવ્યા. પછે ગાયોને બાંધી, વછ ધવરાવી, શાંતી પમાડી ને પછી ગુરૂની સેવા કરવા મંડ્યા, એટલે તે રૂષિ તેનું પુષ્ટ દેહ જોઇને બોલ્યા કે હે ઉપમન્યુ, તારૂં દેહ આવું પુષ્ઠ કેમ છે? ને તમારે દેહ નિર્વાહ શીરીતે ચાલે છે? ત્યારે તે કહે કે હું વસ્તીમાં ભીક્ષાવૃત્તિ કરૂંછું, ત્યારે તે ગુરૂ બોલ્યા કે ભીક્ષાવૃત્તિ કરીને ગુરુને આપ્યા વિના ન જમાય માટે મને આપ્યાવિના તારે ખાવું નહી. ત્યારે તે ઉપમન્યુ કહે કે–ઠીક મહારાજ એમ કહ્યું પછી બીજે દિવસ ભીક્ષા માગી લાવીને ગુરૂ આગળ મૂકી, તે ગુરૂએ સર્વે અનાજ લઇ લીધું પણ તેમાંથી તેને ન આપ્યું એટલે તે ઉપમન્યુ બીજીવાર ભીક્ષા માગીને જમ્યા. એ રીતે નિર્વાહ ચાલતો હતો એમ કરતા કેટલાક દિવસ વીતી ગયા, ત્યારે વળી પાછું એનું દેહ પુષ્ઠ જોઇને ગુરૂએ પૂછયું કે હજુ તારૂં દેહ જાડું કેમ જણાયછે? ભીક્ષાવૃત્તિતો મેં બંધકરી છે, ત્યારે તે ઉપમન્યુ કહે કે બીજીવાર ભીક્ષા માગીને જમુછું. ત્યારે તે ગુરૂ કહેકે તમે બહુ ખોટું કરો છો આતો બીજા ભીક્ષુકની વૃત્તિ તોડી. માટે ફરીવાર ભીક્ષા ન માગવી તું બે વાર માગીલાવું ત્યારે ગૃહસ્થ લોકો બીજા ભીક્ષુકને શું આપે? માટે બીજીવાર ન માગવું એમ કહીને નિવારણ કર્યાં ત્યારે ગાયોનું દુધ પીને રહેવા માંડયું તો પણ દેહતો તેવું ને તેવું પુષ્ટ હતું ત્યારે વળી કોઇ દહાડો ગુરૂએ પુછયું– કે હવે તમારે દેહ નિર્વાહ શી રીતે ચાલે છે ? ત્યારે તે કહે– કે ગુરૂજી, હું ગાયોનું દુધ પીને

રહું છું. ત્યારે તે ઋષી કહે કે- ગાયોનું દુધ તારે ન પીવું. વાછડાંની વૃત્તિ રોકાય. માટે તેં વાછડાંની વૃત્તિ તોડી. એમ કહીને દુધ પણ બંધ કર્યું ત્યારપછે વાછડાં ગાયુને ધાવે તેનું ફીણુ પીને રહેવા માંડયું. તોપણ દેહ તેવું ને તેવું રહેવા માંડયું. ત્યારે વળી કોઇ દહાડો તે ગુરૂએ પૂછયું કે- હવે દેહ નિર્વાહ શી રીતે ચાલે છે ? અને દેહ તારૂં જાડું કેમ રહ્યું ? કારણ કે- ભીક્ષાનું અન્ન તો હું લઉં છું ને બીજીવારની ભીક્ષા બંધ કરી છે. ને દુધ પીવાનું પણ બંધ કર્યું છે. ને હું ખાવાનું પૂછ તો નથી. ને દેહ આવું ને આવું કેમ રહ્યું. ત્યારે તે શિષ્ય કહે- કે હું- વાછડાં ધાવે છે તેનું ફીણુ પડે છે તે ખાઇને રહું છું. ત્યારે રૂષિ કહે કે- એ તો તમે બહુ ખોટું કરો છો. વાછડાં દયાળુ તે તમારે માટે વધારે ફીણુ નીચે પડતું મૂકે છે. માટે ફીણુ ન ખાવું. ત્યારે તે શિષ્ય કહે કે- સારૂં મહારાજ. એમ કહ્યું. પછે તે ઉપમન્યુ ગાયો ચારવા ગયા. ત્યાં ભૂખથી બહુ પીડાયા. એટલે આકડાનાં પાંદડાં ખાધાં. તેથી આંખે આંધળા થયા. તે સાંજરે આવતાં એક ઠાલા કુવામાં પડી ગયા. ને ગાયો ઘેર ગઇ. સાંજરે ઘેર ઉપમન્યુને ન જોયા. ત્યારે ગુરૂએ પોતાનો બીજો શિષ્ય હતો. તેને પૂછયું કે- મારો ઉપમન્યુ શિષ્ય કેમ ન આવ્યો ત્યારે તે શિષ્ય કહે કે- મને શું ખબર તમે એને કંઇક કહ્યું હશે. ત્યારે તે ગુરૂ કહે કે-હા એને ભીક્ષાવૃત્તી કરતાં અનાજ હું લઇ લઉ છું. ને બીજીવાર ભીક્ષા બંધ કરી. ગાયુનું દુધ બંધ કર્યું. ફીણુ બંધ કર્યું, અને મેં એને અન્ન પણ આપ્યું નહી. માટે દુખીઓ માનીને રીસાઇ ગયો હશે. પણ એને શોધવા જાવું ખરૂં. એમ કહીને પેલા શિષ્યને લઇને ચાલ્યા. તે આગળ વનમાં થોડેક જઇને હે ઉપમન્યુ, હે ઉપમન્યુ એમ સાદ કર્યો. એટલે કુવામાંથી સામો સાદ આવ્યો. ત્યારે તે ગુરૂએ તેની પાસે આવીને કહ્યું કે-તું કુવામાં કેમ પડયો. ત્યારે તે કહે- મને ક્ષુધા પીડવાથી મેં આકડાનાં

પાદડાં ખાધાં. તેથી મારી આંખે સુઝતું નથી તેથી હું કુવામાં પડયે છું. ત્યારે ગુરૂએ કહ્યું કે- અશ્વનીકુમાર જે દેવોના વઇદ છે. તેની આરાધના કરો તો તે તમને ઔષધ આપશે. એટલે તમારાં નેત્રે સુજશે. એમ કહીને ગુરૂતો ઘેર ચાલ્યા ગયા. પણ ખાધા પીધાની ખબર ન પૂછી તથા કુવામાંથી બહાર પણ ન કાઢયો. ત્યારપછે તે ઉપમન્યુએ અશ્વનીકુમારની આરાધના કરી એટલે અશ્વનીકુમારે તરત આવીને દર્શન દીધું. ને કહ્યું કે કેમ અમને સંભાર્યા. ત્યારે તે કે મારી આંખે સુજતું નથી. તેનું ઔષધ કરો. ત્યારે તે અશ્વનીકુમાર કહે કે—આ માલપુવા લો. ને જમો એટલે નેત્રે સુજશે. ત્યારે ઉપમન્યુ કહે કે- ગુરૂને આપ્યા વિના માલપુવા નહીં જમુ. ત્યારે તે વઇદ કહે કે- તારા ગુરૂએ પણ તેના ગુરૂને આપ્યા વિના માલપુવા ખાધા હતા માટે તમારે ખાવામાં કંઇ બાધ નથી. ત્યારે ઉપમન્યુ કહે કે- ગુરૂને આપ્યા વિના તો એ માલપુવા મને ઝેર જેવા લાગે છે ત્યારે તે અશ્વનીકુમાર રાજી થયા. ને કહ્યું કે- શાબાશ છે. તમો ગુરૂ ભક્ત ખરા. ને જાઓ તમારે નેત્રે સુઝો. ને તમારા ને તમારા ગુરૂના વજરના દાંત થાઓ. એમ વર આપી, કુવા માંથી કાઢીને દેવલોકમાં જતા રહ્યા. ને ઉપમન્યુ હતા તે ગુરૂ પાસે આવીને વિનય કરીને બધું વ્રતાંત કહી સંભળાવ્યું ને હાથ જોડીને ઊભા રહ્યા. એટલે ગુરૂએ પ્રસન્ન થઇને ઉપમન્યુને વર આપ્યો કે—જાઓ, તમારા વેદ, પુરાણ, બ્રહ્મવિદ્યાઓ સફળ થાવ. એમ વર આપ્યો. અને આશિર્વાદ આપ્યો કે—જાવ, માતપિતાને પાળો, અને સદાય સુખીયા રહો. એમ ગુરૂએ આજ્ઞા કરી એટલે ગુરૂને પગે લાગીને એ ઉપમન્યુ પોતાને ઘેર ગયા. ત્યારપછે એ આપોદધૌમ્ય ગુરૂ હતા તેનો ત્રીજો શિષ્ય વેદ નામે હતો. તેને ઘરની ક્રિયા જે રાંધવું, લિંપવું, દળવું, પાણી લાવવું, વસ્ત્ર ધોવાં, ગાયોનું છાણ કાઢવું એ આદિક ક્રિયા ને વિષે પ્રેરેલો હતો. તે વેદે બહુ બહુ સેવાઓ કરી પણ જે

જે ક્રિયાઓ કરી તેમાં જોગ અજોગ ન જોયું ને કેવળ પ્રસન્નતા-ને અર્થે આજ્ઞા પ્રમાણેજ વર્ત્યા એમ કેટલાક દિવસ વહી ગયા ત્યારે ગુરૂ પ્રસન્ન થયા ને વર આપ્યો કે, તારા વેદ, પુરાણ, વગેરે તથા બ્રહ્મવિદ્યા સર્વે સુફળ થાઓ એમ પ્રસન્ન થઈને વર આપ્યો ત્યાર પછે તે શિષ્ય પોતાને ઘેર ગયો આ રીતે શાસ્ત્રમાં વાત પ્રસિદ્ધ છે.

## તાતપર્ય.

એજ કે ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્ત્યા તો વિદ્યાની સિદ્ધિ થઈને સુખ શાન્તીને પામ્યા ને આલોક પરલોક બેઉ સુધર્યા તેમ આપણે પણ સો સોના ગુરૂની આજ્ઞા પ્રમાણે રહી જે જેના સંપ્રદાયના શાસ્ત્રોને અનુસારે વર્તે તો તે પણ સુખ શાન્તીને પામે માટે આપણે શિક્ષાપત્રિ મુખ્ય પાળવાની છે. તે પાળીએ તો આપણને આલોક પરલોકમાં સુખ શાંતી મળે.

---

## વારતા છત્રીસમી,

## રેભુદેવ રાજાનું આખ્યાન.

એક રેભુદેવ નામે રાજા હતો તે ત્રીજી અવસ્થામાં રાજ-નો ત્યાગ કરીને ભગવદ્ આરાધના કરવા વનમાં ગયો ત્યાં અન્ન પાણી ન લેતાં એક પગે ઉભો રહી કઠણ આકરૂ તપ આદર્યું. તે એવું તપ આદર્યું કે શરીરની નાડીઓ બહાર દેખાયા કરે ને ચામડી, હાડકાં જોડે ચોટી ગઇ ને માથુને ઘુંટણ મોટાં દેખા-ય ને પીંડી સાથળ પાતળાં થઇ ગયાં ને છાતી ને હાડકાં પણ ચોકખાં દેખાય ને કેવળ હાડકાં ને નાડીયું ને ચામડું એ ત્રણજ વસ્તુ દેહમાં રહેલાં પણ માંસ, રૂધીર તો હતુંજ નહિ ને પવન લાગે ત્યારે જાણે હમણાં ઉડી જશે કે હેઠળ પડી જશે એમ જણાય ને કેવળ શ્વાસજ રહેલો. તે પણ વિશ્વાસ વિનાનો કેવી

રીતે કે હવે આ શ્વાસ દેહમાં રહેશે કે નહીં રહે. તેનો નિરધાર નહીં તો પણ ભગવાનના નામનો અખંડ ઉચાર થયા કરે આવી રીતનું તપ જોઇને દેવલોકો ખળભળી ઉઠયા ને ઇંદ્રને ફાળ પડી કે આ ભગવાન પાસે વર માગીને મારૂ ઇંદ્રાસન લેશે. એમ ધારી ભગવાન પાસે જઇને પ્રાર્થના કરી ને કહ્યું કે મારૂ સ્થાનક જવા બેઠું છે. એવું રેભુરાજાએ તપ આદર્યું છે. માટે તમે મારી રક્ષા કરો. ત્યારે ભગવાન તત્કાળ તે રેભુરાજાની આગળ આવીને દરશન દીધાં ને અતિ કરૂણા લાવીને માથે, પેટે, બરડે, હાથ ફેરવીને ગદગદ કંઠ થઈ ગયા ને કહ્યું કે ઓહો, ઓહો! તું મારો એકાંતિક ભક્ત ખરો એમ કહ્યું ને બહુ રાજી થયા ને કહ્યું કે વર માગ. ત્યારે તે રાજા કહે કે તમારા ધામમાં તેડી જાઓ. પછે તેને પોતાના ધામમાં લઇ ગયા.

### તાત્પર્ય.

આ રાજાનું વિચારતાં આ જગતમાં કોઈ આવી રીતે કરી શકે તેમ જણાતું નથી. પણ ભગવાનની આજ્ઞા ને સતશાસ્ત્રની મર્યાદાઉં તેને ન લોપનાર પુરૂષો પણ આ રાજાના જેવી પ્રાપ્તીને પામે છે. માટે સતશાસ્ત્રની મર્યાદા, ને ભગવાનનું વચન તે અવશ્ય પાળવું.

---

## વારતા સાડત્રીસમી

### મુદગળ રૂષીની વાત.

એક મુદગળ નામે રૂષિ હતા, એક તેની સ્ત્રી, અને એક છોકરો, અને તેની સ્ત્રી, એ ચાર જણ મળીને નિત્યે અનાજનો દાણો દાણો કરીને પંદર દિવસે તે અનાજનો સાથવો કરી ખાવા બેઠા. તે રૂષિ અભ્યાગતની વાટ જોતા હતા. તેવામાં દુર્વાસા આવ્યા એટલે તે સાથવો બધો તે દુર્વાસાને આપ્યો. તે જમાય તેટલો જમ્યા ને વધ્યો તે પોતાના દેહે ચોપડી દઇને રીસ ચઢાવીને

ચાલી નીકળ્યા. વળી પાછું તેમણે અન્ન વીણવા માંડ્યું. ત્યારે ફરીવાર પાછા દુર્વાસા તેમનું તેમ કરી ગયા. એ રીતે બાર માસ સુધી દુર્વાસાએ એમનું એમ કર્યું. તો પણ દુર્વાસાનો અભાવ ન લીધો. પછે તે રૂષિને વઇમાન તેડવા આવ્યું કે ચાલો તમને દેવ લોકમાં લઇ જઇએ. ત્યારે તે રૂષિએ ત્યાંનાં સુખ દુખ સર્વે પૂછી જોયાં. ત્યારે તે વઇમાનવાળા કહે કે કેટલાક સ્વર્ગે ચડે છે ને કેટલાક ત્યાંથી પડે છે તે સાંભળીને તે દગળ રૂષી કહે કે જે સુખને પામીને પાછું પડવું જોઇએ. તે સુખ મારે જોઇતું નથી. માટે તમારાં વઇમાન પાછાં લઇ જાવો. એટલે તે વઇમાનવાળા વિમાન પાછાં લઇ ગયા. ત્યાર પછે કાળે કરીને તેમણે દેહ મૂક્યો ને ભગવાનના ધામમાં પૂગ્યા.

### તાત્પર્ય.

આવી રીતે કઠણ તપ કરીને પણ ભગવાનના ધામને પહોંચ્યા. પણ દેવ લોકના સુખને ન ઇચ્છયા તો શું આલોકના સુખને ઇચ્છે? નજ ઇચ્છે માટે આપણે એના જેવું આચરણ તો ન થાય પણ જે જે કરવું તેમાં નિષ્કામભાવ રાખવો તેણે કરીને આલોક પરલોક બેઉ સુધરે.

## વારતા આડત્રીસમી.

### શીલો-છવૃત્તિવાળા રૂષિની વાત

એક રૂષિ હતા તે, તેની સ્રી, તેનો પુત્ર, અને તે પુત્રની સ્રી એ ચાર જણ થઇને રોજ અનાજ વીણતાં તે આઠ દિવસ થાય એટલે તેનો સાથવો કરીને અભ્યાગતને જમાડતા ને વધે તે પોતે જમતા એમ કરતાં કેટલાક દિવસ વીતી ગયા પછે એક દિવસ ધર્મદેવ તેની પરીક્ષા કરવા આવ્યા. તેને તે રૂષિએ જમવા બેસાડયા તે તે જમીને હાથ પગ વગેરે ધોયા. તેમાં

આવીને એક નોળીયો આળોટયો તે જે પડખે પહેલુ પાણી અડયું ને જેટલો પલળ્યો તેટલુ અંગ તેનું સોનાનું થયું. એવું તેનું પવિત્ર અન્ન તે જમીને ધર્મદેવ પ્રસન્ન થયા ને એમ વિચારવા લાગ્યા કે જાણે આને શું આપી દઉ ? એમ રાજી થઇને તેને વર આપ્યો કે તમને ભગવાનના ધામની પ્રાપ્તિ થશે.

### તાત્પર્ય.

લોકમાં એમ કહેવાય છે કે એ સોનાનો નોળીયો જયારે પાંડવોએ યજ્ઞ કર્યો તેમાં જઇને આળોટયો તોપણ સોનાનો પુરેપુરો ન થયો. આવી રીતે જયાં જયાં સત્ક્રિયાઓ ભોજન વગેરે થાય તેમાં આળોટે એ ઉપરથી આપણે વિચારવું કે ન્યાયે કરીને જે કમાણી કરી તેપણ આ શીલોન્છવૃત્તિવાળા રૂષિની પેઠે પવિત્ર ગણીએ તો ગણી શકાય માટે પોતાના ધર્મ જાય એવુ તો કોઇ આચરણજ કરવું નહિ.



## વારતા ઓગણચાલીસમી
## એક લખેશરી શાહુકારની વાત

એક શાહુકાર કોઇક શહેરમાં રહેતો હતો. તે લાખો રૂપીયા કમાયો પછે તેણે વિચાર કર્યો કે મારી આબરૂ, ઇજત, તથા દેશ પરદેશમાં મારી દુકાનો વગેરે વેપારનો બહુજ ફેલાવો ચાલે છે ને મારૂ જગતમાં માન સનમાન, આબરૂ કિર્તિ પણ સારીછે તેને બટ્ટો ન લાગે તો ઘણું સારૂ એમ ધારી સીતેર લાખ રૂપીયાની સોના મહોરો કરીને પોતાના બારણા સામું પોતેજ કરાવેલું શીવજીનું મંદિર તેના શિખરનો છાયો પોતાને બેસવાની બેઠકમાં જયાં પોતાનો ગાદી તકીયો રોજ રહે છે તે જગોએ ખોદીને તે મહોરો દાટી ને ઉપર છાટ મારી દીધી. તે ઉપર લીપણ કરી કોઇ ન જાણે તેવી રીતે તે જગોએ પોતાનો ગાદીતકીયો નાખી

નિશ્ચે બેસતો. પછી તે શાહુકારે પોતાના ખાનગી ચોપડામાં તે મોહોરો ઉધારી મૂકી તે કેવી રીતે કે અમુક ઋતુ એટલે હીમ ઋતુમાં અમુક માસ એટલે પોષ માસ અમુક દિવસ એટલે પુનમ એવું ચોપડે લખી ચોપડા ઠેકાણે મૂકયો. ત્યાર પછે કેટલાક દિવસ વીતી ગયા ને તે ચોપડામાં એવું લખ્યું હતું કે મારા કુળમાં આજથી આરંભીને તે પચાસ, સાઠ એટલી પેઢી એ ઉપરાંત આગળ જતાં મારા કુળમાં કોઇકને દોહેલો દહાડો આવે તો આ દહેરાની શિખરમાં પોષ માસમાં અમુક વરસે તીથી પુનમને રોજે દિવસના આઠ કલાક ને ચાર મીનિટે આ શીવજીના દહેરામાં આ ચોપડે ઉધારેલી સોના મોહોરો એ શિખરના ઈંડામાં મૂકી છે. તે ઉપર કહેલા પ્રમાણે દોયલો દહાડો આવે તો કાઢવી પણ મારી આબરૂને બટ્ટો ન લગાડવો ને દોયલ દહાડાના વિના ન કાઢવી. એમ મારી પાછળના પેઢીઓગતવાળાને જાણવા લખ્યું છે. એમ તે ચોપડામાં લખેલું હતું. પછે તે વાણીઓ મૃત્યુ પામ્યા પછે કેટલીક પેઢીઓ થઇ ગઈ તેમાં એક મુરખ નીકળ્યો તેણે બધી દુકાનો, વેપાર, વગેરે બધું ઉડાડીને ખલાસ કરી નાખ્યું. ને હજારો રૂપીઆનું દેવું પણ કરી નાખ્યું. ત્યાર પછે પેલો તે વાણીઆનો પેઢીવાળો છોકરો પોતાના પુર્વજોના ચોપડા તપાસવા લાગ્યો. પણ પોતાને કંઈપણ ન સુજ પડતા પોતાના ભાઈબંધો હશે તેને બોલાવી ચોપડા તપાસવા માંડયા. તે જોતાં જોતાં પેલા ચોપડામાં ઉધારેલી મોહોરોની રકમ જાણવામાં આવી તેથી પેલા ભાઈબંધો મળીને પેલું દેવાલયનું ઈંડું ખોદાવ્યું. તેથી તેમાં દ્રવ્ય તો ન મળ્યું. ને સામી ઉલટી અપકીર્તિ થઈ. ને લોકો તેને એમ કહેવા લાગ્યા કે ફલાણા શેઠના છોકરાએ એના વડીલોની આબરૂ ગુમાવી એમ લોકોમાં અપકીર્તિ થવા માંડી તેથી પેલો વાણીઓ મુઝાયો ને લેણદારો પણ તિરસ્કાર કરે તેથી વધારે મુઝાઈને અફીણ ઘોળીને પીવાનો ઇરાદો કર્યો પછે અફીણ લઈને વાડકામાં ઘોળીને પછે

એમ વિચાર્યું કે વગડે જઈને તે વનમાં મોટાં કોતરો હશે તેમાં પેશીને આ અફીણ પીને સૂઈ જઈશ. એમ જાણીને ગામ બહાર નીકળ્યો. એટલે ગામના નજીક એક નદી હતી. તેને કાંઠે એક સાધુની જાયગા હતી તેમાં એક સાધુ પરમેશ્વરની આરાધના કરતા હતા ત્યાં થઈને પેલો શેઠીઓ નીકળે છે. એટલે પેલું મંદિર જોયું. એટલે તે વાણીએ વિચાર કર્યો કે — આ સાધુ બેઠા છે તેનાં દરશન કરી પછે હું જાઉ એમ ધારી તે સાધુની પાસે આવી ને નમસ્કાર કર્યો એટલે તે સાધુએ પુછ્યું કે કેમ શેઠ, ઉદાશી છો ત્યારે તે શેઠે પોતાની સર્વે હકીકત કહી. ત્યારે તે સાધુએ કહ્યું કે તમે કઈ ફીકર રાખશો નહી ને તે ચોપડો મને બતાવો ને આવો મનુશ્યનો દેહ ફરી ફરી મળે તેમ નથી. એમ ઘણોક તે સાધુએ ઉપદેશ કરીને તેની વિશમ વેળા મટાડી ને તે વાણીઆને સાથે લઈ તેને ઘેર આવીને તે સાધુએ તે ચોપડો વંચાવીને સાંભળ્યો. ત્યારે તેણે વિચાર કર્યો કે—આમાં ઋતુ, મહીનો, તીથી, કલાક તે લખ્યાં છે. માટે આમાં કંઈક મર્મ છે પછે પેલે વાણીએ હકીકત કહી હતી ને પોતે જે દહેરાનું શિખર પાડયું હતું તે દહેરું બતાવ્યું. તેને પેલા સાધુએ જોઈને પછે પેલા વાણીઆને કહ્યું કે—આ શિખરનું ઈંડું જેવું હતું તેવું ને તેવુંજ ને તેટલુંજ ઉંચું, આ ચોપડામાં જેટલા ફુટ ઉંચું લખ્યું છે. તેટલુંજ કરાવ, ત્યારે તે વાણીઓ કહે કે—બાપજી ઝેર ખાવાને પૈસો નથી તો હું એટલા પૈસા ક્યાંથી લાવું ? ત્યારે તે સાધુએ કહ્યું કે—તું તો લખેશરી સાહુકાર છું ને તારા રૂપીઆ ચોપડે ઉધારેલા સાચા છે. માટે કોઈકના ઉધાર ઉછીના કરીને કરાવ ત્યારપછે આજથી આરંભીને એક માસે તારા રૂપીઆ હું તને અપાવીશ. એમ કહીને તે સાધુ તો પોતાના મુકામમાં ગયા ને તે વાણીએ સાધુના કહ્યા પ્રમાણે તે દહેરાનું શિખરનું ઈંડું હતું તેવું કરાવ્યું. એટલે મહીનો પણ પુરો થયો. એટલે તે સાધુ પાસે

જઇને તે વાણીએ વિનય કર્યો પછે તે સાધુ તે વાણીઆને ઘેર આવ્યા. ને જે દહાડાવાર ચોપડે લખ્યો હતો, ને જેટલી કલાક લખી હતી તેટલી કલાક ને તેટલી મીનીટ થઈ એટલે તેનો બેસવાનો ગાદી તકીઓ હતો તે ઠેકાણે તે શિખરના ઇંડાનો છાયો પડયો. પછે તે જગોએ ખોદાવ્યું એટલે ત્યાંથી ચોપડામાં ઉધારેલા રૂપીઆ બધા નીકળ્યા. તે જોઈને તે વાણીઓ રાજી થયો. ને પેલા સાધુને બહુ વિનય કર્યો. ત્યારપછે તે સાધુ પોતાને મુકામે ગયા ને તે વાણીઓ પોતાનો વેપાર, રોજગાર જેમ ચાલતો હતો તેમ ચલાવવા લાગ્યો. લોકોનાં દેવાં વગેરે આપીને પાછો હતો તેવો આબરૂદાર થયો.

તાત્પર્ય

આઉપરથી એમ જાણવાનું કે–ચોપડામાં ઉધારેલા રૂપીઆ ક્યાં હતા ને નીકળ્યા ક્યાંય તેમ શાસ્ત્ર, પુરાણ, વગેરે સત્ય છે. તે શાસ્ત્રોમાં વાત તો સાચી હોય પણ સત્પુરૂષ વિના સમજાતી નથી તે આખો જન્મારો જાય તોપણ સવળી સમજણ ન આવે. તેટલા માટે આરતી વખતે બોલાય છે જે–"નીર [િકટ] ઉત્તમ અતિ," તેમાં એમ કહ્યું છે કે—"વિમુખ જીવ કે વદન સે, કથા સુની નહિં જાત" વિમુખના મોઢાની કથા ન સાંભળવી એમ કહ્યું છે. તે ઉપર એક વાત છે કે—કાઠીઆવાડ દેશમાં જુનાગઢના પેલા તરફ ગાઉ પંદરને આશરે એક ગામમાં સર્વે સત્સંગી રહે છે. ત્યાં એક વિદ્વાન બ્રાહ્મણ આવ્યો. તે બ્રાહ્મણ લોકોને કહે કે—ભગવાનનાં ચરિત્ર, લીલા, દશમમાં બહુ છે. માટે તમારી મરજી હોય તો હું દશમસ્કંધની કથા વાંચું, ને સ્વામીનારાયણની આજ્ઞા છે. કે બાર મહિને એકવાર વાંચવી અગર સાંભળવી એટલે તે સત્સંગીઓએ વિચાર કર્યો કે—આ બ્રાહ્મણ સત્સંગી તો નથી પણ સત્સંગી જેવોજ છે. ને ભગવાનનાં ચરિત્રની કથામાં કાંઇ બાધ નહિ. માટે વાંચવા દો એમ વિચાર કરી કથા ચાલતી કરી. મહિને. એક કથા વાંચી. પછે

એક દીવસ ઘરડા ઘરડા બેસતા હતા તેને સરવણીમાં જવાનું થયું. તે કથામાં બેસવાનો જુવાનીઆનો વારો આવ્યો. એટલે બ્રાહ્મણ પણ કથા વાંચતો વાંચતો વિચાર કરવા લાગ્યો કે—મારે પણ આ લોકોને ભાવતાં વચન કહેવાનો વારો આવ્યો. એમ જાણીને કથા ભેગો રાગડો કર્યો કે—આશા ભર્યું આવે તેને પાછું ન વાળવું, ને વાળે તો તેને ગળત કોડ થાય એમ ભેગો ભેગો રાગડો કરી ગયો. તેને સાંભળીને તેની ભેગા ગામના હરિભક્તના જવાનીઆ છોકરા એક બીજા સામું જોઇને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યા કે—આપણા ઘરડા તો આ વાતનો નિષેદ કરે છે અને આતો ભાગવતમાં વાત નીકળી. એમ સંશયવત થઈને કથાની સમાપ્તિ થઈ રહી એટલે પોતપોતાના ઘેર ગયા, તેમાં કેટલાક ધર્મવાળા ને સારા સત્સંગીઓ હતા. તેઓએ પોતાના પિતા વગેરેને આ વાત કહી એટલે ઘરડેરા બે ચાર વગેરે સારા હરિભક્તો ભેગા થઇને વિચાર કર્યો કે—આપણે ભગવાનની આજ્ઞા લોપી, ને વિમુખના મોઢાની કથા સાંભળવા લાગ્યા. તેનું ફળ આ આપણુને મળ્યું. હવે આપણે એ બ્રાહ્મણને ખરો સપડાવવો. એમ વિચાર કરીને પેલા ઘરડેરા બીજે દીવસે કથા સાંભળવા ગયા. એટલે પેલો બ્રાહ્મણ પુસ્તક છોડીને મંગળાચરણ કરીને કથાનો આરંભ કર્યો. એટલે પેલા લોકો કહે કે—પુરાણીજી કાલે જે વાત આવી હતી તે કહી સંભળાવો. એ વાત કોણે કહી ને કેને આગળ કહી. એ તે શ્રીકૃષ્ણ ને ગોપીઓનો સંવાદ છે કે બીજી વાત છે તે અમને કહો. ત્યારે તે પુરાણી કહે કે—એનું તમારે ઘરડેલાને સાંભળવાનું શું કામ છે? ત્યારે પેલા જરા ધમકી દઈને બોલ્યા કે—તમને ગરીબ બ્રાહ્મણ જાણીને કથા વાંચવા રાખ્યા ત્યારે તમે આડે માર્ગે ચાલ્યા. એમ અમારા માન્યામાં આવે છે. માટે આજ પાછલી રાત્રીએ ચંદ્રમાં ઉગે એટલે જુનેગઢ જવા તૈયાર થજો ને ત્યાં અમારે બ્રહ્મચારી વિદ્વાન છે. તેને આગળ તમારૂં

પ્રમાણે થશે તો કથા વાંચવા દઇશું નહીં તો આજથી કથા બંધ. એમ કહીને ઉઠી નીકળ્યા ત્યારપછે પેલા બ્રાહ્મણને સટ-પટાટ થયો કે—હવે મારો ઉપાય ચાલે તેમ નથી ને કરેલી મજુરી વૃથા ગઇ. એમ ધારીને અરધી રાત્રીએ પુસ્તક પોથી બાંધીને પોતાને ઘેર નાશી ગયો. ત્યારપછે પેલા છોકરાઓ આનંદ પામ્યા ને કહેવા લાગ્યા કે—આ ઘરડા ન હોત તો અમારૂં ભુડું થાત. માટે આજથી કોઇએ પણ વિમુખની કથા ન સાંભળવી. એમ ઠરાવ કરીને આખા ગામ લોકોએ નીમ ધાર્યું. કે આજથી આરંભીને મરણ પર્યંત કોઇએ પણ વિમુ-ખની કથા ન સાંભળવી. માટે શાસ્ત્ર પુરાણ તો સત્યજ છે પણ પુરૂષમાં ફેર છે. તે વાત મુક્તાનંદ સ્વામીએ જયમંગળ હાથીના દૃષ્ટાંતે કરીને કહી છે તે જાણજો.

---

## વારતા ૪૦ મી.

## લાખા વણઝારાની વાત.

એક વણઝારો દેશાંતરમાં કમાણી કરતો કરતો બહુ દેશો ફર્યો. ને પોતાની પાસે પૈસા પણ બહુ વધી ગયા. ત્યારપછે તેણે એક મોટા ગણપતિની મુર્તિ કરાવી તેમાં એવી યુક્તિ કરીને માથું ને ધડ નોખું નોખું કરાવ્યું. હવે ધડનો ભાગ બે ખભા વચ્ચેથી ઉભો પોલો કરાવ્યો. તે ગણપતિની મોટી સુંડ તેપણ મોટા ભોળા જેવો પોલાળ કરાવ્યો પછે તેમાં દશ કરોડની સોના મોહોરો કરાવીને માંહી ભરીને પછે ઉપર ઢાકું સારી રીતે કોઇ દીવસ માલુમ ન પડે એમ રીતનો સાંધો કરીને સજ્જડ બેસાડ્યું. પછે તે ગણપતિનો પેટ ઉપર એવો લેખ લખ્યો કે—માથું વાઢે તે માલ કાઢે એમ પથ્થરમાં કોતરીને નામ લખેલું હતું તે ગણપતિને એક મોટું શિખરબંધ મંદીર કરાવીને તે દેશમાં તે ગણપતિને પધરાવ્યા, ને પછે પોતે ચાલી

નીકળ્યો. તે દેશાંતરમાં કમાણી કમાવા લાગ્યો ત્યારપછે તે ગણપતિના મંદીરમાં જે કોઇ દર્શન કરવા આવે તે ગણપતિને પેટે લખેલું વાંચે ને વિચાર કરે કે—માથું કેનું વાઢવું ? ને માલ કોણ કાઢે ને તે માલ કયાંથી કાઢવો. એમ વિચાર કરી કરીને વિસ્મય પામી પાછાંને કેટલાક લોકો ચાલ્યા જાય. પણ એ લેખની શરૂઆત કોઇને ન સમજાઇ પછે કોઇક બુદ્ધિશાળી ડાહ્યો મનુષ્ય સંતસમાગમ, સાધુ સેવા કરનાર હોતો તે કોઇક સમે ત્યાં આવી પહોંચ્યો. તેણે તે લખેલું વાંચીને વિચાર કર્યો કે—આ માલ ક્યાં હશે ? એમ બહુ ઉંડો વિચાર કરીને પછે જઇને ગણપતિનું માથું હલાવ્યું, એટલે તે માથું હાલ્યું. તેથી તેણે જાણ્યું કે—ગણપતિનું માથું ઉતારીને માલ કાઢવાનું કહ્યુ છે, એમ જાણી માથું ઉંચું કર્યું. એટલે તુરત તે ગણપતિના ઉદરમાં સોનામોહોરો ભરેલી હતી તે તેને હાથ આવી. પછે તે પુરૂષ પોતાને જે રીતની સમજ આવી ને રીતે કરીને તે મોહોરો લઇ ગયો ને ગણપતિ હતા તેમજ રહેવા દીધા. એ વાત કોઇએ પણ ન જાણી.

### તાત્પર્ય.

આજ રીતે વેદ, શાસ્ત્ર, પુરાણ, સ્મૃતિઓ, તેના કર્તા વ્યાસ, વાલ્મીક આદિક મોટા ઋષિઓ છે. તેમણે તો શાસ્ત્રોમાં વાતો સત્ય લખી છે પણ સમજનાર જે હોય તેથીજ સમજાય છે બીજાને સમજી સમજાતી નથી તે તો આ દ્રષ્ટાંત દીધું તેમ જાણી લેવું.

---

## વારતા ૪૧ મા.

### લક્ષ ચોરાશીના બારણા વિષે.

મહાત્મા પુરૂષો આ મનુષ્ય દેહને લક્ષચોરાશીનું બારણું કહે છે. કેવી રીતે તેનો વિસ્તાર નીચે પ્રમાણે:—

કોઈક મોટું શહેર હશે તેમાં એક જગોએ મોટો કોટબંધ વંડો હતો. તેમાં એક આંધળો ભમતો હતો તેને એક દેખતે પુરૂષે કહ્યુંકે—હે સુરદાસ, તમને દરવાજો બતાવું. તમે મારી પાછળ આવો. કારણ કે—આ કોટનો એકજ દરવાજો છે. તેથી તે દ્વાર તમને જડશે નહિ. ત્યારે તે આંધળો કહે કે—આ કોટની ભીંત ઝાલતો ઝાલતો જઈશ. એટલે શું મને દરવાજો નહિ હાથ આવે? જે તમે બતાવશો તોજ હું બહાર નીકળીશ. ત્યારે તે દેખતો પુરૂષ કહે છે કે—વાહ, વાહ, બહુ સારૂં, તમે તમારી સમજણ વડે નીકળો. ત્યાર પછે તે આંધળો ભીંતોને બાથોડીઆં દેતો દેતો ચાલ્યો. તે કેટલીક વાર થઇ ગઇ એટલે પેલો દરવાજો નજીક આવ્યો. એટલે તે આંધળાને મછરીઆં કરડવા માંડ્યાં કારણ કે મોટો વંડો ને એક દરવાજો. એટલે દરવાજા ઉપર ઠીકરાં,બગદો નાંખેલો હોય, પાણી ઢળતુ હોય તેથી ગંદકીને લીધે મચ્છર હોય. તે મચ્છરને ઉરાડે ને ખંજોળે ને ચાલતો જાય. એમ કરતાં દશેક હાથ જમીન બાથોડીઆં માર્યા વિના અમથો ચાલ્યો. એટલે દરવાજો જતો રહ્યો ત્યારપછે તે આંધળાને ફરી ભટકવાનું રહ્યું આજ રીતે કેટલીવાર તે દરવાજાને ચુકી ગયો પણ બહાર ન નીકળાયું. આતો દ્રષ્ટાંત છે ને એનું સિદ્ધાંત એ છે કે—મોટા વંડારૂપ ચોરાશી લક્ષયોની છે. તેમાં આ જીવ છે તે આંધળા મનુષ્યને ઠેકાણે જાણવો. કેમકે આ માણસ પોતાના ડહાપણમાં કંઇ કંઈ મતવાદી ખોટા આચરણવાળા ગુરૂઓ થઈ પડયા હોય. તેની વાત પેટમાં પેસી ગઈ હોય તેથી અવળી સમજણે કરીને પોતાનું ડહાપણ સત્ય માનીને દેખતા મનુષ્યને ઠેકાણે જે ભગવાનના ભક્ત મોટા સંત હોય તેનું વચન કોઈ માની શકતા નથી. ને કહે કે—અમે શું નહીં જાણીએ ને તમારાજ હાથમાં કલ્યાણની રીત છે શું ? આમ કહે એટલે તે મોટા પુરૂષ હોય તે તેને વખાણ કરીને કહે કે—બહુ સારૂ ભાઈ તમો બુદ્ધિશાળી

કહેવાઓ તે તમને બીજું કોઇ શું કહી શકે એમ કહીને તેને બીજી કંઈ પણ હીતની વાત ન કહે. કારણ કે હીતની વાત માને નહી માટે ન કહે. એટલે લક્ષ ચોરાશીમાં ફરતાં ફરતા ને બાગોડીમાં મારતાં મારતાં લક્ષચોરાશીમાંથી નીકળવા રૂપ મનુષ્ય દેહરૂપી દરવાજે આવ્યો હોય તે મનુષ્યદેહ રૂપી દરવાજામાં કામ, ક્રોધ; લોભ; મોહ; મત્સર; માન; આશા; ત્રષ્ણા; દગા; ઘાત; પાખંડ; પેચ; સુચ્ચાઈ; દોંગાઈ; હાંસ; ઠેકડી એ આદિક અનેક પ્રકારનો બગદો પડ્યો હોય છે. તેમાં શબ્દ; સ્પર્શ; રૂપ, રસ; ને ગંધ એ પંચ વિષયરૂપી મચ્છરીઆં રૂપ વિષયને બઝોળવા જાય છે અર્થાત્ ભોગવવા જાય છે. એટલે મનુષ્ય દેહ રૂપ દરવાજો જતો રહે. અર્થાત મનુષ્ય દેહ ભગવાન ભજવા એવો છે. આ મનુષ્ય દેહે કરીને આ જીવને જન્મ મરણ મટાડે તો મટી જાય છે. એવો દેહ તે બાળ; જોબન; ને વૃદ્ધપણાને પામીને પંચ વિષય ભોગવીને ખરાબ થઈને પાછો ચોરાશીમાં ભમવા જાય છે. અર્થાત્ ફરી મોટા કિલ્લામાં બાથોડી મા મારવાનું મટે નહિ. ને એની મુક્તિ પણ થાય નહિં.

### તાત્પર્ય.

ડાહ્યા માણસે આ દષ્ટાંતનો સિદ્ધાંત વિચારીને સતપુરૂષની, આજ્ઞા પ્રમાણે ચાલવું. તે સતપુરૂષ કેવા કે—ભગવાનની આજ્ઞાને અનુસારે વર્તતા હોય તેવા.

## વારતા ૪૨ મી.

## દત્તાત્રીય ભગવાને ચોવીશ ગુરૂ કર્યા તે વીષે શીક્ષા.

( પૃથ્વીની શિક્ષા લીધી. )

પૃથ્વી જે તે ખુંદયું ખમે છે; લોકો એને ખોદે છે, ખેડે છે; એના ઉપર લોકો મળમુત્રાદીક કરે છે; એ આદિક ઘણોક પૃથ્વી ઉપર લોક ઉપદ્રવ કરે છે; તે બધુ ખમી રહે છે. તે ઉપર એક દષ્ટાંત છે.

श्लोक ॥ कोदाळीन् विदारिता वसुमति पश्चात् खरा रोहणम् ॥
॥ यश्टयां पिट् कुलाल पादहननं दण्डेन चक्र भ्रमन् ॥
॥ पश्चात्तु ताडन घषणाग्नि दहनं तन् मेपि सह्यं मया ॥
॥ ग्राम्य स्त्री कर टकणेन हननं तन्मेपि दुःख मरण ॥

અર્થ પૃથ્વીની હાંડલી બોલી કે પાપી એવી રીતનો કુંભાર તેણે મને પ્રથમ તો કોદાળે કરીને ખોદી. તે મેં સહન કર્યું ત્યારપછે બજાર વચ્ચે થઈને ગધેડે ચડાવીને ઘેર લાવ્યો. તે પણ મેં સહન કર્યું. ત્યાપછે ઘેર લઇ જઈ એક ડફણે માર મારીને ઝીણો ભૂકો કર્યો. તે મારને મેં સહન કર્યો. પછે તે કુંભારે પાણી નાંખીને પલાળીને પછે લાતે લાતે ખુંદી એર્થાત્ લાતે મારી તે સહન કર્યું. ત્યાર પછે પીંડો કરીને ચાકે ચઢાવી. લોકમાંનથી કહેતા કે ફલાણાને ચાકે ચઢાવ્યો. તેમ મને ચાક ઉપર ચઢાવીને ભમાવી તે સહન કર્યું. પછે એક ઘાટ ઉતારીને માંહી પાસ પથરામાં ગોળો રાખીને ઉપરથી ટપલે ટપલે ટીપી. જગતમાં કહેવાય છે કે—તને ટપલા નથી વાગ્યા ત્યાંલગી તને ખબર નથી પડતી. તેમ મેં કુંભારનાં ટપલા સહન કર્યા. પછે ટીપીને મોટી હાંડલી કરીને ફરીવાર ચાકે ચઢાવીને કાચના માળા વડે મને ઘસીને સુંવાળી કરી ત્યારપછે અગ્નિમાં પકવી. તે અગ્નિનો તાપ પણ મેં સહન કર્યો. તોપણ મને હાથમાં લઈને ભીલડીઓ વગેરે નડારી સ્ત્રીઓ તે મને હાથને ટંકારે મારીને મારી પરીક્ષા લે છે. એ મને લગારેક દુઃખ થાય છે. કારણકે આટલી મેં ક્ષમા કરી તો પણ મારો વિશ્વાસ ન આવ્યો. આવો પૃથ્વીનો સહન કરવાનો સ્વભાવ છે. આમ મનુષ્યને સહન કરવાનો સ્વભાવ રાખવો. આવો એક ગુણ પૃથ્વીનો લીધો તે ગુરૂને ઠેકાણે ગણ્યો. હવે એજ પૃથ્વી પર્વતરૂપે થએલી છે. તે પર્વતમાં નાના પ્રકારની રસાલો થાય છે, તથા ઘાસ વગેરે થાય છે, તથા કંદમૂળ વગેરે થાય છે તેણે, કરીને પશુ મનુષ્ય, પક્ષી, મોટા મોટા

યોગી લોકો તે પણ સુખીઆ થકા રહે છે. એવો પર્વત પર્માર્થી છે. ત્યાં એક દોહરો

વીરપ બહુ પરમાર્થી, પરમાર્થી પાથને પૃથ્વી,
ધન પવન પરમાર્થી, પરમાર્થી શશિ સ રવિ.

એમ ઝાડવાં પણ ફળ, ફુલ, પત્ર, કાઇ છાંયડો, એ આદિ બહુ પરમારથ કરે છે. તેમ આ જગતમાં સારા મનુષ્યોને સતપુરૂષો તેમણે પરમારથ કરવું. પવન પણ પરમારથી ગણાય છે કેમકે પાંચ રૂપીઆ આપીને રોજ ચાકર રાખ્યો હોય ને તે રાત દહાડો ખડે પગે રહીને આપણા ઉપર વા ઉરાડે, તો પણ પવનના જેવું સુખ ન થાય. માટે પવન પરમારથી છે ને અસંગી છે. એ વાયુ છે તે ગંધાદીકને લાવીને બીજાને સોંપે છે પણ પોતે એ ગંધમાં લોભાતો નથી તેમજ યોગી પુરૂષે આ સંસારમાં ક્યાંયે બંધાવું નહી. (૨) આકાશ સર્વત્ર વ્યાપક છે ને સર્વે જીવ પ્રાણી માત્રની દેહની હાલ ચાલ તથા વ્યવહાર માત્ર આકાશમાંજ થાય છે. ને આકાશ સર્વમાં વ્યાપક છે. પણ કોઇનો લેપ એને અડતો નથી. અર્થાત્ નિર્લેપ છે તેમ સાધુ પુરૂષ આ સંસારમાં રહ્યા થકા નિર્લેપ રહે છે. પણ સંસાર જેને અડતો નથી; તેજ ગૃહસ્થ હોય, વા; ત્યાગી હોય પણ સાધુ પુરૂષ કહેવાય. (૩) જળ; સદા નિર્મળ છે ને લોકોના મળ ધોઇને શુદ્ધ કરે છે. ને પોતે પણ શુદ્ધ રહે છે તેમ આ સંસારમાં સત્પુરૂષ છે તે ગમે તેવો પામર જીવ હોય, તેને પણ જ્ઞાન આપીને શુદ્ધ કરે છે. (૪) અગ્નિ. જે તે જેવું જેવું કાષ્ટ હોય છે, તેમાં તેવી રીતે રહે છે. કેવી રીતે તો લાંબા કાષ્ટમાં લાંબો, ઢુંકામાં ઢુંકો, ને વાંકામાં વાંકો, આ રીતે કાષ્ટમાં અગ્નિ રહે છે, ને તે કાષ્ટને બાળતો નથી. તેમ સતપુરૂષ આ સંસારમાં ગુપ્ત પણે રહે છે. પણ પોતાના ગુણોને એકદમ બહાર પ્રગટ નથી કરતા અને વળી જઠાગ્નિ, જીવ પ્રાણી માત્રના ઉદરમાં રહે છે. તે અન્ન, પાણીનો વિભાગ કરીને અન્નના કુચા, તથા સત્વ તેને નોખું પાડીને સો

સૌને રસ્તે ચલાવે છે પણ એ મળમુત્રને જોગે કરીને અપવિત્ર નથી થતો. ને વળી બહાર શુદ્ધ, અશુદ્ધ જે જે વસ્તુ આવે તેને બાળી દે છે. તોપણ તે અગ્નિને બાધ લાગતો નથી તેમ ભગવાનને વિષે એકમેક થયેલાને એકાત્માને પામેલા એવા જે સત્પુરૂષ તેને આ સંસારી જીવ તેના દુષ્ટ કર્મોએ તથા અસદ આચરણને નાશ કરવામાં બાધ નથી લાગતો તે ગીતામાં પણ કહ્યું છે કે—જેમ ભગવાન સ્વતંત્ર છે, તેમ તે ભક્ત પણ સ્વતંત્ર થાય છે. ને જેમ ભગવાન શુભ અશુભ કર્મે કરીને નથી બંધાતા, તેમ તે ભક્ત પણ શુભ અશુભ ક્રિયાયે કરીને બંધાય આ અગ્નિ થકી શિક્ષા લીધેલી. (૫) ચંદ્રમા, ઔષધી માત્રનું પોષણ કરે છે, તેમ સત્પુરૂષ જે તે આ સંસારમાં સર્વે જીવનું હિતજ કરે. (૬) સૂર્યનારાયણ, પોતે આકરેપવાળા છે, પણ જીવ પ્રાણી માત્રને સુખ શાંતિ સુર્ય થકી બહુ થાય છે. પણ રાત્રીમાં અંધારે રાત્રીનો શીતળ ગુણ છે તોપણ સુર્યને અજવાળે જીવ જેવી રીતે હરે, ફરે, વ્યવહાર કરે, કહે, બોલે, તેવું સુખ રાત્રીએ ન આવે. તેમ સત્પુરૂષો છે તે આ જીવનું અજ્ઞાનરૂપ અંધારૂં ટાળીને જ્ઞાનરૂપી અજવાળું કરે છે. તેણે કરીને જીવને બહુજ સંતોષ થાય છે. (૭) કપોત અને કપોતી બે જણ એક વગડામાં એક સારૂં ઝાડ હતું તે ઉપર એક માળો કરીને માંહી ઇંડાં મુકયાં હતાં. ને પરસ્પર બે મળીને હેતે પ્રીતે કરીને સંસાર ચલાવ્યો હતો. એમ કરતાં ઇંડાં મટીને બચ્ચાં થયાં. એટલે તેને વાસ્તે બેઉજણાં સંપ રાખીને ચારો લઇ આવીને બચ્ચાંની ચેણ પુરતાં હતાં. પેલાં બચ્ચાં કંઇક બોલવા શીખ્યાં એટલે તેને પેલો કપોતને કપોતી બેજણ હેતે કરીને રમાડે ને એક બીજા સામું જોઇને રાજી થાય. ને અતિ ઉત્સાહે કરીને તેનું પોષણ કરે. આ રીતે કેટલાક દીવસ વીતી ગયા પછે કોઈક પારધી જાળ લઇને આવ્યો તે વખતે પેલો હોલો ને હોલી બેઉ ચીણ લેવા ગયાં હતાં, તેવામાં પેલે

પારધીએ બચ્ચાં ઉપર જાળ નાંખી ને બચ્ચાંને બાંધી લીધાં. તેવામાં પેલી હોલી આવી તેણે પોતાના બાળકને બંધન પામેલાં જોઇને અતિશે હેતને લીધે ઉડીને પોતાના બચ્ચાં ભેગી બંધન પામી ગઇ તેટલામાં પેલો કપોત આવ્યો. તે પોતાની સ્ત્રીને પોતાનું બાળક તેને બંધન પામેલાં જોઇને અતિશે શોકાતુર થઇ ગયો, ને વિલાપ કરવા લાગો કે—અરેરે, મહામહેનતે એક સ્ત્રી મળી હતી, ને હમણાંજ પુરેપુરૂં સંસારનું સુખ ભર્યું હતું, અને આ બે બચ્ચાં તે પણ મારે બહુજ સુખ આપનારાં હતાં એમ કહેને બંધાયેલા જે કપોત તે કહેવા લાગો કે—અરે સ્ત્રી, અને અરે બાળકો, તમે ત્રણે મળીને મને એકલો મુકીને શા વાસ્તે જાઓ છો. હું પણ તમારી ભેગો આવીશ. મારૂં સર્વસ્વ નાશ થઇ ગયું હવે મારે જીવ્યાનો શો લાભ છે એમ કહીને તે પણ આવીને જાળમાં પડ્યો. તે જોઇને દત્તાત્રીય સ્વામીએ મનમાં વિચાર કર્યો કે—આ હોલા, હોલીનો જેવોજ આ સંસાર છે ને એના જેવુંજ સંસારી જીવને દુઃખ પણ છે. માટે એ સંસાર જેમ આપણને ન અડે એમ ધારીને નિઃસંગ અર્થાત્ સંગે રહીત રહ્યા. (૮) અજગર એક વગડામાં પડ્યો હતો તે તેના મોંઢામાં જે આવે તે ભક્ષણ કરે પણ આ દેહને લગાર પણ કાળજી આને તેમ ન કરે. તેમ આ સંસારમાં દેહનાં પોષણને માટે કંઇ પણ પ્રયાસ ન કરવો એમ ધારી અજગર વૃત્તિ રાખીને રહ્યા. (૯) સમુદ્ર, જેમ અપાર છે, ને ગંભીરતા એ યુક્ત છે. પણ ચોમાસામાં નદીના પાણીએ કરીને છળી જતો નથી. ને સદાય શીતળતાએ યુક્ત રહે છે પણ સુર્યના તાપે તપતો નથી તેમ સાધુ પુરૂષે કોઇપણ સ્વભાવે કરીને અથવા મોટા મહદ્ ગુણે કરીને જગતમાં માન સનમાનને કરીને છળી ન જવું. ને કોઇકે અપમાન કર્યે છતે તપી ન જવું ત્રણ પ્રકારના તાપેકરીને તપેલા જીવને જ્ઞાન આપીને શાંતી પમાડવા.

એવા ગુણે યુક્ત રહેવું આ શિક્ષા સમુદ્ર થકી શીખ્યા. (૧૦) પતંગીયો, જેમ અગ્નિમાં પડીને મૃત્યુને પામે છે. તેમ સતૂ પુરૂષે નાના પ્રકારનાં રૂપ જોઈને પતંગીઆની પેઠે મોહ ન પામવો એ પતંગીઆ થકી શિક્ષા. (૧૧) મધમાખી, તે ઘણા દીવસથી મધનો સંગ્રહ કરતાં કરતાં ભેગું કરેલું જે મધ તેને એક વાઘરી આવ્યો તે લઈ ગયો, ને મધમાખી હાથ ઘસતી રહી. તે ઉપર એક સાહીત્ય છે, ભોજરાજાની કચેરીમાં કાળીદાસ પંડીત બેઠો હતો, ને બીજા પંડીતો પણ બેઠા હતા. તે સમયમાં-ભોજરાજાને સનમુખ એક માખી આવીને પોતાની સ્વભાવિક ચેષ્ટા જે હાથ ઘસવું તે જોઈને ભોજરાજા કાળીદાસ પંડીત પ્રત્યે પુછતો હવો કે આ માખી હાથ કેમ ઘસે છે ત્યારે કાળીદાસ પંડીત બોલ્યો. શ્લોક-

॥ **देयं भोज धनाधनं सुकृति भिर्नोसंचितं यं तदा,** ॥
॥ **श्री कर्णश्च बलिश्च विक्रम पदे यद्यापि किर्तिस्थिता;** ॥
॥ **अस्माकम् मधुदान भोग रहीत मष्टं चिरात् स चिवं** ॥
॥ **निर्देयादिति पाणि पाद युगलं वर्षन्त्य हो मक्षीकाः** ॥

અર્થ—કાળીદાસ કહે છે કે—હે ભોજ અધન જે કોઈ નિર્ધન તેને તું ધન આપ કારણ કે—સુકૃતિ પુરૂષોનું એજ કર્તવ્ય છે કારણ કે—કર્ણ, બળી, અને વિક્રમાદીક રાજાઓએ દાન આપેલાં છે. તેણે કરીને અદ્યાપિ સુધી આ જગતમાં તેની કીર્તી ગવાય છે. ને અમોએ તો ઘણાક કાળથી સંઘરી મુકેલું મધ તેને વાઘરી લઈ ગયો. પણ અમારાથી દાન પણ ન કરાયું તેમ ઉપભોગ પણ ન થઈ શકયો. તેથી હાથ ઘસવા પડે છે. તેમજ તમે જયારે આ દેહ છોડીને જશો ત્યારે હાથ ઘસતા જશો. માટે કંઈ દાન પુન્ય કરો. એમ આ માખી હાથ ઘસીને તમને ઉપદેશ કરે છે. આવી રીતનું કાળીદાસ પંડીતનું વચન સાંભળીને ભોજરાજા ઘણાક પ્રકારનું દાન કરતો હતો, એ રીતે

સાંભળેલું છે; તેમ સત્પુરૂષો છે તે એમ જાણે છે કે—આ સંસારી જીવ લોભે કરીને સંપત્તિઓ ભેગી કરે છે. પણ કાળરૂપ વાઘરી આ જીવને મારી થપાટને લઇ જાય છે. તે વખત એ સંપત્તિ તે આપત્તિ રૂપ થાય છે કારણકે—એમાં બંધાવા થકી પ્રેતપણાને પણ પામે છે ને મહા દુઃખ ભોગવે છે. માટે કંઈપણ સાધુ પુરૂષે સંગ્રહ ન કરતાં આનંદમાં રહેવું ને સંસારથી નિસ્પ્રહ રહેવું તોજ નિર્બંધ રહેવાય. આ શિક્ષા મધની માખીની (૧૨) હસ્તી, જેમ વગડામાં રહે છે, તેને ઝાલવાને માટે મનુષ્યો એક મોટો ખાડો ખોદે છે, ને તેના ઉપર બનાવટની હાથણી કરે છે. પછે પેલો વગડાનો હાથી આવે તે કામે કરીને સ્પર્શ કરવા જાય છે, એટલે ખાડામાં પડીને બંધનને પામે છે; તે ઉપર શાસ્ત્રનું વચન છે. શ્લોક

॥ पदापि युवतीं भिक्षुर्नस्पृशेत् दारवीमपि. ॥

અર્થ—ભિક્ષુક જે યતિ તે જે તે કાષ્ટની જે પુતળી તેને પગે કરીને પણ ન અડે, ને જો અડે તો હાથી જેમ બનાવટની કરેલી હાથણીમાં મોહ પામીને બંધનને પામ્યો તેમ તે સાધુ પણ પુરૂષ બંધનને પામે માટે પોતાનું મન વશ થયું હોય તોપણ મનનો વિશ્વાસ ન કરે. (૧૩) ભમરો, જેમ ઘણા પુષ્પોમાંથી સુગંધને ગ્રહણ કરે છે. પણ તે ફુલને કાપી નથી નાંખતો તેમ સાધુ પુરૂષે ઘણે ઘેરથી ભીક્ષા માગી લાવીને ગુજરાન કરવું. પણ એકજ ગૃહસ્થને ત્યાં સારૂં મળતું હોય તેને ના કનડવો. (૧૪) મૃગલાં. જેમ ગીત વાજિંત્રાદિક વગાડીને જેમ પારધી મારે છે. કેવી રીતે તો પોતાના દેહને આંબા આદિકનાં ડાળખાં બાંધી બાંધીને ઝાડવા જેવો કરે. ને પછે પોતાના હાથમાં એક ઘંટા લઇને ખખડાવતો ખખડાવતો ચાલે તેને સાંભળવા મૃગલાં સામાં મોં કરીને ઉભાં રહે એટલે પોતાની પાસે રાખેલું જે ધનુષ્ય બાણ તેણે કરીને મારી નાખે છે. તેમ સાધુ પુરૂષ જો ગીત વાજીત્રમાં લોભાયતો સ્ત્રી રૂપી જે પારધી તેના નેત્રરૂપી

બાણે કરીને વિંધઈ જાય છે. અર્થાત્ મોક્ષમાર્ગ થકી પડી જાય છે. (૧૫) માછલાં, જેમ જળમાં કલ્લોલ કરે છે તે માછલાંને ઝાલનાર જે ઢીંમર તે લોઢાનો કાંટો હોય છે તેને લોટ વળગાડીને એક દોરીએ બાંધીને એક છેડો પોતાના હાથમાં રાખીને તે કાંટો જળમાં નાંખે છે પછે માછલું તે લોટવાળો કાંટો ગળી જાય પછે તે કાંટાનો આંકડો અવળો હોય છે તે તેના ગળામાં ભરાઈ રહે છે; તેથી તે કાંટાની જોડે બહાર આવે છે તેની પેઠે રસને વિષે આશક્ત થઈને સાધુ પુરૂષ કલ્યાણના મારગ થકી પડી જાય છે. માટે સાધુ પુરૂષને જીતેંદ્રિય થવું એ શિક્ષા માછલાની. (૧૬) એક મિથીલા નગરીમાં જનકરાજા રાજ કરતા હતા. તે શહેરમાં એક પીંગલા નામે વેશ્યા રહેતી હતી. તે પોતાને પૈસા આપીને ભોગવનાર પુરૂષની વાટ જોતી હતી. તે રાતના બાર વાગ્યા સુધી ઘર ને આંગણું, ઘર ને આંગણું કરતાં કરતાં અરધી રાત વીતી ગઇ. ત્યારે તે વેશ્યાએ વિચાર કર્યો કે—તુચ્છ અને નાશવંતને નરકના કુંડરૂપ એવો જે પુરૂષ તેને ઇચ્છનારી એવી હું વિના બીજી પાપણી કોણ હોય, માટે મને ધિક્કાર છે ને જો આટલી પરમેશ્વરની આરાધના કરી હોત તો પરમેશ્વર અન્ન જળ સુખેથી મેળવત. માટે આજથી તુચ્છ ને કેવળ દુઃખરૂપ ને કેવળ પાપ કર્મનેજ વિસ્તારનારો પુરૂષ તેનો ત્યાગ કરીને પરમેશ્વરની આરાધના કરશ. એમ પોતાને ધિક્કાર કરીને ઘરમાં જઈને સુખે કરી સુઈ ગઈ. તે જોઇને વઈરાગ્ય પામીને પરમેશ્વર વિના બીજું ન ઈચ્છવું એમ દત્તાત્રીય સ્વામીએ શિક્ષા ગ્રહણ કરી. (૧૭) સમળા પક્ષી ઉડતો ઉડતો કોઇક જગોએ એને માંસ મળ્યું, તે માંસનો પીંડો લઈને જતો હતો. તેને જોઈને બે ચાર પાંચ બીજી સમળીઉ આવીને તેના પર ઝડપું મારવા માંડી ને તે માંસ લઈ લેવાનો ઠરાવ કર્યો. તેથી તે સમળો બહુજ નાસવા લાગ્યો પણ બે ચાર પાંચ ભેગાં મળ્યાં તેથી બહુ દુઃખ પામવા લાગ્યો.

પછે માંસનો પીંડો પડયો મુકીને એક ઝાડપર જઇને તે સમળા પક્ષી બેઠો ને પેલા બીજા હતા તે માંસના પીંડાને લેવાને માટે ગયા. એટલે પેલો સુખીઓ થઓ તેમ સાધુ પુરૂષે પોતાને બંધન થાય ને પોતાને દુઃખ ઉત્પન્ન થાય એવાં પદાર્થ સંગ્રહ ન કરવાં કારણકે તેને જોગે કરીને દુઃખ મળે છે માટે સંગ્રહે રહીત રહેવું એ શિક્ષા સમળા થકી. (૧૮) બાળક, જેમ નિર્ગુણી રહે છે. ને સુખ દુખને વિષે સમપણે વર્તે છે. ને પોતાનો સહજ સ્વભાવ છે. તેમજ સાધુ પુરૂષને આ જગતમાં માન થાઓ કે અપમાન થાઓ, દેહને દુઃખ થાઓ કે સુખ થાઓ પણ બાળકની પેઠેજ સદાય વર્તવું. એ શિક્ષા બાળક થકી. (૧૯) કુમારી કન્યા એક ઘરમાં હતી. ને તેનાં માબાપ ઘેર નહોતાં ને તેને ઘેર તેના વિવાહ કરવા માટે તેના સાસરાના પક્ષનાં માણુસ મેમાન આવ્યાં એટલે તેને જમાડવાને માટે રસોઇ કરીને જમાડવા તેને સારૂ ચોખા ઘરમાં નહિં હોય તેથી ઘરની પાછળ ડાંગર ખાંડવા બેઠી. તે પોતાના હાથમાં પહેરેલાં જે બલ્લીઆં તે ખડખડવા માંડયાં. એટલે તે કન્યાએ વિચાર કર્યો કે—આ મેમાન જાણુશે કે આના ઘરમાં ચોખા નથી. ત્યારે બીજું પણ નહીં હોય એમ જાણુશે તો મારા બાપાની આબરૂ જશે. એમ ધારીને બે હાથમાંથી બલ્લીઆં કાઢી નાંખીને એક એક કાઢી નાંખ્યું. એટલે ન ખખડયું તે જોઇને દત્તાત્રીય સ્વામીએ શિક્ષા ગ્રહણુ કરી કે—એકલું રહેવાથી ખખડાટ ને વઢવાઢ આદિક ન થાય. માટે એકલાજ રહેવું એ શિક્ષા ગ્રહણુ કરી. (૨૦) એક કમાનગર પોતાના ઘરના ઉમરા વચ્ચે બેઠો બેઠો તીરને બાંધતો હતો. તે નીચું જોઇને બરોબર પાંસરો આવે તે રીતે એક વૃત્તિએ બાંધતો હતો. તેવામાં ત્યાં થઇને રાજાનું લશ્કર નીકળ્યું તેમાં નાના પ્રકારનાં વાજીંત્ર હતાં. ને બંદુકો જંજાળોના અવાજ પણુ થતા હતાં. ને છડીદાર ઉંચે સ્વરે કરીને છડીનો પોકાર કરતા હતા. તે બધું લશ્કર

જતું રહ્યું. તેની તેને ખબર ન રહી. ત્યારપછી બે સ્વાર મારગ ભુલા પડેલા તે કમાનગરની પાસે આવ્યા ને પૂછ્યું કે—અહિં થઇને રાજાનું લશ્કર ગયું છે ? ત્યારે તે કમાનગર કહે છે કે—મને ખબર નથી એમ કહ્યું, એટલે તે સ્વારો ચાલ્યા ગયા. તે જોઈને દત્તાત્રીય સ્વામીએ શિક્ષા ગ્રહણ કરી કે—આ રીતેજ આત્મ સત્તારૂપે થઈને જગત વિસારી દઇને ભગવાનનું ધ્યાન કરવું તો એવે ધ્યાને કરીને ભગવાનની મૂર્તી તદાકાર થાય. તેથી તે જીવની મુક્તિ થાય માટે આપણે પણ એમજ કરવું એ શિક્ષા કમાનગર થકી. (૨૧) સર્પ—સર્વ ઠેકાણે ફરે છે પણ એને બીક બહુ લાગે છે. જો કોઈ એમ કહેકે—આ સર્પ છે એટલે તે તુરત ખસીને સંતાઈ જાય છે. એટલો બધો સર્પને ભય છે તેમ આપણે પણ અસત્ પદાર્થ અને અયોગ્ય જે કર્મ ને નઠારાની સોબત તે થકી નિરંતર બીતા રહેવું. એ શિક્ષા સર્પ થકી. (૨૨) કરોળીઓ—જેમ જાળ ગુંથે છે ને માંહી વિલાસ કરે છે. ને એ કરોળીઓ પોતાને મન ગમતે મહાલે છે ને એ પોતાના જાળમાં પોતાને જ્યાં ખુશી હોય ત્યા બેસે છે. ને પોતાના જાળમાં બંધાતો નથી. તેમ પરમેશ્વર પોતાની માયારૂપી જે જાદુ તેને વિષે પોતાની ઈચ્છા આવે તેમ આ જગતને વર્તાવે છે. ને કેટલાક જીવોને કેટલીક પ્રકારે સુખ, દુઃખ, હાણ, વરધ, ભય, શોક આધ્યાત્માદિક ત્રિવિધી તાપમાં બળતા જોઇને પરમાત્મા પોતે મોહ નથી પામતા ને પોતે પોતાની માયામાં નથી બંધાતા, તેમજ સાધુ પુરૂષે જ્ઞાની થવું. કે—આ જગત ભગવાનની માયારૂપી જાદુ છે, તેમાં કેટલાંક પદાર્થ સુખરૂપ હોય છે ને કેટલાંક દુઃખરૂપ હોય છે. તેને જોઈને હરખ, શોક ન પામવો એ શિક્ષા કરોળીઆ થકી (૨૩) ભમરી, જેમ કાદવનું ઘર કરીને માંહી ચેળને ઝાલી લાવીને માંહી ઘાલીને તેને ડંખ મારીને ઉપર ગુંજારવ કરે છે. તેણે કરીને તે ભમરી તેને તે દેહે તદાકાર થઇ જાય છે ને ચેળનું અંગ

બદલાઇને ભમરી જેવી ભમરી થઈ જાય છે. તેમજ સાધુપુરૂષોએ ગુરૂના વચન રૂપી ટોચા ખમીને તે ગુરૂ પરમાત્માંના જ્ઞાન રૂપી ગુંજારવ કરે. અર્થાત્ પરમેશ્વરને માર્ગે ચલાવવાનો આગ્રહ કરતા હોય. તે રીતે મુમુક્ષુ તેણે ગુરૂના વચન પ્રમાણે વરતવે કરીને આને આજ દેહે કરીને તદાકારપણાને પામી જાય. ને બ્રહ્મરૂપ થઈ જાય ને જનમ મરણ મટી જાય. એ શિક્ષા ભમરી થકી લીધી.

## તાત્પર્ય.

ઉપર પ્રમાણે દત્તાત્રીય સ્વામીનાં વચન તપાસીને ગુણ ગ્રાહીક થવું તો પશુ આદિકમાં દત્તાત્રીય સ્વામીએ ગુણ ગ્રહણ કર્યા તો મનુષ્યમાંથી ગુણ ગ્રહણ કરવા એમાં શું કહેણુ છે. નિર્માની થઇને ગુણનું ગ્રહણ કરવા માંડે તો સર્વે ગુણ તેમાં આવે છે. તે ઉપર રામકથામાં ચોપાઈ છે—

સીમીટી સીમીટી જળ ભરત તળાવ ત્યું સત્ગુણ સજ્જન મહી આવા.

આ જોતાં જીવ પ્રાણી માત્રનો ગુણજ લેવો પણ કોઇ અવગુણ જોઇને તેમાંના ગુણનો ત્યાગ ન કરવો. તે ઉપર તુલસીદાસની સાખી તુલસી આપના ઈષ્ટકા ભુલેઇ લેવે નામ, તાકે પગકી પનઇયાં મેરે તનકી ચામ.

આ રીતે મહાત્મ જાણે તો કોઈ જીવનો અવગુણ ન આવે ને કેવળ જીવ પ્રાણી માત્રને વિષે ગુણજ દેખાયા કરે, માટે પોતાની બુદ્ધિને નિર્દોષ કરીને ગુણ ગ્રહણ કરવા શીખવું.

---

## વારતા ૪૩ મી.

## મુમુક્ષુની.

એક જગ્યાએ સત પુરૂષ રહેતા હતા ત્યાં એક મુમુક્ષુ આવ્યો તેણે કહ્યું કે. ગુરૂ મહારાજ હું તમારી પાસે રહીશ ને તમારી શેવા કરીશ ત્યારે ગુરૂ કહે કે. અહીંતો અમને એક

શૈર ચોખા મળે છે. માટે તમે શું જમશો ત્યારે તે કહે કે એ ચોખા ધોશો તેનું ધોવરામણ પીને રહીશ. ત્યારે તે ગુરૂએ કહ્યું કે રહો ત્યાર પછી બીજો આવ્યો તેણે પણ રહેવાનું કહ્યું એટલે ગુરૂ કહે કે. અહીંતો શૈર ચોખા મળે છે. તે હું જમુછું ને આ ધોવરામણ પીને રહેછે, ત્યારે બીજો કહે કે હું હાંલ્લી ધોએલું પીને તમારો સમાગમે તથા શેવા કરીશ ત્યારે કહે કે રહો ત્યાર પછી ત્રીજો આવ્યો તેણે રહેવાનું કહ્યું. ત્યારે ગુરૂએ તેને ઉપર પ્રમાણે કહ્યું ત્યારે તે કહે કે તમારૂં જંમવાનું પાત્ર તેમાંનું એઠું ધોવરામણ પીને રહીશ ત્યારે ગુરૂએ કહ્યું કે રહો એ રીતે ત્રણે મુમુક્ષુ તે ગુરૂ પાસે રહ્યા તે પોતાના જીવના કલ્યાણને વાસ્તે ભગવાન ભજવા રહ્યા હતા. એવી રીતે જગતમાં વારતા ચાલે છે તે સાંભળેલી લખી છે.

### તાત્પર્ય

મુમુક્ષુને કલ્યાણનો કેટલો ખપ હોય તે આવી રીતનાં લક્ષણથી ઓળખાય છે. ને આવી રીતનો હોય તેજ શિષ્ય ખરો.

---

## વારતા ૪૪ મી

### એક રાજા અને પંડિત બ્રાહ્મણની વારતા.

એક રાજા પોતાના દરબારમાં નિરંતર ભાગવતની કથા એક પંડિત બ્રાહ્મણ પાસે નિરંતર વંચાવતો હતો. તે એમ કરતાં કેટલાક દિવસ વીતી ગયા ત્યાર પછી રાજાને કોઈકે પ્રશ્ન પૂછ્યું કે-તમારા દરબારમાં તમારા બાપદાદાની કુળ પરંપરાથી ભાગવતની કથા થાય છે. તેમાં તમને એમ માલૂમ પડ્યું છે કે-મારૂં કલ્યાણ થશે ? એ વાતનો તપાસ કરો. કારણ કે- પરીક્ષિત રાજાને સાત દિવસમાં કલ્યાણ મળ્યું ને તમે તો બહુ દિવસથી કથા સાંભળો છો. તેથી તમારૂં કલ્યાણ થયું કે નહિ ? એમ કહ્યું. એટલે પેલા રાજાએ બ્રાહ્મણ જ્યારે કથા વાંચવા બેઠો તે

વખતે પૂછ્યું કે- તું કથા વાંચતાં વૃદ્ધ થયો, હું સાંભળતાં સાંભળતાં વૃદ્ધ થયો ને મને કલ્યાણનો નિરધાર જણાતો નથી. ને પરીક્ષિત રાજાનું સાત દિવસમાં કલ્યાણ થયું છે ને મારૂં ન થાય. ત્યારે હું સાંભળનાર ખોટો કે તું વાંચનાર ખોટો, કે ભાગવત ખોટું. આ વાત મને નકકી કરી આપો. પછે કથા ચાલતી થશે એમ રાજાએ કહ્યું એટલે પેલો બ્રાહ્મણ ઉદાસ થઇને પોથી બાંધીને પોતાને ઘેર ગયો. ત્યારે તે બ્રાહ્મણનો એક છોકરો આશરે પંદરેક વર્ષની ઉમરનો હતો. તેણે પૂછ્યું કે- તમો ઉદાસી કેમ છો ? ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે- તું કંઇપણ ભણ્યો નહિ ને કેવળ સાધુનાજ અખાડામાં બેસી રંડવા માંડયું. ને આપણી આ જીવીકા તૂટવા બેઠી કારણ કે- રાજાએ આવું પ્રશ્ન પૂછ્યું છે. પછે પેલે છોકરે તે પ્રશ્ન જાણીને તેના બાપને કહ્યું કે કંઈ ચિંતા રાખશો નહિ ને સુખે કથા કરવા જજો ને રાજા પૂછે તો તેને એમ કહેજો જે કંઇ ભારે પ્રશ્ન હોય તે અમને કહેવું આવું અલ્પ પ્રશ્ન એમાં હું શો ઉતર કરૂં ? એ તો મારો છોકરો પણ કરે એમ કહેજો. પછે તે બ્રાહ્મણ બીજે દહાડે પોથી લઇને કથા વાંચવા ગયો. ત્યારે રાજાએ તે બ્રામણને અટકાવ્યો ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે- એવું અલ્પ પ્રશ્ન મને શું પૂછો છો ? કંઈક ન્યાય કોમુદીનું અથવા સાંખ્યયોગનું અથવા કંઇક બીજુ મોટું ભારે પ્રશ્ન હોય તેનો હું ઉત્તર કરૂ અને આવા અલ્પ પ્રશ્નનો ઉત્તર તો મારો છોકરો પણ કરે એમ તે બ્રાહ્મણે કહ્યું એટલે રાજા કહે કે- છોકરાને બોલાવો એટલે છોકરાને બોલાવ્યો ને રાજાએ તે છોકરાને પૂછ્યું ત્યારે છોકરે કહ્યું કે- તમારા દેહ ઉપર પણ ચાર કલાક મારો હુકમ ચાલે એવો હુકમ મને આપો ત્યાર પછે એ પ્રશ્નનો ઉત્તર થશે, એમ તે છોકરે કહ્યું એટલે રાજાએ પોતાના હાથ અક્ષરથી લખી આપ્યું કે-ચાર કલાક તું સ્વતંત્ર રાજા ને તારા તાબામાં હું પણ છું. એમ લખી આપ્યું એટલે તે છોકરે કારભારી લોકોને

કહ્યું કે બે થાળમાં મેવા ભરીને તથા પાણીના લોટા ભરીને આપણા બાગના બંગલામાં તૈયાર કરાવો એમ કહ્યું એટલે કારભારી લોકોએ તે રીતે કર્યું ત્યાર પછે પેલે છોકરે રાજાને હુકમ કર્યો કે આપણુ સર્વ મંડળી બાગમાં એકાંતમાં ચાલો ત્યાં આ પ્રશ્નનો ઉત્તર થશે. એમ કહ્યું એટલે તે રાજા પોતાની મંડળીએ સહીત તે બાગમાં ગયા. ત્યાં તે બંગલામાં બે થાંભલાએ બે જણને બાંધ્યા ને બે જણની વચ્ચે થાળ મૂકયા ને પાણીના લોટા મૂકયા. પછી પેલે છોકરે રાજાને કહ્યું કે રાજા સાહેબ આ મીઠાઇ જમો ત્યારે રાજા કહે કે તેં પાછલ હાથ રખાવીને થાંભલા સાથે બાંધ્યો છે ને હવે શી રીતે જમાય ત્યાર પછી તેના બાપને કહ્યું કે પિતાજી તમે જમો ત્યારે તેણે પણ તેવી રીને કહ્યું કે શી રીતે જમું તું છોડે તો જમાય ત્યાર પછે તે છોકરે રાજાને છોડયો ને એના બાપને છોડયો. પછી સૌ મળીને પાન સોપારી કરવા લાગ્યા. ને મીઠાઇ જમ્યા એટલે છોકરે કહ્યું કે તમારા પ્રશ્નનો ઉત્તર થયો કે નહિ ત્યારે રાજા કહે કે એમાં શી રીતે થયો ત્યારે છોકરે કહ્યું કે મેં સંતસમાગમ કર્યો છે તે સંત એમ વાત કરે છે કે—સાખી

બંધેકુ બંધે મીલે. છુટેકા કોણ ઉપાય
તુલસી કર સોબત નીર બંધકી, તો પળમાં દેઈ છોડાય.

શાસ્ત્રમાં આ રીતે કહ્યું છે કે બાંધેલાને બાંધેલો છોડી શકતો નથી. પણ જો નિર્બંધ મળે તો બાધેલાને છોડે. તેમજ તમે તમારી આબરૂમાં બંધાયલા છો. તે કેવી રીતે તો ફલાણા દરબારમાં ભાગવતની કથા થાય છે. એમ સૌ જગતમાં આબરૂ વાસ્તે કથા વંચાવો છો પણ કલ્યાણ સારૂ નથી વંચાવતા. અને આ મારો બાપ પણ આજીવીકા સારૂ ને અમારા પોષણ વાસ્તે કથા કરે છે પણ મોક્ષ સારૂ નથી કરતા ને પરીક્ષીત-રાજાને તો સાત દિવસમાં તો મૃત્યુ આવ્યો હતો. ને તેમને નિર્બંધ ને બ્રહ્મરૂપ એવા ઉપદેષ્ટા ગુરૂ શુકદેવજી મળ્યા હતા. તેથી તેનું કલ્યાણ

મચું છે ને તમો કલ્યાણ વાસ્તે જો કથા કરાવો તો તમારૂં પણ પરીક્ષીતની પેઠે કલ્યાણ થાય એમ કહ્યું એટલે રાજાએ વાત સાચી માની પછે તે બ્રાહ્મણને અને તેના છોકરાને મોજ આપી ને સરપાવ કર્યો. પછે તે રાજા વગેરે સૌ સૌને ઘેર ગયા. પછી પેલી બ્રાહ્મણની આજીવીકા પણ ચાલતી રહી. ને કથા પણ ચાલતી રહી.

## તાત્પર્ય

આવી રીતે સંતસમાગમથી બુદ્ધિ વધે છે સત અસતનો વિવેક આવે છે ખરા ખોટાની પરીક્ષા થાય છે અસત્યનો ત્યાગ કરી સારે માર્ગે ચલાય છે આવી રીતે અનેક ગુણો તેનાથી આવે છે.

---

## વારતા ૪૫ મી.

## પંચની વાડી વિષે.

એક શાહુકાર હતો તેણે મહાજન લોકોને કહ્યું કે મહાજન ખાતાનો બાગ છે ને તેમાં ધર્મશાળા પણ છે તે મને બ્રહ્મભોજ વિષ્ણુયાગ એ આહ્નિક સતકર્મો કરવા માટે મારે કબજે આપો એમ કહ્યું એટલે મહાજન લોકો પંચ મળીને તેને તે બાગ કબજે આપ્યો પછે તે કબજે લેનાર શાહુકારે તેમાં જઇને વાસ પૂર્યો પછે તેમાં રહેતાં રહેતાં કેટલાક દિવસો વીતી ગયા એટલે પેલા મહાજનવાળા પંચો મળીને કહ્યું કે તેં સતકર્મ એકે નહિ કર્યું ને કબજો કરીને બેઠો છું માટે હવે અમારો બાગ ખાલી કરી આપ એમ કહ્યું એટલે તે માણસ એમ બોલ્યો કે આતો મારા બાપદાદાનો બાગ છે તે હું તમને કેમ આપુ ? ત્યારે મહાજન લોકે કહ્યું કે ભલા માણસ તને સતકર્મો કરવા માટે કબજો આપ્યો તેમાં તું હવે અવળુ બોલું છું તે તારા ઉપર ફરિયાદ કરશુ ત્યારે તે કહે કે તમારૂં જોય

તો સુખે ફરિયાદ કરો એટલે તે મહાજન લોકોએ ... ફરિયાદ કરી પછે સરકારે તેના ઉપર વારંટ કાઢીને ... તેડાવ્યો એટલે તે આવ્યો પછે સરકારે તેની જુબાની લેવા માંડી ત્યારે તે કહે કે મારોજ બાગ છે ત્યારે સરકાર કહે કે તારા શાહીદી પુરાવા, ખત, કાગળ કંઈ છે. ત્યારે તે શાહુકાર કહે કે મારાજ બાપદાદાનું છે તેમાં મારી પાસે શેના ખત પત્તર માગો છો પછે સરકારે પંચ લોકોને કહ્યુ કે તમારા શાહીદી, પુરાવા હોય તો કહો. ત્યારે તે કહે કે અમારે આખુ મહાજન સાક્ષીજ છે તો ત્યાર પછી સરકારે ન્યાય તોળ્યો કે મહાજન લોક સાચા છે ને તું એક જુઠા બોલો છું એમ અમારા ધાર્યામાં આવે છે માટે જો તુ સાચો હોઉં તો તારા શાહદી, પુરાવા વગેરે રજુ કર નહીતો તને કેદ રાખશું હવે આ દ્રષ્ટાંતનું સિદ્ધાંત એ છે કે ગુરૂ શિષ્યને સમજાવે છે કે આ જીવ જે છે તે શાહુકાર જેવો છે તેણે મહાજનનું પંચ જે આ જગતમાં મહત્પણે વ્યાપેલો પંચ મહાભૂત તેનું આ દેહ છે. તે આ જીવાત્માએ આ જગતરૂપ બાગ તેમાં ધર્મશાળામાં દેહ તે સુવાંગ ધ્યાન ભજન, સંતસમાગમ, જાત્રા, તીર્થ, યજ્ઞ, વ્રત એ આદિક સત્‌કર્મો કરવા માગી લીધું છે પછે કેટલાક વર્ષ લગી તેમાં રહ્યો અર્થાત આ દેહરૂપી ધર્મશાળામાં ઘરડો થતા લગી રહ્યો પણ સતકર્મ કંઈ ન કર્યાં પછે અંત સમો થયો એટલે મહાજન જે પંચભૂત તેમણે કહ્યું કે અમારો બાગ ને ધર્મશાળા ખાલી કરી આપો ત્યારે આ જીવરૂપી શાહુકાર કહે કે તે તો મારા બાપદાદાનુંજ છે. તેમાં તમને શાનું આપું ત્યારે તે પંચ મહાભૂતરૂપી મહાજને યમરૂપી રાજાને ફરિયાદ કરી ત્યારે તે રાજાએ પોતાના દુત મોકલીને પોતાની પાસે બોલાવીને કહ્યું કે આ પંચભૂતનું દેહ તે તારૂં નથી તું તો નોખો છું ને વચમાંથી શા માટે દબાવી પડયો છું જો એ પંચભૂતનો દેહ છે તેને તું પોતાનું સાબીત નહી કરી આપુ અગર એ પંચભૂતને

પાક્યુ નહી આપુ ત્યાં સુધી લખ ચોરાશીરૂપ જેલખાનામાં જનમ મરણરૂપી કેદ ભોગવીશ તે કેવી રીતે તો આ ઓરડીમાંથી આ ઓરડી તે શું તો આ દેહને બીજો દેહ એમ જનમ મરણ ટળશે નહી ને જો એનું અભિમાન તું છોડી દઇને એ પંચ મહાભૂતને સોપી દઇશ તો તને સંમૃતી નહી થાય એમ યમ રાજાએ તે જીવાત્મારૂપ શાહુકારને કહીને કેદ રાખ્યો તેમ ગુરૂ તે મુમુક્ષુને ઉપદેશ કરે છે કે દેહ ઇંદ્રીઓ, અંતઃકરણ તે સરવે પંચ મહાભૂત વગેરેનું છે ને એ દેહાદિક થકી જીવાત્મા નોખો છે તેને પોતાનું સ્વરૂપ, માન ને બ્રહ્મરૂપ માનીને પરબ્રહ્મને ભજ તો જનમ મરણ ટળશે.

### તાત્પર્ય

આ જીવ માયાને આધીન થઇને દેહ, ગેહ, નાત, જાત, દેશ. ગામ વગેરેના અભિમાનનો બંધાયો થકો નિરંતર હજારો કલેશને પામે છે. તે જોઇ વઇરાગ્ય કરી વૃત્તી પાછી વાળી પરમેશ્વરમાં જોડાય તો કાળ, માયાના પાસ થકી મુકાય. પણ આ વાતની બહુધા કરીને કોઇને બરોબર ગરજ જેવું જણાતું નથી મુમુક્ષુ હોય તેજ આ વાતને જાણી શકે છે.

## વારતા ૪૬ મી

### એક ભરવાડ અને વાઘના બચ્ચાની વારતા.

એક ભરવાડ વગડે બકરાં ચારવા ગયો હતો ત્યાં એક વાઘનું બચ્ચું તેના જોવામાં આવ્યુ તેથી તે પોતાને ઘેર લાવ્યો ને બકરાંનું દુધ પાઇને મોટુ કર્યું પછે તે નિત્યે વગડે બકરાં ભેગું ચરવા જાય ને બકરાંની સોબતે કરીને બકરાં જેવુંજ આચરણ કરે. એમ કરતાં તે બચ્ચું મોટું થયું ત્યાર પછે કોઇક દિવસ તે વનમાં બકરાં ભેગું ચરવા ગયું હતું. ત્યાં એક નદી ઉપર વાઘે હુંકારો કર્યો એટલે સરવે બકરાં નાઠાં તે ભેગું બચ્ચું

પણ નાસવા લાગ્યું. તેને જોઇને પેલો વાઘ બોલ્યો કે—હે મુર્ખ તું તો મારી નાતનું છે. ને મારાથી શું કરવા નાસે છે. એમ કહીને તેને ઉભું રાખ્યું પછે તેને કહ્યું કે-તું મારી નાતનું છું. ને જો તને પ્રતીતી ન આવતી હોય તો આ પાણીમાં જો. તારૂં સ્વરૂપ ને મારૂં સ્વરૂપ એક સરખું મળતું આવે છે કે નહિ. જો મળતું આવતું હોય તો તું મારી નાતનુંજ છું એમ કહ્યું એટલે તેણે પાણીમાં જોયું. ત્યાં તો પોતાનું રૂપ પણ તે વાઘના જેવુંજ દેખાયું, તેને જોઈને તે વાઘનું બચ્ચું આશ્ચર્ય પામી ને પેલા વાઘ ભેગું જવાનો મનસુબો કર્યો. તેને પેલા વાઘે કહયું કે—તું આમાંથી આપણે બેને વાસ્તે એક શિકાર લઇ લે. એટલે તે પોતાના ટોળામાંથી એક બકરૂં લઈને પેલા વાઘ ભેગું તે વાઘનું બચ્ચું જતું રહ્યું.

તાત્પર્ય—

આ વાતમાંના વાઘના બચ્ચાની પેઠે આ જીવ છે તે સત્તાવાન થતાં નિર્માલ થઇને ચોવીસતત્વ માયાનું ટોળું તેના ભેગો ભળી જઈને દુઃખ પામતો હતો તે જીવને ગુરૂએ સમજાવીને કહ્યું કે—તું તો જીવાત્મા છું. ને ઈંદ્રીઓ અંતઃકરણથી જુદો છું. ને ચઇતન્ય છું ને દેહાદિક જડ છે. તે જડ એવાં દેહાદિક ને મુકીને આ જીવ પરમાત્માને પામે છે માટે વાઘની પેઠે એ ટોળાને પોતાનું ન માનવું. એથી પોતાને નોખો માનીને પરમેશ્વરનું ભજન કરવું તો આ જીવની મુક્તિ થાય.

---

## વારતા ૪૭ મી

## ભૂતના દષ્ટાંતની.

એક માણસે એક ભૂત સાધ્યો હતો. તે તેને કામ ન બતાવે તો ખાવા તઈયાર થાય. તેને શોકે કરીને ચિંતામાં તે માણસ દુબળા જેવો દેખાય ને ઉદાસી ફરે. તેને કોઈક અનુભવી

સારો માણસ મળ્યો તેણે તેને પુછયું કે—આમ તમારા દેહના હવાલ કેમ દેખાય છે. ત્યારે તેણે પોતાનું વૃતાંત કહી દેખાડયું એટલે તે માણસે તેને એક ઉપાય બતાવ્યો કે—એને મોટી પાલમાં મોકલીને સોગાંઠનો મોટો પાલખીનો દાંડો થાય એવડો વાંસ એની પાસે મગાવીને પોતાના બારણામાં ઉભો રોપાવીને પછે એને એમ આજ્ઞા કરી મુકવી કે—આ વાંસડે ચડવું ને ઉતરવું ને હું બોલાવું તોજ આવવું ત્યાં સુધી વાંસડે ચડ ઉતર કરવું પણ વચમાં ઉભું રહેવું નહિ. એમ પેલે અનુભવી પુરૂષે ઉપાય બતાવ્યો. એટલે તે માણસે તે ભૂત પાસે તેમજ કરાવ્યું એટલે તે માણસ સુખીઓ થયો.

## તાત્પર્ય

આ જીવને મન છે તે ભૂતની પેઠે અધર્મના ઘાટ ઘડાવીને કલ્યાણના મારગ થકી પાડી નાંખે છે વાસ્તે એને ભગવાનની મુરતી રૂપી વાંસડે ચડાવવું તે નખથી શીખા પર્યંત ભગવાનની મુરતીનું ચીંતવન કરાવવું ને તેમાંથી થાકે તો કથા વારતામાં જોડવું. આ રીતે કરવાથી આ જીવને સુખ શાંતિ થશે. ને આમ કર્યા વિના તો આ જીવને દુઃખનો પાર ન આવે તે માટે વિચારીને આજ રીતે કરવું.

---

## વારતા ૪૮ મી.

## જય મંગલ હાથીનું દ્રષ્ટાંત.

કોઇક માણસે મુકત્તાનંદ સ્વામી પ્રશ્ન પુછયું કે—આ જગતમાં લોકો ભાગવતની સત્યા કરે છે પણ તેણે કરીને કોઈનું કલ્યાણ થતું માલમ પડયું નથી. ને પરીક્ષીત રાજાનું તો સાત દીવસમાં કલ્યાણ થયું. ત્યારે મુકત્તાનંદ સ્વામીએ દ્રષ્ટાંત દીધું કે—એક રાજાને જય મંગલ નામે એક હાથી હતો. તે હાથીનો એવો પ્રતાપ કે—પોતાની સામો કોઈ શત્રુ લડવા આવે તો

જયમંગલની સુંઢમાં તરવાર આપે ને તે હાથીને પુંજીને પ
આગળ કરે. ને જઈને સામા લશ્કરની જોડે લઢાઇ કરે. તો
કરીને તેની જીત થાય પછે તે હાથી કાળે કરીને મરીગયો
પછે તેના બે દંતુશળ તે રાજાએ રાખી મુક્યા હતા. પછે કોઇ
સમે પોતાના શત્રુને સામે લડવાનો વખત તે રાજાને આવ્યો હતે
તેથી તેણે તે દંતુશળને પુંજીને પછે તેની ઉપર તરવાર મુકી
ને પછે તે શત્રુ સામો લડવા ગયો. તે હારીને આવ્યો પણ
જીત ન થઇ.

## તાત્પર્ય.

આવી રીતે આ જગતમાં સત્યા કરે છે પણ વાંચનાર
શુકદેવજી જેવા જોઇએ ને શ્રોતા જે સાંભળનાર તે પરીક્ષીત
જેવા જોઇએ. આવી રીતનું બનાવ હોય તો જીવનું કલ્યાણ
થાય ને તે વિના તો આ દ્રષ્ટાંત દીધું તેમ છે. કેમકે તે રાજાની
જીત થતી હતી તે જયમંગલ હાથીને પ્રતાપે થતી હતી. તેમજ
પરીક્ષીતનું કલ્યાણ થયું તે પણ શુકદેવજીને જોગે કરીને થયું
એમ જાણવું.

## વારતા ૪૯ મી.

## મોતીઆ ગધેડાની વાત.

એક કુંભારને મોતીઓ નામે ગધેડો હતો તેના ઉપર
નિત્યે નદીમાંથી વાસણ કરવા તે કુંભાર ધુળ લાવતો એક દીવસ
તે કુંભારની સ્ત્રીનું નામ પુંજી હતી. તે પુંજી ઓઝી તેને
લઇને ધુળ લેવા નદીમાં ગઈ હતી. ત્યાં વાગે હુંકારો કર્યો.
એટલે પેલો ગધેડો કુદફાંદ કરીને દોરડું તોડી નાંખીને નાશી
ગયો. પછે તે ઓઝીએ ઘણો ઉંચો હાથ કરીને બોલાવ્યો પણ
તે ફરીને આવ્યોજ નહિ.

### તાત્પર્ય

જીવ છે તે ગધેડાને ઠેકાણે છે તે માયારૂપી ઓડીને હાથ પડીને રાત દહાડો સંસારના લગડાં ઉપાડયા કરે તેમાં કોઈક સદગુરૂ મળ્યા તેણે પરમેશ્વરના જ્ઞાનરૂપી હુંકારો કર્યો. એટલે માયાના હાથમાંથી મુક્ત થઇ ગયો પછે ફરીવાર માયાના હાથમાં ન આવ્યો.

---

## વારતા ૫૦ મી.

## એક હાથી અને હાથણીની વાત.

એક જંગલમાં હાથી બહુ રહેતા તેમાં એક હાથી પોતાની હાથણી સાથે ચરતો ચરતો એક નદી ઉપર આવ્યો ને પાણી પીધુ. પછે ત્યા સામે કાઠે એક ખેતર હતું તેમાં મોટા મોટા પારસ એરંડાના ઝાડ હતાં. તેને જોઈને પેલી હાથણી પોતાનો વાંસો ઘસવાને માટે દોડી, ત્યારે હાથી બોલ્યો કે—સાખી

હેરંડી એરંડ હે, પત દેખી મત દોર, કુંજર ટલ્લા જો સહે સોર્વ તરૂ તો ઓર. એ હાથીએ હાથણીને કહ્યુ કે—તુ ઉતાવળી જાય છે પણ એનાં મોટાં પાંદડાં જોઈને મોહ ન પામીશ. કારણ કે—એતો એરંડનાં ઝાડ છે તે તારો ધક્કો નહી ખમે અને હાથીનો ધક્કો ખમે એવાં ઝાડ તો જુદાજ હોય.

### તાત્પર્ય

આ જગતમાં જરા ઠાઠ માઠ કરીને માણસ બહાર નીકળે તેને જોઈને અણસમજુ હોય તે મોહ પામે છે. ને એમ જાણે જે આ માણસ ખાનદાન હશે. એમ ધારે છે પણ કેટલાક હલકા માણસો બહુધા કરીને ઠાઠ વધારે રાખે છે, અને વળી તેમજ આ જગતમાં ગુરૂ થઈને ફરે છે. ને વીર વિદ્યાઓ સાધે છે તેથી લોકોને બાધાઓ આપે તથા ગ્રહસ્થના છોકરાંને ઉજયણી નાંખે એ ખાનીક ઉપરથી ડોળ કરે. એટલે જગતમાં પુંજાય. પણ

દેહની અંતે મુક્તિ ન થાય અને સાચા ભગવાનના એકાંતિક સંત હોય તે તો બહુધા કરીને પોતાનું સાધુપણું કોઈની આગળ માલમ પડવા દેતાજ નથી. ને આ જગતને ને જગત સંબંધી પદાર્થોને ખોટા જાણીને તેમાં મોહ નથી પામતાં. એવા સંતની આ જીવને ઓળખાણ થાય તો એના જીવનું રૂડું થાય.

---

## વારતા ૫૧ મી.

### પાંડવના યજ્ઞની વાત.

પાંચભાઇ પાંડવોએ મળીને રાજસુયજ્ઞ કર્યો. તેમાંપાકશાળાના અધિપતિ ભીમને કર્યા હતા. આરીતે યજ્ઞ થતો હતો તેમાં રૃષિઓ બહુ જમતા હતા. પણ તે જમવે કરીને રૃષિઓ દેહે કરીને પુષ્ટ ન થયા. ને નબળા દેહવાળાજ તપસ્વી રહ્યા. તેને જોઇને શ્રીકૃષ્ણ ભગવાન તેમને યુદ્ધિષ્ટરી રાજાએ પુછયું કે—આ આપણા યજ્ઞનું અન્ન જમીને ઋષિ પુષ્ટ કેમ નથી થતા. ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન કહે કે—ભીમનો એમને ત્રાસ બહુ છે. શી રીતે તો જમવાનો પાક સારો સ્વાદુ થાય. ત્યારે વધારે જમાય. એવી તો એક રીતજ છે તે સ્વાદુ થાય ત્યારે તે ઋષિઓ વધારે જમે. ને કોઇ દિવસે થોડું સ્વાદુ થાય તો થોડુ જમે. તે જોઇને ભીમ ચીડ કરીને ખીજે તે જો ખુટે તો ખીજે ને કહે કે બધું ખાઇ ગયા. ને ખુટાડયું. ને ઓછું જમે તોપણ ખીજે ને કહે કે આટલું રાંધેલું બગાડયું એમ એ ઋષિઓને માથે ત્રાસ છે તેથી પુષ્ટ નથી થતા. ત્યારે યુધિષ્ટરી કહે કે—ભીમને કોઇથી કહેવાય તેમ છે નહીં. તેથી હવે એમનો ત્રાસ મટે એવો શો ઉપાય કરવો. ત્યારે શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું કે—એ ભીમને સાતવત ઋષિને નોતરૂં દેવા મોકલો એ ઋષિના આશ્રમમાં જશે. ત્યાં તે ઋષિ ઉપદેશ કરશે. એમ શ્રી કૃષ્ણ ભગવાને

કહ્યું એટલે યુદ્ધિષ્ટીર રાજાએ ભીમને જુક્તિ લાવીને કહ્યું કે આપણા યજ્ઞમાં સાતવત રૂષી આવ્યા નથી. માટે તેમને આમંત્રણ કરી બોલાવી લાવો એમ કહ્યું એટલે તે ભીમસેન તે ઋષિને બોલાવવા માટે તેમના આશ્રમ પ્રત્યે જતા હતા. ને તે ઋષિનું આશ્રમ થોડું છેટે રહ્યું એટલે બહુજ દુર્ગંધી આવવા માંડી. એટલે ભીમે વિચાર કર્યો કે—આટલી દુર્ગંધી કયાંથી આવતી હશે. ને તે શાની હશે એમ વિચાર કરતાં થોડેક આગળ ગયા. એટલે મોં ઉપર કપડું આડું દેવું પડયું. ને રૂષીના આશ્રમ આગળ ગયા ત્યાં તો ઉલક થાય એવી દુર્ગંધી આવવા માંડી. પછે તે ભીમે રૂષીને આગળ જઇને નમસ્કાર કરીને કહ્યું કે—હે રૂષીરાજ આવી દુર્ગંધીમાં આ આશ્રમમાં તમે શી રીતે રહી શકો છો ? ત્યારે તે રૂષી બોલ્યા કે—હે પુણ્યશાળી રાજપુત્ર જે જે કૃત કર્યાં હોય તે તો તેનેજ ભોગવવાં પડે છે. માટે મારૂં કૃત કરેલું મને નડે છે. એમા બીજા કોને દોષ દઈએ. ત્યારે ભીમે પુછયું કે—એવું તમારે શું કૃત્ય થયુ છે. જેથી તમારે ભોગવવું પડયું, ત્યારે તે રૂષી કહે કે—કોઈક રાજાનો યજ્ઞ થતો હતો તેમાં હું પાકશાળાનો અધિકારી હતો. તે હું કોઇ વખત પાક બગડે કોઈક વખત ખુટે તેથી રૂષીઓને તીરસ્કાર કરતો હતો તે અપરાધે કરીને મારા મોંઢાનોજ શ્વાસ ગંધાય છે. હવે દેહની દુર્ગંધી છે તેને મુકીને કયાં જવાય. ત્યારે ભીમે વિચાર્યું કે—હું પણ પાકશાળાનો અધીકારી છું ને મારે પણ રૂષીઓનો અપરાધ થસે. તો મારી પણ આ ગતી થશે એમ પોતાના મનમાં તે વાત સારી પેઠે ઠસાવીને તે રૂષીને બોલાવીને આવ્યા પછે યુદ્ધિષ્ટીર રાજાને આવીને કહ્યું કે—આ પાકશાળાનું કામ બીજા કોઈને સોંપો. ત્યારે તે કહે કે કેમ ભાઈ, શાકારણ પણામાટે ત્યારે ભીમસેને બધી વાત પોતાના ભાઈ આગળ કહી બતાવી. ત્યારે યુધીષ્ટીર રાજા કહે કે—બગડે સુધરે તેનું કંઈ નહી પણ તે કામ તો તમેજ કરો. પછે પાક બગડે, સુધરે, વધે,

ઘટે તોપણ તે ભીમસેન કોઈ દહાડો કંઈપણ ન બોલે એટલે પેલા જમનાર ઋષિઓને સુખ શાંતી થઈ. એ રીતે યજ્ઞ પુરો થયો.

### તાત્પર્ય.

કોઇક અધિકારને પામીને પણ ગરીબ જીવ ઉપર દયા ન લાવતાં ત્રાસ ન દેખાડવો. કારણકે આવા મોટા રૂષી હતા તેને પણ અપરાધ ભોગવવો પડયો હતો તો આપણ તો અલ્પ જીવ કહેવાઇએ તે સવળું કરતાં આપણું તો અવળું થઈ જાય માટે કોઇ જીવને ત્રાસ થાય એમ તો અધિકારને અંગે ન વરતવું તો બીન અધિકારે સાધારણ ગ્રહસ્થ હોઇએ તો આ વાત વિચારીને બીવુંજ જોઇએ એમ નકકી છે તે વાત સૌ ધારવી.

---

### વારતા પર મી.

### લેણુદાર ને દેણુદાર એ બે પુત્ર વિષે.

એક બ્રાહ્મણ સમર્થ શાહુકાર હતો તે પેલા જન્મને વાયદે લોકોને ધન આપતો હતો તેને ઘેર કોઈક પરદેશી બ્રાહ્મણ રૂપીઆ લેવા આવ્યો તેને રસોઇ કરાવીને જમાડયો ને એક ઢોલીએ બેસાડયો તેવામાં તે બ્રાહ્મણને બે પુત્ર હતા તેમાં એક મોટો પુત્ર હતો તે ખાઇ પીઇને ઢોલીએ સુઇ રહે ને નાનો પુત્ર હતો તે ઘરનું કામકાજ કરે. તે પુત્ર સીમમાંથી લાકડાંનો ભારો લઇ આવીને ઘરમાં નાખે તેને પેલા પરદેશી બ્રાહ્મણે પુછયું કે—તમે કોણ છો ત્યારે તે પુત્ર કહે કે હું આ બ્રાહ્મણનો છોકરો છું ત્યારે તે પરદેશી બ્રાહ્મણ પેલા શાહુકાર બ્રાહ્મણ પ્રત્યે બોલ્યો. કે—આ તમારે ઘેર અન્યાય કેમ છે કારણકે એક છોકરો ખાઇ પીઇને મોજ માણે છે ને એકની પાસે નીચી ટેલ લાકડાંના ભારા મંગાવો છો એ તમારે ઘટતું નથી. કારણ કે તમે મોટા શાહુકાર થઇને પુત્રની પાસે ચાકરના જેવી નીચ ટેલ કરાવો છો તે અજુકત્ત છે. તારે તે શાહુકાર બ્રાહ્મણ પરદેશી

બ્રાહ્મણુ પ્રત્યે બોલ્યો કે તે નાના છોકરાને પુછો. કે આ અન્યાય કેમ ચાલે છે એ રીતે બધી વીગત પાડીને પુછશો તેનો જવાબ મળશે. ત્યારે તે પરદેશી બ્રાહ્મણે લાકડાં લાવનાર નાના પુત્રને પુછયું કે ત્યારે તે પુત્ર બોલ્યો કે અમો બે ભાઈ છીએ ને લેણુ દેણુના સંબંધવાળા છીએ કારણકે—મારો ભાઈ મારા બાપ પાસે પૂર્વેનો લેણુકાર છે ને હું મારા બાપનો પૂર્વેનો દેણુદાર છું તે એમનું દેવું વળે તેટલા માટે હું એમના ઉતરેલાં, જુનાં, ફાટાંતુટાં, વસ્ત્ર પેરીને એમની ટેલ કરૂં છું તે ટેલ કરતાં કરતાં હવે એનું દેવું વાળી ચુકયો છું. તે હવે હું કાલ સવારે ભાગોળ ઉપર લોટો લઈ જઈશ ત્યાં બે પાડા વડસે. તેમાં હું પીલઇને મરી જઇસ ને મારો ભાઇ મારા બાપ પાસે પુર્વેનો લેણુદાર છે તેથી બેડો બેડો મોજ માણે છે તે એમનું લેણુદેણુ ચુકતે હીસાબે પુરૂં થઇ જશે એટલે એમનો બાપ દીકરાનો સંબંધ મટી જશે ને જેનાં જેવાં કર્મ ને અનુસારે સુખ દુઃખને ભોગવશે આટલી વાત કરીને તે છોકરો જમવા ગયો ને પેલો બ્રાહ્મણુ સુઈ રહ્યો પછે બીજો દીવસ થઓ એટલે પેલો છોકરો લોટો લઈને ભાગોળ ઉપર ગયો ત્યાં બે પાડાની લડાઈ વચ્ચે આવી ગયો તેથી તે મૃત્યુંને પામ્યો આવી રીતનું નાટને જોઈને પદેરશી બ્રાહ્મણુ ચમકી ગયો ને બીવા લાગ્યો ત્યારપછે તે છોકરાને બાળી આવીને પેલા શાહુકાર બ્રાહ્મણે પેલા પરદેશી બ્રાહ્મણને કહ્યુ કે—હવે તમારે પેલા જન્મને વાયદે જેટલા રૂપીઆ લેવા હોય તેટલા માગીલ્યો હું આપું ત્યારે તે પરદેશી બ્રાહ્મણુ બોલ્યો કે—મારે તમારા રૂપીઆ નથી લેવા કારણકે તમારા રૂપીઆ લઈને પાછા વ્યાજે સહીત ભરાપુરા આપવાં પડે તે બહુ કઠણુ પડે કેની પેઠે તો આ કોઇક દેણુદાર તમારો પુત્ર થઇને તમારૂં દેવું પુરૂ કરીને ચાલ્યો ગયો. તેમજ મારે પણુ થવું પડે માટે એ રૂપીઆ નથી જોઇતા એમ કહીને રજા માગીને ચાલ્યો ગયો.

## તાત્પર્ય

આ ઉપરથી એમ સમજવું કે જે માબાપને પેટ જન્મ લીધો હોય તેની તાબેદારી ખરેખરી કરવી. ને તે માબાપોને રાજી કરી આશીર્વાદ પામવો. તોજ તેના રેણ થકી છુટીએ પણ તે વીના બીજો કાંઈ આપણાથી તે માબાપનો બદલો વળે તેમ નથી અને વળી તેજ રીતે પરમેશ્વરનો પણ બદલો આપણા થકી વળે તેમ નથી કારણકે દેવતાને દુલંભ એવો આ મનુષ્યનો દેહ તે ભગવાને દયા કરીને આપણને આપ્યો છે. ને હવે જો આપણ એ ભગવાનની આજ્ઞા પ્રમાણે નહી ચાલીએ તો એ જેવું શું બીજું ભુંડું કેમકે કરો જે કૃત્ય આપણે ન જાણ્યું કેવાય. અર્થાત કૃતઘ્ની કહેવાઈએ શાથી કે આ જગતમાં દાકતર વીગેરે વઈદો, માણસોનો હાથ પગ વીગેરે ભાંગ્યો હોય તો તેને સાજો કરે છે એટલે તે વઈદનું પેલો માણુસ જીવતા સુધી ગુણ મુકતો નથી ને પરમેશ્વરે તો દયા કરીને આવું ભરીપુરૂ સાજે સમું મનુશ્યનો દેહ સર્વે અંગોએ સમપુરણ આપ્યું છે પણ આંધળા લુલા કે બહેરા, ઠુંઠા કર્યા નથી હવે તેના ગુણ જો ન માનીએ તો એ જેવું કોઈ પાતક નથી એમ જાણીને નિરંતર ભગવાનનાં વચનમાં રહેવું પણ કૃતઘ્ની ન થવું.

---

## વાર્તા ૫૩ મી.

### મનુષ્યના વિશ્વાસ ઉપર

જગતમાં એમ કહેવાય છે કે આતો વીસવસાનું માણુસછે તે વીસવસા કહેવા સારૂ આ વાર્તા પશુને દષ્ટાંતે કરીને કહીએ છીએ ડાહ્યા મનુષ્ય હોય તેમણે નીચે દર્શાવેલા શ્લોકને અનુસારે જાણવું.

सिंहादेकं बकादेकं शिक्षेच्चत्वारि कुक्कुटात्,
वाय सात्पच क्षेच्चषत् सुनस्त्रीणि शिगर्दभात्.

અર્થ:—ડાહ્યા માણુસે સિંહ અને બગલા પાસેથી એકેકો ગુણ કુકડા પાસેથી ચાર ગુણ, કાગડા પાસેથી પાંચ ગુણ, કુતરા પાસેથી છ ગુણ અને ગધેડા પાસેથી ત્રણ ગુણ શીખવા યોગ્ય છે સિંહનો ગુણ કહે છે. શ્લોક

प्रस्तुतं कार्यमल्पं वा तन्नर कर्तुमिच्छति,
सर्वारंभेण तत्कार्यं सिंहादेकं प्रचक्षते.

હવે સિંહ પાસેથી એક ગુણ લેવો તે બતાવે છે જેમ સિંહ નાનું અથવા મોટું કામ કરવુ હોય તો દ્રઢતા અને હિંમત રાખીને કરે છે તેમ મોટું અથવા નાનું કાર્ય પુરૂષે કરવા માંડવું તે બધા પ્રકારે ધૈર્ય તથા દ્રઢતા પુર્વક કરવું આ ગુણ સિંહનો લેવો.

હવે બગલાનો ગુણ કહે છે. શ્લોક

इंद्रियाणि च संयम्य बकवत् पंडितो नरः
देशकालबलं ज्ञात्वा सर्व कार्याणि साधयेत्.

અર્થ:—પંડિત પુરૂષે ઇંદ્રિયોને નિયમમાં રાખીને દેશ, કાળ, અને બળને જાણીને સર્વ કાર્ય બગલાની પેઠે સાંધવાં આ ગુણ એક બગલા પાસેથી લેવો. શ્લોક

प्रत्युत्थानं च युद्धं च संविभागं च बंधुषु,
स्वयमाक्रम्यभुक्तं शिक्षेचत्वारी कुक्कुरात्.

અર્થ:—યોગ્ય સમયે જાગવું લડવામાં ઉદ્યોગી રહેવું પોતાના બંધુઓને યોગ્ય વિભાગ આપવા અને પોતે શ્રમ લઇ ચારે કોરે ફરી એકઠું કરેલું અન્ન બીજાને સાથે રાખી જમવું આ ચાર ગુણ ડાહ્યા માણુસે કુકડા પાસેથી લેવા. હવે કાગડાનો ગુણ કહે છે. શ્લોક

गूढमैथुन चिरत्वं काले काले च संग्रहम.
अप्रमत्तम विश्वासं पंचशिक्षेच्च वायसात्

અર્થ:—છાનું મઈથુન, ધઈર્યંતા સમયે સમયે ભક્ષનો સંગ્રહ કરવો; સાવધપણું રાખવું. અને કોઈનો વિશ્વાસ ન કરવો. એ પાંચ ગુણ ડાહ્યા માણુસે કાગડા પાસે શીખવા.

હવે કુતરાના ગુણ કહે છે. શ્લોક

बव्हाशी स्वल्प संतुष्टः सनिद्रो लघुचेतनः
स्वामि भक्तश्च शूरश्च षडे ते श्वान गुणाः

અર્થ: —કોઇ સમયે મળે ઘણું ખાવું કોઇ સમયે થોડું પ્રાપ્ત થાય તો તેથી પણ સંતોષ રાખવો ઘણી નિંદ્ર છતાં પ્રાપ્ત થાય તો તત્કાળ જાગી સચેત થવું પોતાના પાળકની તન મનથી સેવા બજાવવી અને લડવાને સમયે સૂરતા રાખવી આ છો ગુણ ડાહ્યા માણુસે કુતરા પાસેથી શીખવા.

હવે ગધેડાના ગુણ કહે છે શ્લોક

सुश्रांतोऽपि वहेद्भारं शीतोष्णे न चपश्यति,
सतुष्टश्चरते नित्यं त्रीणि शिक्षेच्च गर्दभात्

અર્થ:—ઘણો થોક લાગવા છતાં ભારનું વહન કરવું અને ટાઢ તડકો પણ સહન કરવો ને નિરંતર સંતોષ રાખી વીચરવું આ ત્રણ ગુણ સુજ્ઞ માણુસે ગધેડા પાસેથી શીખવા.

તાત્પર્ય

य एतान् वींशतीं गुणाना चरिष्यति मानव,
कार्यावस्था सुसर्वासु अजेयः सभविष्यति.

હવે આ ઉપરના ગુણો પશુમાં છે તો તે પશુઓ શાસ્ત્રમાં લખાઇ ગયાં ને ગુણ વિનાનાં જેમ મનુષ્યો તે પશુના પાડમાં પણ ન આવ્યાં તે ઉપર મોટા પુરૂષનું વચન છે કે:—

વ્યાસે (વાલ્મીકે) વખાણ્યાં વાંદરાંને વ્યાસે વછાડ્યા પશુંપાળ

નિષ્કુળાનંદ કહે મનુષ્ય સર્વે ન આવ્યા પશુને પાડ

આ રીતે બીજા શાસ્ત્રોમાં પણ ઘણાંક વચનો છે તે વિચારી જોવાથી માલૂમ પડી આવશે.

---

## વારતા ૫૪ મી

## ચંદ્રકાંત મણીનું દ્રષ્ટાંત

કોઈક વખતે માન સરોવરમાં હંસ આકાશ માર્ગે ઉડીને જતો હતો તે કોઈક વગડામાં સારૂ ઝાડ જોઈને તે ઉપર બેઠો હતો તેના સમીપે એક ખેતર હતું તેમાં કાળીગડાના વેલા હતા તેણે એક ફળ પાકેલું હતું તે જોયું એટલે તે હંસને ખાવાની લાલચ થવાથી તે કાળીગડામાં ચાંચ મારી એટલે તેની ચાંચમાં માનસરોવરની પાળેથી ચાંચને ઘસવે કરીને મણી ચોંટી રહેલો હતો તે પેલા કાલીંગડામાં પડી ગયો પછે થોડું ફળ ખાઈને તે હંસ પોતાને માર્ગે ચાલ્યો ગયો ને ફળ કોઈક વગડામાં બકરી ચારનાર ભરવાડ હતો તેને હાથ આવ્યો એટલે તે ફળ તે ભરવાડે લઇને ખાવા માંડયું એટલે તેમાંથી મણી નીકળ્યો તેને જોઈને તેણે એમ જાણ્યું કે આ પથરો સારો છે તેને આ મારી સારી બકરીના કોટમાં બાંધીશ એમ ધારી ઘેર લાવીને એક દોરડીમાં બીજા પત્થરના મણકા ભેગો એને પણ પરોવીને બકરીનાં ગળામાં બાંધ્યો પછે તે ભરવાડ નીત્યે બકરાં ચારવા જતો તે ચારીને એક દીવસ સાંજરે પોતાને ઘેર આવતો હતો તેને માર્ગમાં એક શેઠીઓ મળ્યો તેણે પેલો મણી દીઠો એટલે તે શેઠે વીચાર કર્યો કે આ બકરીના કોટમાં નંગ છે તે પાંચ દસ રૂપીઆની કીંમતવાળું માલમ પડે છે તેને ભરવાડ પાસે માગીસ તો નહી આપે ને જો એ બકરી વેચાતી લઇશ તો તે ભેગું એ નંગ આપશે એમ ધારીને તે વાણીએ તે ભરવાડને કહ્યું કે મારે એક બકરી જોઇએ છીએ તે આપશો ત્યારે તે ભરવાડ કહે કે આટલા બકરાંમાંથી તમારે ગમે તેવી બકરી લઈ

જાવ એમ કહ્યું એટલે પેલે શેઠીએ તેજ બકરી બતાવી. તો તે ભરવાડ કહે કે આ બકરી તો બહુ સારી છે માટે એનું વધારે મુલ આપવું પડશે. માટે એથી બીજી લ્યો. ત્યારે તે શેઠ કહે કે એજ બકરીના તું કહીશ તેટલા રૂપીઆ આપીશ પણ એ બકરી લઇ જઇશ. એમ કહ્યું એટલે તે ભરવાડ કહે કે એના તો પાંચ રૂપીઆ લઈશ. ત્યારે તે શેઠ કહે કે પાંચ લે. એમ કહીને પાંચ રૂપીઆ આપા ને બકરી લઈ ચાલ્યો એટલે પેલો ભરવાડ કહે કે ઉભા રહો ઘરેણું છોડી લેવા દો. ત્યારે તે વાણીઓ કહે કે એતો બકરી ભેગું આવી ગયું તે હવે નહિ છોડવા દઉં ત્યારે ભરવાડ કહેકે બકરી વેચી પણ ઘરાણું વેચ્યું નથી. માટે ઘરેણું તને નહિ આપું ત્યારે તે વાણીઓ કહે કે લે છઠો રૂપીઓ પણ ઘરેણું છોડું તો મને અપશુકન થાય એમ કહીને એક રૂપીઓ વધારે આપીને બકરી ઘેર લઈ ગયો પછે તેની કોટેથી પેલો મણી કહાડી લઇને તે બકરી બીજાને વેચાતી આપી દીધી ને પેલો મણી લઇને કોઇક મોટા શહેરમાં જઇને ઝવેરીની દુકાને બતાવ્યો એટલે તેણે કીંમત કરીને કહ્યું કે—સો રૂપીઆ મળશે તમારે આપવો હોયતો રૂપીઆ લ્યો. એમ કહ્યું એટલે તે વાણીએ વિચાર્યું કે—છ રૂપીએ સો રૂપીઆ મળે છે. હવે શા વાસ્તે નહિ આપીએ એમ મનમાં વિચાર કરી તે વાણીએ મણી આપી ને સો રૂપીઆ લઇને પોતાને ઘેર ગયો ત્યારપછે તે નંગ લેનાર ઝવેરીએ મુંબાઈ જેવા શહેરમાં જઈને મોટી દુકાનવાળા ઝવેરીને તે નંગ બતાવ્યો એટલે તેણે તે મણીની એક લાખ રૂપીઆ કીમત કરીને કહ્યું કે લાખ રૂપીઆ મળશે. એમ કહ્યું એટલે તેણે બહુ લાભ મળ્યો એમ ધારીને તે મણી આપીને લાખ રૂપીઆ લઇને પોતાને ઘેર ગયો ત્યારપછે એ મોટા ઝવેરીએ તેથી મોટા શહેરમાં જઇને મોટા ઝવેરીને બતાવ્યો ત્યારે તે હીરાની કરોડો રૂપીઆ કીંમત થઇ પછે તે ઝવેરીએ કરોડો રૂપીઆ આપીને તે મણી લીધો. તેણે વળી વિલાયત જેવા

મોટા દેશોમાં કોઇક મોટો જબરો વેપારી હશે તેને બતાવ્યો એટલે તે વેપારીનો છોકરો ઘેર હતો તેનો બાપ પરદેશ ગયો હતો તે છોકરાને યથાર્થ કીંમત કરવાની બુદ્ધિ નહોતી તેથી છોકરાથી કીંમત ન થઇ શકી એટલે છોકરે તે વેપારીને કહ્યું તમારે આ નંગ આપવું છે ત્યારે તે કહે કે હા ત્યારે તે છોકરો કહે કે દહાડો ઉગે ત્યાંથી દહાડો આથમે ત્યાં સુધી ધન લેવું એ રીતે ત્રણ દીવસ મારા ખજાનામાંથી તું તારા હાથે જેટલા રૂપીઆ લેવા હોય તેટલા લે એટલી કીંમત હું તને આપું છું એટલે પેલો ઝવેરી રાજી થઓને પેલું નંગ આપીને રૂપીઆ લેવા માંડયા એટલે પેલા શેઠીઆ ઉપર તેમના ભાઇબંધોએ કાગળ લખવા માંડયો કે તમારો છોકરો ગાંડો થયો છે તેણે તમારો ખજાનો લુટાવી દેવા માંડયો ને જરાક નાનું સરખું ચણા જેવડું એક નંગ લીધું તેમાં તમારી સમ્રધિ બધી આપી દીધી. એવા એવા કાગળો પાંચ પચીસ ગયા તેને વાંચી જાણી ને વિચાર કર્યો કે મારો છોકરો ડાહ્યો છે તે છેતરાય એવો નથી પણ દેવની ગતી ન્યારી છે કદાપી દૈવ વાંકા હોય તો એ પુત્રનો પણ શો વાંક એમ જ્ઞાને કરીને સ્થિર બુદ્ધિ રાખી પોતાનું કાર્ય થઇ રહ્યું એટલે હજારો રૂપીઆનો માલ ભરાવીને પોતાના દેશપર વળ્યો. પોતાનું ગામ થોડેક છેટું રહ્યું એટલે આગળથી ખબર મછવાવાળાએ કહી કે—ફલાણા ફલાણા નગર શેઠીઆ આવ્યા. એવી વાત રાજાને કાને આવી એટલે રાજાએ તોપો છોડાવીને તે શેઠીઆને આનંદ આપ્યો. પછે તે શેઠીઓ પોતાને ઘેર આવ્યો સૌ લોકો ભાઇબંધ દોસ્ત મળવા આવ્યા તે પણ સૌ સૌને ઘેર ગયા પછે એક દીવસ સુખ ચેનમાં તે શેઠ બેઠો હતો. તે વખતે પોતાના પુત્રને બોલાવ્યો ને કહ્યું કે હું ગયા પછે તેં કેટલો વેપાર કર્યો ને સી સી રકમ કમાયો તે મને બતાડો એમ કહ્યું એટલે તે છોકરે તે લીધેલું નંગ પોતાનો પટારો ઉઘાડીને માંહી એક પેટી હતી તેમાં સોનાના ડાબલામાં

મુક્યું હતું તે નંગ પોતાના પિતાના હાથમાં આપ્યું તેને જોઈ ને પેલો નગર શેઠીઓ વીચાર કરવા લાગ્યો કે આ નંગ તો અમુલ્ય છે પણ એની કીંમત થઇ શકે તેમ નથી એમ ધારીને પોતાના પુત્રને પુછ્યું કે આની કેટલી કિંમત આપી ત્યારે તે છોકરો બોલ્યો કે—આપડા ઘરની જેટલી સમ્રધિ હતી તેટલી બધી આપી દીધી છે ને પૈસા દાગીના વીગેરે કંઈપણ ઘરમાં નથી આ રીતનાં વચન સાંભળીને તે શેઠીઓ માથું ડોલાવવા મંડયો ને એમ બોલ્યો કે આપડી આ શહેરમાં કયાં ધીર ન હોતી જે એ બીચારા ગરીબને છેતરી લીધો એતો આપણું કામ નહિ કારણકે પરમેશ્વર અસત્ય ચાલનાર ઉપર રાજી થતા નથી ને આબરૂદારને કામ કરવું ઘટતું નથી એમ કહીને ઠપકો દઈને કહ્યું કે આ વાત કોઈને કહીશ નહિ નહિતર આપણી લોકમાં આબરૂ જશે એમ કહી પછે જેમ હતો તેમ તે મણી ઠેકાણે મુકાવ્યો પછે જ્યારે સરદઋતુમાં માણેકઠારિ પુનમ આવી તે દીવસ તે નગર શેઠીએ પોતાના પુત્રને કહ્યું કે મને એ મણીની જેટલી પરિક્ષા છે તેટલી હું તને બતાડી દઉ માટે તે મણી મારી પાસે લાવ પછે તે છોકરો મણી લાવ્યો પછે પોતાની હવેલીની અગાસીમાં તે મણીને એક મોટો સોનાનો થાળ લાવી તેમાં તે મણીને મુકયો પછે એક જગ્યોએ બેઠા ત્યારપછે થોડીવાર લાગી એટલે મધરાત્રી થઇ તેથી ચંદ્રમા બરોબર માથે આવ્યો એટલે તે મણીને સમસુત્ર કીરણો થઇ તેથી મણીની કીરણ અને ચંદ્રમાની કીરણ એક થઇ એટલે મુસળધાર સોનાનો વરસાદ થયો તેણે કરીને આખી અગાસીમાં કરોડો મણ સોનું વરસી અગાસી ભરાઈ ગઈ પછે ચંદ્રમા થોડેક ખસી ગયો એટલે સોનાની વૃષ્ટી બંધ પડી ત્યારપછી તે સોનું કાપીકાપીને બધા ખજાના રૂપીએ ભર્યા હતા તે સર્વે નરદમ સોને ભરાઇ ગયા. પછે તે નગર શેઠે પોતાના પુત્રને કહ્યું કે આટલું દર સરદપુનમે નીકળશે એટલી મને કીંમત છે પણ

એથી ઉપરાંત મારીવની કીંમત થાય એમ નથી તેને સાંભળીને પેલો છોકરો માહા આશ્ચર્ય પામી ગયો આ રીતે છ રૂપીએ થતિ દર સરદપુનમે સોનાનો વરસાદ વરસે ત્યાં પર્યંત તેજ નંગની કીંમત થઇ તે જેવી જેની બુદ્ધિ તેવી તેણે કીંમત કરી પણ યથાર્થ કીંમત ન થઇ, તેની પેઠે જેમ, સમુદ્ર અપાર છે તેમાં કીડી, મંકોડી, ચરકલાં, થી લઇને તે હાથી પર્યંત પાણી પીએ અને જળમાં રહેનાર જીવ પોરાથી લઈને તે તિમીંગીલ-ગીલને એવા મોટા મગરમછ હજાર હજાર ગઉનાં લાંબા જનાવરો સમુદ્રમાં રહે છે પણ તે સમુદ્રના પારને પામતા નથી ને વળી આકાશને વિષે મછરથી તે ગરૂડ સુધી એ સર્વ આકાશમાં ઉડે છે પણ તે આકાશનો પાર પામતા નથી. તેમ ભગવાન અપાર છે એના મહિમાનો પાર કોઇથી પમાતો નથી કહ્યું છે કે

જેને શેષ સહસ્ર મુખ ગાય. નિગમ નેતી કહેરે લોલ

એરીતે ભગવાનના મહિમાના પારને કોઇ પામતા નથી જેમ મણીની કીંમત પુરેપુરી ન થઇ તેમ જે ભગવાન છે તેવા પુરેપુરા સમજાતા નથી એટલે આ જીવની એ પરમેશ્વરના વચનની પ્રતિતી આવતી નથી તેથી જગતમાં જેટલા મત પંથો છે. તે એકબીજાનાં મતને ખોટા કરીને પોતાનો મત સ્થાપન કરે છે. એ સર્વે ભુલેલા છે પણ ખરો મત કોઇને જાણુમાં આવતો નથી તેથી એક બીજાની નિંદા કરે છે. તેની બુદ્ધિ બ્યવહારીક જાણવી પણ જીવમાં જન્મ મરણ મટે એવાં ઉપદેશ કરતાં એમને ન આવડે આ રીતે ઘણાક સંપ્રદાયવાળા એક બીજાને તાણાતાણ કરી મરી ગયા તે જગત આખું જાણે છે.

## તાત્પર્ય

આ ઉપરથી એમ સમજવું કે અનાદી શાસ્ત્રોનો મત હોય તેમ તેને અનુસારે જે આચાર્ય ઉપેદશ કરતા હોય તેને ઓળખીને શરણે થવું ને તેના આશ્રિત થઇને કેવળ પોતાને મોક્ષનેજ અર્થે જે જે સાધનો કરવાં તેમાં ફળની ઇચ્છામાં

ત્યાગ કરીને કરવાને આગળ ચદ્રકાન્તમણીનું દ્રષ્ટાંત દીધું તેવો ભગવાનનો મહીમા સમજીને નિર્દોષ બુધ્ધીએ ભગવાનને ભજવા.

---

## વારતા ૫૫ મી.

## બે તપસ્વીઓની વાત.

એક રાજા વૃધ્ધવસ્થામાં પોતાના પુત્રને રાજગાદી સોંપીને પોતે વનમાં તપ કરવા ગયો હતો. તેને એક બીજો તપસ્વી મળ્યો. તે બે જણ ગંગાને કિનારે એક મોટા ઋષિનો પવિત્ર આશ્રમ હતો. ત્યાં તે બે જણ એકઠા મળીને રહેતા હતા. એમ કરતાં કોઇક દિવસ પેલોરાજા તપ કરતો હતો તેણે પેલા બીજાને પુછયું કે તમે શી ઇચ્છાએ કરીને તપ કરોછો. ને તમારે શી પ્રાપ્તી પામવી છે. ત્યારે તપસ્વી બોલ્યો કે મારે તો રાજ જોઇએ છીએ માટે તપ કરૂં છું. તે સાંભળીને તપસ્વી થએલો જે રાજા તે બોલ્યો કે તું દાખડો બહુ કરીને અલ્પ ફળને ઇચ્છું છું- કેની પેઠે તો એક બાવો કોઇક ગામમાં રહેતો હતો. તે એક ભાગોળમાં છાણ મેળવતો હતો. તેવામાં રાજાની સ્વારી આવી તેને જોઇને કોઇક માણસે કહ્યું કે સાધુરામ છાણ ભેગું કર્યા કરો છો તે કરતાં રાજાની આગળ જઇને ઉભા રહો અને રાજા તમને કહે કે માગો ત્યારે તમો માગી લેજો રાજા ખુશી થશે તો તમને જે જોઇતું હશે તે આપશે તે સાંભળીને તે બાવો રાજાની સામો જઈને ઉભો રહ્યો એટલે તે રાજા હાથીને હોદે બેઠો બેઠા સલામ કરીને રાજા બોલ્યો કે બાવાજી મહારાજ કુચ જોઈતા હોય સો માંગો એટલે બાવોજી બોલ્યા કે સાલી રંડીયું ચારે ભાગોળનું છાણ લઈ જાય છે તે હું એકલો લઉ એમ કહ્યું એટલે તે રાજાએ તેને હુકમ કરી દીધો આજ રીતે તું પણ તપ કરીને છાણ શા સારૂ માગો છો એમ કહીને કહ્યું કે લે હું તને ચીઠી કરી આપુ તેણે કરીને એક રાજા મારો શિષ્ય

છે. તે તને અડધુ રાજ્ય આપશે. પણ રાજગાદીને પામીને તુરત આવો આવો વેષ રાખી મને મળી જજે. આટલું વચન મારૂં જરૂર માનજે એમ કહ્યું એટલે તે તપસ્વી રાજી થયોને તે ચીઠી લઈને ચાલ્યો. તે માર્ગે પુછતો પુછતો થોડાક દીવસમાં તે રાજાની પાસે પહોંચી ગયો ને જઈને તે રાજાને પેલી ચીઠી આપી તેને વાંચીને પેલે રાજાએ વીચારી જોયું ત્યાં તો પોતાના બાપના હાથની ચીઠી તેના જાણવામાં આવી શાથી કે તેમાં મુદ્દાની નિશાનીઓ આપેલી હતી તેથી તેને ખબર પડી ત્યારંપછી તે રાજાએ તેને અડધુ રાજ આપી ગાદીએ બેસોડી તેની દુવાઈ અડધા રાજ્યમાં ફેરવાવીને ભારે ભારે વસ્ત્ર, ઘરેણાં, તથા છત્ર ચમર વીગેરે ઘણીક પ્રકારની સાઈબીઓ ભોગવવા લાગ્યો ત્યાર પછે પેલા તપસ્વીની વાત યાદ આવી તેથી તેણે મનમાં એમ ધાર્યું કે ગમે તેમ થાય પણ નક્કી મારે તે તપસ્વી પાસે જઈ આવવું કારણકે આખો જન્મારો તપ કરીને બીજે જન્મે જો રાજ મળનારૂ હોય તો મળત પણ તેનો કાંઈ નિરધાર નોતો ને આતો એ તપસ્વીના વચનથી રાજ્ય મળ્યું છે તો હવે એનું વચન કેમ લોપાય એમ ધારીને ત્યાં જવાનો મનસુબો કરવા લાગ્યો પણ લાજ આવી સાથી કે રાજા થઇને પાછું રૂષીનો વેશ લેવો તે કેમ થાય એમ લાજ પામીને એમ નિશ્ચય કર્યો કે રાત્રે નીકળી જવું આ રીતે વિચાર કરીને રાત્રે પોતાના દરબાર માંથી નીકળીને ચાલ્યો તે ગામને દરવાજે આવ્યો ત્યાંતો પોતાનો દીવાન બળતી મસાલે ગામડાંમાંથી પાંચ પચીસ માણસો સાથે આવતો જોઈને એમ ધાર્યું કે જો મને ઓળખશે તો મારી લાજ જશે. આવું વિચારીને દરવાજાની પાસે એક મોટી ખાઈ ખોદેલી હતી તેમાં એક પાસે લોકોએ ગોરમટી ખોદી ઉંડી આડી બખોલ પાડી હતી તેમાં જઈ તે સંતાઈ ગયો તેવામાં એક ઊંટ મરી ગયેલો હતો તેને નીચ લોકો તાણી લાવી તેમાં તે ઊંટને નાખ્યો તે ઊંટ પેલી બખોલના મોંઢા ઉપર ઢાંકણું દેવાઈ

ગયું અને રાજા મહી રહી ગયો એટલે બુમો પાડવા મંડયો પણ નબળી જગોએ કોણ હોય તે બુમ સાંભળે ત્યારપછી તે ઊંટને રાત્રે શીયાળીઆ તથા કુતરાંએ મળીને ફાડવા માંડયું ને અંદરથી સડવા માંડયું તેના ગંધથી માથું ફાટી જાય તેવું હતું તે સર્વે તે રાજા બનેલા તપસ્વીએ સહન કરી આ રીતે દસ બાર દહાડા વીતી ગયા ત્યાં સુધી ભુખે તરશે માંહી બેસી રહેવું પડયું પછે થોડુંક બાકું પડયું તે પોલમાં થઇને પેલો તપસ્વી રાજા થએલો હતો તે તેરમે દીવસે નીકળ્યો પછે ચાલતાં ચાલતાં ગંગાને કિનારે પેલા આશ્રમમાં જઇને તે પેલા તપસ્વીને મળ્યો ત્યારે તેણે પુછયું કે મારા શિષ્યે તમને રાજય આપ્યું કે ન આપ્યું તેની હકીકત કહો. ત્યારે તેણે સર્વે વાત માંડીને કહી ને વળી એમ કહ્યું કે બાર દીવસ મેં રાજય કર્યું તો તેર દીવસ નરક ભોગવવું પડયું. હવે મારે રાજય કરવું નથી. ત્યારે તપસ્વી કહે કે કારણ શું છે કે નહિ રાજય કરો ત્યારે તે કહે કે થોડાકમાં આટલું બધું દુઃખ પડયું. તો જે આખો જન્મારો મરણ પર્યંત રાજય કરશે તેને નરક ચોરાશી ભોગવતા અંત નહિ આવે ને અપાર દુઃખ ભોગવવાં પડશે. માટે મારે તો હવે રાજય નથી કરવું ને આજથી હું તમારો શિષ્ય ને તમો મારા ગુરૂ ને તમે જેમ કહેશો તેમજ હું કરીશ. એમ કહ્યું એટલે તે તપસ્વીએ ભગવાન ભજવાનો ઉપદેશ કર્યો પછી તેણે ભગવાન ભજવા માંડયાં. આ રીતે તે બે જણ ભગવાનને ભજી ભગવાનના ધામમાં પહોંચ્યા

## તાત્પર્ય.

ઉપર લખેલી વાતને વિચારીને મુમુક્ષુ હોય તેણે ભગવાન ભજવા. તે કેવળ પોતાના કલ્યાણને અર્થેજ ભજવા. પણ કોઇ ફળની ઇચ્છા ન રાખવી કારણ કે ફળ પામવાની ઇચ્છા રાખે ત્યારે ફરીને જન્મ લેવો પડે. ને જન્મ લીધા વિના ફળને શી રીતેભોગવવું. માટે ફળ ભોગવવા સારૂ જન્મ લેવો પડે છે. માટે

ફળની ઇચ્છા ન રાખવી. ને નિષ્કામ ભાવે ભગવાનની ભક્તિ કરવી એ સર્વે શાસ્ત્રનો સિધાંત છે. તે ડાહ્યા હોય તેણે વિચારવું.

---

## વારતા ૫૯ મી.

## કાશીના જોશીની વાત.

કાશીમાં એક બ્રાહ્મણ ભણવા ગયો. તે છોકરો ભણીને હોશીઆર થયો. ત્યારે તેને ભણાવનાર જે ગુરૂ તેને પુત્ર નહી. ને એકજ પુત્રી હતી. બ્રાહ્મણે કહ્યું કે—આ મારી દીકરી તમને પરણાવું. ત્યારે તે બ્રાહ્મણ કહે કે શાસ્ત્રનો ન્યાય જોતાં ગુરૂપુત્રી કહેવાય તેથી દોષ લાગે. ત્યારે તે બ્રાહ્મણ કહે કે—મેં પ્રથમેથીજ સંકલ્પ કરી રાખ્યો છે. માટે દોષ નહી લાગે. એમ કહીને તે બ્રાહ્મણને પોતાને ઘેર રાખ્યો. ત્યારપછી કેટલેક દિવસે કરીને તે બ્રાહ્મણ ને તેની સ્ત્રી મૃત્યુ પામ્યાં અને દીકરી જમાઇ ઘેર રહ્યાં. પછી તે ઘર સમૃધિ વગેરે તેમને મળ્યું. ત્યારપછી કાળે કરીને એમને એક પુત્ર થયો. તે પુત્રને પેલો બ્રાહ્મણ પુછે કે લેણદાર છું કે દેણદાર છું ત્યારે તે કહે કે હું લેણદાર છું. ત્યારે કહે કે—કેટલા માગું છું. ત્યારે કહ્યું કે—અમુક રૂપીઆ માગું છું. ત્યારે તે બ્રાહ્મણ કહે કે—જા તારી કેડે આટલા ખરચીશું. એમ કહે એટલે તે છોકરો મરી જાય. એમ બે ત્રણ છોકરા મરી ગયા. ત્યારપછી ચોથો છોકરો થયો તેને પુછયું કે તું કેટલા રૂપીઆ માગે છે ત્યારે તે કહે કે હું કાંઇ માગતો નથી હું તો તમારો દેણદાર છું. ને તમે લાખ રૂપીઆ માગો છો એમ કહ્યું એટલે તે બ્રાહ્મણે પોતાની સ્રીને કહ્યું કે—આની ચાકરી પાણી કરીને સારી રીતે ઉછેરજો એમ ભલામણ કરીને સારી રીતે એને મોટો કર્યો ભણાવ્યો. ત્યારપછે કોઇક વખત એવો આવ્યો કે—તે બ્રાહ્મણ પરગામ ગયો. તેવામાં કાશી શહેરમાં એક શેઠીઓ રહેતો હશે તે પરદેશ કમાવા ગયેલો તેને

ઘેર એવી ખબર આવી કે—વહાણ બુડી ગયું ને શેઠ પણ બુડી ગયા. એમ વાત સંભળાઇ એટલે તેનાં સગાં સંબંધી સર્વે ગભરાવા લાગ્યાં ને પેલા જોશીને ત્યાં પુછવા આવ્યા ત્યારે જોશી તો ઘેર ન મળે પણ છોકરે ટીપણું જોઇને ગણીત કરીને પછે કહ્યું કે—કાલ બપોરે કમાણી કમાઇને શેઠ વહાણ ભરી ઘેર આવશે તે સાંભળી સર્વ રાજી થયાં. ને બધાયે મળી એમ પ્રતિજ્ઞા કરી કે—કાલે શેઠ ઘેર આવે તો તે જોશીને લાખ રૂપીઆ આપવા એમ ઠરાવ કરેલો હતો. પછે બીજો દીવસ થયો એટલે શેઠ ઘેર આવ્યા તેમની વધામણી આવી. ત્યારે સર્વે મળીને એમ ધાર્યું કે—પેલા જોશીને લાખ રૂપીઆ પહોંચાડીને પછે આપણે સામા જઇએ એમ ઠરાવ કરી લાખ રૂપીઆ તે બ્રાહ્મણને ઘેર મોકલી દીધા. પછે ગાનાં ગાતાં જઇને ઘેર લાવ્યા. ત્યારપછે પેલા લાખ રૂપીઆ બ્રાહ્મણને ત્યાં મોકલ્યા. એટલે પેલો બ્રાહ્મણનો છોકરો મરી ગયો ત્યારપછે પેલો બ્રાહ્મણ ખબર જાણીને ઉતાવળો ઘેર આવ્યો ને કહ્યું કે—લાખ રૂપીઆનો દેણદાર હતો ને કેમ મરી ગયો હશે. ત્યારે તેની સ્રીએ કહ્યું કે આ શેઠને ત્યાંથી લાખ રૂપીઆ લાવી આપીને મરી ગયો છે. એમ કહ્યું એટલે તે બ્રાહ્મણ સંતોષ પામ્યો ને કહ્યું કે—એને ને આપણે એટલોજ સંબંધ હશે.

## તાત્પર્ય.

આ જગતમાં સગપણ તો લેણદેણ સંબંધે કરીને જણાય છે. જેટલી લેણદેણ હોય છે તેટલું તે સુખ દુઃખ આપે છે જો દેણદાર હોય તો માતપિતાની ચાકરી સારી રીતે કરે. ને લેણદાર હોય તો માબાપ એનું પોષણ કરી કરીને થાકી જાય તેમ જાણીને સંસારીઓએ હરખ શોક પામવો નહી.

## વારતા ૫૭ મી.

### બુદ્ધિ ક્રોધાદિકને રહેવાનાં સ્થાન વિષે.

એક તપસ્વી તપ કરતો હતો. ત્યાં એક સ્રી આવી. તેને તે તપસ્વીએ પુછયું કે તું કોણ છું ત્યારે તે બાઇ બોલી કે હું બુદ્ધિ છું. ત્યારે તે તપસ્વી કહે કે—તું કયાં રહે છે ત્યારે તે બુદ્ધિ કહે—હું, તારા કપાળમાં રહું છું તેવામાં એક બીજી સ્રી આવી. તેને તે તપસ્વીએ પુછયું કે તું કોણ છું ત્યારે તે કહે કે હું લાજ છું. ત્યારે કહે કે તું કયાં રહે છે તે કહે તારા નેત્રમાં રહું છું ત્યારપછે ત્રીજી આવી તેને પણ તે પ્રમાણે પુછયું ત્યારે તે કહે કે હું શાંતિ છું ને તારા હૃદયમાં રહું છું ત્યારપછે ચોથી આવી તેને પુછયું ત્યારે તેણે કહ્યું કે—હું હિંમત છું. ને તારી નાભિમાં રહું છું. એમ કહ્યું એટલામાં એક પુરૂષ આવ્યો તેને તપસ્વીએ પુછયું કે—તમે કોણ છો ? ત્યારે તે કહે કે હું ક્રોધ છું. ત્યારે તપસ્વી કહે કે—તમે કયાં રહો છો. ત્યારે તે કહે કે કપાળમાં ત્યાં તો બુદ્ધિ રહે છે ને ? ત્યારે તે ક્રોધ કહે કે હું આવું એટલે બુદ્ધિને નસાડી મુકું છું. મારા આગળ તેનાથી ન રહેવાય. તેવામાં બીજો આવ્યો તેને પુછયું કે તમે કોણ છો. ત્યારે તે કહે હું કામ છું ને તારા નેત્રમાં રહું છું. ત્યારે તે તપસ્વી કહે કે—નેત્રમાં તો લાજ રહે છે ને ? તે કહે હું આવું ત્યારે લાજ નાશી જાય છે. ત્યારપછે ત્રીજો પુરૂષ આવ્યો તેને તે તપસ્વીએ પુછયું ત્યારે તે કહે કે હું લોભ છું. ને તારા હૃદયમાં રહું છું. ત્યારે તે તપસ્વી કહે હૃદયમાં તો શાંતિ રહેલી છે ને ? ત્યારે લોભ કહે હું આવું ત્યારે શાંતિ નાશી જાય છે. ત્યારપછે ચોથો પુરૂષ આવ્યો તેને પુછયું ત્યારે તેણે કહ્યું કે હું તાવ છું ને તારિ નાભીમાં રહુ છું, ત્યારે તે કહે કે નાભીમાં તો હિંમત રહેલી છે ને ? ત્યારે તે તાવ કહે કે હું આવું ત્યારે તે નાશી

જાય છે આ રીતે બુદ્ધિ, ક્રોધે કરીને નાશ પામે છે. અને કામે કરી લજ્જા નાશ પામે છે. શાંતિ લોભે કરી નાશ પામે છે, ને હિંમત તાવથી નાશ પામે છે હવે એ કામ ક્રોધ લોભાદીક શત્રુ તે સંત સમાગમે કરીને જીતાય એવા છે.

### તાત્પર્ય

સમજીને સંત સમાગમ કરે તો આ શત્રુઓ જીતાય એવા છે નહીંતો મોટા મોટા બ્રહ્માદીકને પણ તથા ઇંદ્રાદિકને તથા મોટા મોટા એકલશ્રૃંગી જેવા રૂષિઓને એ કામ ક્રોધાદિકે ફજેત કર્યા છે તે વાત શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

## વારતા ૫૮ મી

### બે ટેલીઆ બ્રાહ્મણની વારતા.

એક મોટા શહેરમાં બે ટેલીઆ ટેલ નાંખતા હતા. તે બ્રાહ્મણો કોઈક વખતે ગાળડે ટેલ નાંખીને તે ગામમાં આવ્યા. પછે ટેલ નાંખતાં એક સદાવ્રતમાંથી શેકેલા ચણા મળ્યા તે લીધા તે લઈને બે ભાઇઓ આગળ પાછળ ચાલતા હતા તેમાં નાનો ભાઇ પાછળ હતો. તે બહુ ભૂખાળવો હતો. તેણે પાછળ ચાલતાં ચાલતાં બે ચાર ફાકા ચણા ખાઈ લીધા. પછે એક ધર્મશાળા આવી. તેમાં બે જણ ઉતર્યા. તે મોટોભાઇ હતો તેણે પેલા ભાઇને કહ્યું કે—તમે આ ચોકમાં કૂવો છે તેમાંથી પાણી ભરી લાવો હું આ જગ્યા સુધારૂં પછે આપણે અહીં રસોઈ કરી જમશું. એમ કહ્યું એટલે તે નાનો ભાઈ પાણી લેવા કૂવા ઉપર ગયો ત્યાં કૂવા ઉપર બહુ ભીડ હતી તેથી તે વિચાર કરવા લાગ્યો કે—આવા ભીડામાં હું શી રીતે પાણી લઇ જઈશ એમ ધારી તેણે જુક્તિ કરીને બોલ્યો કે—વેગળા રહેજો વેગળા રહેજો અરોડા છીએ. એમ બોલ્યા એટલે લોકો અળગા થઇ ગયા પછી તેણે ઉતાવળે ઉતાવળે પાણી સીંચી લીધું ને લોકો

કળાહોર કરવા લાગ્યા કે કૂવો અભડાવ્યો તે વાત પેલે મોટે ભાઈએ જાણી પછે તેણે વિચાર કર્યો કે—મારો ભાઈ આવું કેમ બોલ્યો હશે ? એમ ધારીને તે ત્યાં આવીને કહેવા લાગ્યો કે અમો ટેલીઆ બ્રાહ્મણ છીએ પણ ગરોડા નથી ને એતો ખોટું બોલ્યો પછે પાણી ભરનાર લોકો શાંત થઇ ગયા પછે પેલો મોટો ભાઈ પેલા નાનાને પૂછે છે કે—હે ભાઈ તમે એમ કેમ બોલ્યા ત્યારે તે કહે કે—એમ ન બોલીએ તો બપોર થઈ ગયા છે. ખાધાનું ઠેકાણું છે નહિ ને વળી લોકો છાંટા ઉડાડે તેથી એમ બોલ્યો. પછે પેલે મોટે ભાઇએ વિચાર કર્યો કે—આની બુદ્ધિ ભ્રષ્ટ થયાનું કઇ કારણ હોવું જોઇએ એમ ધારીને પેલા નાના ભાઇને કહ્યું કે—તમે ભુખે કરીને અકળાયા છો માટે પેલા ચણા જમીલ્યો. ત્યારે તે કહે કે એ ચણા તો મેં ચાલતાં ચાલતાં ખાઇ લીધા છે ત્યારે પેલો બ્રાહ્મણ સમજી ગયો કે આ ચણામાંજ કંઈક ભેદ છે એમ ધારીને પછે નાના ભાઇને કહે કે—હું કુંભારને ત્યાંથી આપણે જોઈનાં પદાર્થ ઘડા વગેરે લઇ આવું તમે લગારેક અહીં બેસો એમ કહીને તે ગામમાં ગયો. આગળ જઈને પુછ્યું કે આ ગામમાં કેટલાં સદાવૃત છે ત્યારે કોઈક માણસે કહ્યું કે એ ચાર સદાવૃત છે. ત્યારે તે કહે કે શાનાં શાનાં સદાવૃત છે ત્યારે તે ગામના માણસ કહે કે એક જગોએ લોટ આપે છે એક જગોએ દાળ ચોખા આપે છે. એક જગોએ શેકેલા ચણા આપે છે ને એક જગોએ બ્રાહ્મણીઆ રસોઇ તઇયાર જમાડેછે. એ રીતે ચાર સદાવૃતછે. પછે તેબ્રાહ્મણે પુછ્યું કે—તે સદાવ્રતના પૈસા ખરચનાર માણસો કોણ કોણ છે ત્યારે તે માણસ કહે કે—એ સદાવ્રતો વાણીઆનાં છે એક સદાવ્રત મહાજન ખાતાનું છે. અને ચોથું ચણા આપે છે તે સદાવૃત ચામડીઆનું છે તે સાંભળીને પેલે બ્રાહ્મણે સાર લીધો કે શાસ્ત્રમાં કહેલું સત્ય છે કેમકે જેવું અનાજ પુરૂષ જમે છે, અને તે અનાજ જેનું હોય તેવી તે પુરૂષની બુદ્ધિ થાય છે.

તેમ તેણે સાંભળેલું છે તે શાસ્ત્રનું વચન બોલ્યો કે—શ્લોક

**યાદશં ભક્ષયે ચ્ચાન્નં બુદ્ધિર્ભવતિ તાદ્રશિ,**
**દિપ: ભક્ષતિ તિમિરં કજ્જલં ચ પ્રસુયતે.**

અર્થ—પુરૂષ જેવું અન્ન જમે છે તેવી તેની બુદ્ધિ થાય છે કેની પેઠે તો જેમ દીવો અંધારાને ખાય છે તો કાળાકાજળ નેજ ઉત્પન્ન કરે છે. એમ વિચારીને તે બ્રાહ્મણ કુંભારને ત્યાં જઇને એક હાંલ્લી, ઘડો વગેરે લઇને પાછો તે ધર્મશાળામાં આવ્યો પછે રસોઇ કરવા માંડી પછે પેલા મોટા ભાઈએ નાના ભાઇને ઠપકો દઈને કહ્યું કે—તમોએ ચણા ખાધા તે ચણા ચામડીઆના સદાવૃતના હતા માટે આપણી પાસે બીજા ચણા હોય તે પણ તેજ સદાવૃતના હોય માટે આપણે એ ચણા ખાવા નહી એમ કહી તે ચણા નાખી દેવરાવ્યા. ને પછે તેને પ્રાયશ્ચિત કરાવ્યું તે જ્યાં સુધી મોટો ભાઈ રસોઇ કરી રહ્યો ત્યાં સુધી પેલા નાના ભાઈએ ગાયત્રીના મંત્રનો જાપ વગેરે મંત્રો વડે પ્રાયશ્ચિત કર્યું. ત્યારપછે બે જણ શુદ્ધ બ્રાહ્મણ ખટકર્મી હતા તેથી વઇશ્વ દેવાદિક ક્રિયાઓ કરીને જમ્યા પછે જરા આરામ કરીને પાછા ટેલ નાખવા ગયા.

## તાત્પર્ય.

આવી રીતે તે બ્રાહ્મણ વિદ્વાન હતા ને સારા માણસ હતા ને મુમુક્ષુ હતા માટે દોષને ઓળખીને તેનું પ્રાયશ્ચિત કર્યું તેમજ જે મુમુક્ષુ હોય તે તો અયોગ્ય આચરણ કરેજ નહિ ને કદાપિ અજાણમાં અયોગ્ય આચરણ થઈ જાય તો તત્કાળ તેનું પ્રાયશ્ચિત કરે.

આ પ્રમાણે સંત સમાગમ વગેરેનો ઉપદેશ તે બાબતની અઠાવન વાર્તાઓ જે તે સમાપ્ત થઈ.

# બુદ્ધિ વિષે

## વારતા ૧ લી.

### એક સસલાને વાઘની વાત.

એક વનમાં બહુ જાનવરો રહેતાં હતાં તેમાં એક મોટો મદોન્મત્ત વાઘ પણ રહેતો હતો તે નિત્યે જાનવરોની ઘાત કરતો હતો. તેથી પેલાં જાનવરો બહુ સંતાપ પામતાં હતાં પછે સરવે જાનવરો મળીને પંચકાસ કરીને ઠેરાવ કર્યો કે—આ વનનો રાજા જે વાઘ છે તેને નિત્યે એક જીવ આહાર કરવા આપવો એટલે જ્યાં ત્યાંથી આપણને બહુ મારી નાંખે છે. તે આપણ સૌ બચીશું એમ ઠરાવ કરીને વાઘને બોલાવીને કહ્યું કે—તમારે ભક્ષણ કરવાને માટે પ્રયાસ કરવો પડે છે માટે અમે સરવે નાતના પંચ ભેગા થઇને તમારે માટે આવો ઠરાવ કર્યો છે કે જેની નાતમાં જેનો વારો આવે તે તમારે સમીપે વગર બોલાવે ને વગર પ્રયાસે એક જાનવર તમારે માટે મોકલે તે તમારે ભક્ષણ કરીને શાંતીવાળીને તમારી બોડમાંજ બેસી રહેવું પણ કોઈ જાનવરને ત્રાસ થાય તેમ તમારે કરવું નહિ. એટલે વાઘે વિચાર કર્યો કે—મારે પણ ઠીક થયું. કુટાવું મટયું એમ ધારી વાઘે પણ હા પાડી ત્યારપછે એ રીતે કેટલાક દીવસ વીતી ગયા તેમાં જેનો વારો આવે તે નાતવાળો તેને ઘેરથી એક જનાવર વાઘની બોડમાં પહોંચાડે. એમ કરતાં કરતાં સસલાનો વારો આવ્યો ત્યારે તે સસલો ધીમે ધીમે ચાલતો ચાલતો તે વાઘની બોડ આગળ છેટે ઉભો રહ્યો. એટલે તે વાઘને રીસ ચડી તેથી જરા કરડી નજર કરીને ઘુરકીને બોલ્યો કેમ આટલી બધી વાર લગાડી ને વળી નાનો સરખો છું એમ કહ્યું એટલે તે સસલો ઠગાઇમાં જુક્તિ લાવી બોલ્યો કે—ભાઈ, સાહેબ તમે તો રાજા માણસ કહેવાઓ. તમને ઉગ્યા આથમ્યાની ખબર

ન પડે તો અમારા દુ:ખની તમને શી ખબર પડે. પણ હું કહું તે સાંભળો આ વનનો એક રાજા છે તે તેના મહેલમાંથી નીકળીને આવ્યો તેણે તમારે માટે મારી જોડે બીજા મોકલેલા સસલા નવ ખાઇ ગયો. ને દશમો હું અહિં બચીને આવ્યો છું. તે દશ જણ શાથી આવતા હતા કે અત્રે દેહે કરીને નાના તે એક જાનવરે તમારૂં પુરૂં ન થાય વાસ્તે પંચ લોકોએ નિમણુંક કરી છે કે અમારા જેવાં બીજા નાના જાનવર હોય તેમણે દશ મોકલવાં તેથી અમે આવતા હતા. તે મારગમાં મને પણ ખાઇ જાત પણ આ તો હું પુન્યશાળી છું. તે તમારા સુધી પહોંચ્યો તે સાંભળીને તે વાઘ ખુબ ધુશ્કીને કુદયો ને કહેવા લાગ્યો કે મારા વિના બીજો રાજા કોણ છે ને મારો ભક્ષ બીજો કોણ ખાનાર છે. ચાલ મને બતાવ તારે પેલો ધુતારો સસલો બોલ્યો કે ના, સાહેબજી તમારે જવું હોય તો જાઓ. હું તો માંડ બચીને આવ્યો છું તે મને દેખે ને તમને દેખે. એટલે એ જાણે કે આ ચાડીનો કરનાર છે તે આ ચાડી કરીને શત્રુને લાવ્યો. એમ જાણીને કોપ કરે તો આખા વનનાં પશુઓ ને મારી નાંખે તો તેનો અપરાધ મને વળગે ને તમને કંઇક મારે હરકત કરે તેનો ઠપકો બધો મને મળે તો પંચવાળા લોકો અમારા વંશવાળાને નાત બહાર મુકે માટે હું તો નહીં આવું તમારે હિંમત હોય તો જાઓ નહીંતો અમને એકનેજ ખાઇને બેસી રહો. એમ જુઠું બોલીને પેલા વાઘને ચડાવ્યો. ને બહુજ ખીજવ્યો તેથી તે વાઘ બહુ અકળાઇને બોલ્યો કે અરર, તું શું બોલ્યો ? મારા ઉપર વળી રાજા કોણ છે. અને વળી મને માર-નાર કોણ છે અને વળી મારો ભક્ષ ખાઇ ગયો તે મને નહીં ઓળખતો હોય કે શું કે એનો મૃત્યુ આવી ચુક્યું હશે. તે મારો અવજ્ઞા કરીને એ રાજા થયો માટે હાલ હમણાં ને હમણાં ચાલ ને તે મારા શત્રુને બતાવ ત્યારપછે એને મારીને હું તને ખાઇશ. એમ કહીને તે વાઘે સસલાને આગળ કર્યો ને ચાલ્યો

થોડે જતાં તે સસલો કહે કે પેલી છેટે ધોળી ધોળી તે રાજાની
હવેલી દેખાય છે ત્યારે પેલા વાઘને બહુ રીસ ચડી કે અલ્યા
મુરખ, રાજા તો હું છું ને એને કેમ રાજા કહો છો તારૂં તો
મૃત્યુ આવ્યું છે કે શું એમ કહ્યું એટલે તે સસલો બોલ્યો
કે જુઓ સાહેબ મારા ગરીબ ઉપર રીસ કરશો નહીં. મને જેવું
સુજે છે તેવું કહું છું. કે—તેને તમે દેખશો કે તરત તમારે
ભાગવું પડશે. એમ હું માનું છું ને તમે તો કહો છો કે હું
રાજા તે મને મનાતું નથી ત્યારે તે વાઘ કુદવા મંડયો. ને
બહુજ ક્રોધાયમાન થયો પછે ત્યાંથી થોડે આગળ જઇને એક
ખેતરવાને છેટે તે કુવો રહ્યો એટલે પેલો સસલો તો ખળતા
કરીને અટકયો કે હવે હું નહીં આવું મને તો બીક લાગે છે.
તમારે હીંમત હોય તો જાઓ ત્યારે તે વાઘે ઘુરકીને થપાટ
ઉગામી એટલે ચાર ડગલાં ચાલીને ફરી અટકયો ને કહ્યું કે
હવે હું નહી ચાલું ને તમો જાઓ ને જો જાઓ તો શુરવીર
થઇને જજો પણ પાછા ફરશો નહિ. એટલે તે વાઘ ક્રોધાયમાન
થઇને તુરત ને કુવાના થાળામાં ચડયો ને કુવામાં જોયું ત્યાં
તો પોતાનોજ પડછાયો દીઠો એટલે પેલે વાઘે વિચાર કર્યો કે
પેલો સસલો કહેતો હતો તે વાત સાચી છે. એમ ધારીને
થાપ ઉગામી ને આંખો ચડાવી એટલે માંહી દેખાતો હતો જે
પડછાયો તેની પણ આકૃતિ તેવીજ રીતે માલમ પડી. એટલે
પેલે વાઘે ચીસ પાડી ને કુદકારો કર્યો એટલે પોતાનોજ ઘોર
કુવામાં સંભળાયો. તેથી તે વાઘે ધાર્યું કે આતો વસમો
જણાય છે પણ કંઇ પોચો નથી. એમ ધારી જરા ડર પામ્યો
ને પેલાને પુછયું કે અલ્યા તું કહેતો હતો તે વાત સાચી છે.
પણ હવે કંઈક ઉપાય બતાવ હવે શું કરવું. ત્યારે તે સસલો
કહેકે જુઓ સાહેબ તે વાઘ નીચો છે ને તમે ઉપર છો માટે
બરોબર અદલ પ્રમાણે ધારણ શક્તિ રાખીને કુદો તે એના
ઉપર પડો પડતામાંજ એને ગળે ઝાલીને ચુંથી નાંખો એટલે

એ મરી જશે ને હું કહું એમ કરો તો એ જીતાશે એમ ધારી તે વાત વાઘે સાચી માની ને હુકારો કરીને કુવામાં કુદી પડયો પછે પેલો સસલો એકદમ નાઠો તે બધાં જાનવરોને આવીને કહ્યું કે આજ આપણા શત્રુને હું જીતીને આવ્યો. અર્થાત્ મેં કુવામાં નાંખ્યો છે. એટલે એ મરી જશે એમ કહ્યું એટલે બધાં જાનવરો રાજી થયાં ને પેલો વાઘ ઘડી બેચારેક ડપકા મારીને પાણીમાં ડુબીને મરી ગયો. તે કહ્યું છે કે–

**बुद्धिर्यस्य बलंतयस्य निर्बुध्धेश्च कुतोबलं,**
**वने सिंहो मदोन्मतः शशकेननि पातितः,**

અર્થ–કે જેને બુદ્ધિ છે તેનેજ બળ છે પણ બુદ્ધિએ રહિત હોય ને દેહનું બળ તો ઘણું હોય પણ તે નિર્બળજ કહેવાય કારણ કે વનને વિષે મોટો જે સિંહ તેને સસલે કૂવામાં નાંખ્યો માટે બુદ્ધિરૂપી બળ મોટું છે.

**તાત્પર્ય.**

ડાહ્યા માણસે બુદ્ધિ વડે વિચારીને કાર્ય કરવું પણ બુદ્ધિ વિના ન કરવું પોતાને બુધ્ધિ ન હોય તો જે બુધ્ધિવાન હોય તને પૂછીને કરવું તો સુખ શાંતી થાય.

---

## વારતા ૨ ૭

## વાઘ અને શિયાળ.

એક વાઘ વગડામાં ભૂખ્યો ભમતો હતો તેવામાં એક શિયાળ મળી તેની કેડે મારવાને તે વાઘ દોડયો એટલે પેલી શિયાળ કહે કે–ભાઇ હું તો તારો મામો થાઉં છું અને તું તો મારો ભાણેજ થાઉં છું તે મને મામાને મારીશ તો તને પાપ લાગશે ત્યારે તે કહે કે–મામા મને ભૂખ લાગી છે માટે ભક્ષ બતાવ ત્યારે તે શિયાળ કહે કે–ચાલ બતાવું જેણે કરીને તારૂં ને મારૂં બેઉનું પેટ ભરાય એમ કહીને એક મોટું તળાવ હતું

તેમાં પાણી સુકાઈ ગયું હતું પણ થોડું થોડું પાણી હતું ને કચરોને પાણી બે મળીને જાડું રગડ કીચડ થયેલો હતો. તેમાં એક મોટો પાડો પડેલો હતો તે શિઆળે બતાવ્યો તેને જોઈને તે વાઘ કહે કે આતો બહુ છેટે છે ને તેટલે છેટે મારાથી કુદાશે નહિ ને એ જો બહાર નીકળે તો મારૂં જોર ફાવે ત્યારે તે શિયાળ કહે કે એમાં શું છેટું છે? તારો બાપ તો એવો હુશિઆર હતો કે એકજ ફાળમાં ત્યાં જઈને બેસે એવો હતો. તેના પુત્ર તમે તે આવું ઢીલુ વચન શું લોખો છો ? ત્યારે તે વાઘ કહે કે—એટલે કુદાશે ત્યારે તે શિયાળ કહે કે એમાં શું થોડેક છેટે જઇને દોડીને કુદો. તો તેના ઉપરજ જવાશે. એમ કહ્યું એટલે તે વાઘ તો થોડે છેટે જઇને દોટ મુકીને કુદ્યો. તે વીશેક હાથ ગારામાં પડયો. ને પાડો તો દસ પંદર હાથ છેટો રહી ગયો. ને તે કચરો તો ગળા બરોબર હતો. ને મધ જેવો ચીકણો ને પાતળો હતો. તેથી તે માંહી ખુચ્યો. ત્યારે તે વાઘ કહે કે—શિયાળ મામા આ તો નીકળાય એમ જણાતું નથી ત્યારે તે શિયાળ કહે કે—કરો જોર એટલે તે વાઘે જોર કર્યું તેથી બધું શરીર ડુબી ગયું ને એક પોતાનું ડાકું બહાર રહ્યું ત્યારે તે વાઘ નિસાશો નાખીને બોલ્યો કે અરેરે, મામા આતો બન્યો ત્યારે તે શિયાળીઓ કહે કે પાડાનો ધણી આવશે ત્યારે ખરેખરી બનશે એમ કહીને પોતાની જાતનો શબ્દ હુકો હુકો કહીને નાશી ગયો. ને વાઘ ભાઇ તો લપટાયા ત્યારપછે ગામમા ખબર થઈ એટલે બે મક- રાણી બંદુકની ગોળીઓએ આવીને તે વાઘને મારી નાંખ્યો.

## તાત્પર્ય.

કોઈની બુદ્ધિએ ચાલવું તે પણ બુદ્ધિએ કરીને ચાલવું કારણ કે—શત્રુ હોય ને તેની બુદ્ધિએ ચાલીએ તો કંઇક અવળે મારગે ચડાવી દે તો ખરાબી થાય. તે વાતની સાવધાની વારે

વારે રાખવી. તેમાં વર્તી સારા માણસને તો જગતમાં નિંદા થતી હોય કે પોતાની કીર્તી થતી હોય તે વારેવારે તપાસ કરીને વરતવું.

---

## વારતા ૩ ૭.

## એક વિદ્વાનની વાત.

એક બ્રાહ્મણનો છોકરો હતો તે પરણેલો હતો ને તેને માબાપ ન હતાં પોતે અવસ્થાએ નાનો તેથી તેના સાસરામાં જઇને રહેતો હતો. ને પોતે કંઇ ભણેલો પણ ન હતો. તેથી તેને ઢોરાં ચારવા મોકલતા તે વગડે ઢોરાં ચારતાં કોઇક વિદ્વાન ઋષિ તેનો જોગ તેને થઇ ગયો ને તે છોકરાનું નામ ભારવી એવું હતું. તે પછી પેલા ઋષિ પાસે ભણવા લાગ્યો. તે નિત્યે ઢોરાં ચરતો જાય ને ભણે એમ કરતાં ભણીને મોટો પંડીત થયો એટલે તાડના પત્રમાં કાવ્ય કરીને શ્લોકો લખવા માંડયા. તે કિરાતાર્જુનીઆં નામનું કાવ્ય બનાવ્યું. એમ કરતાં એક દીવસે એની સ્ત્રી કહે કે તું બ્રાહ્મણનો પુત્ર થઇને મુર્ખ રહ્યો ને ઢોરાં ચારતો ફરે છે તે હવે કયાં સુધી આમને આમ નભશે. ને સંસાર શી રીતે ચલાવશો ત્યારે તે છોકરો કહે કે સંસાર ચલાવવામાં શું મહેનત છે. ત્યારે તેની સ્ત્રી કહે કે—ધન જોઇએ, ઘર જોઇએ, ખાનપાન વગેરે ઉપભોગ હોય તો ઘર શોભે નહીંતો ભીખારી ગણાય ને આ તમે કંઇક ભણી ગણીને આ પાંદડાં લખ્યા કરો છો પણ વ્યવહારીક કંઇ લોકમાં નોકરી ચાકરી થાય એવું તો ભણ્યા નહી ત્યારે કહે કે મારા ભણેલામાં ખરું માલ છે, લે આ એક શ્લોક આપું તે તું વેચી આવ જે હજાર રૂપીઆ આપે તેને આપજે નહીંતો મારો શ્લોક પાછો લાવજે એમ કહીને એક કાગળીઆમાં શ્લોક લખી આપ્યો. તે શ્લોક—

**સહસાવિ દધિતન ક્રિયામ વિવેકઃ પરમાપદાંપદઃ**
**વ્રણુ તેક્ષિવિ મર્ષ કારીણાં ગુણ લુબ્ધાઃ સ્વયમેવ સંપદઃ**

અર્થ–કોઈ માણસે સહસા ક્રીયા ન કરવી ને જો પોતાના દેહની ક્રિયા પણુ જો સહસા કરે છે તો તેને ડગલે ડગલે પરં આપદાયો આવે છે ને જે વિચારીને ક્રિયાઓ કરે છે તેને ડગલે ડગલે સંપદાઓ મળે છે. એ ભાવાર્થ છે એમાંથી જેમ ઘટે તેમ અર્થ લેવો આવો શ્લોક લખીને પેલે ભારવી કવિએ પોતાની સ્રીને આપ્યો તે લઇને શહેરમાં વેચવા ગઈ. તે ગલીમાં જઇને એમ બોલે કે—લ્યોરે શ્લોક ત્યારે કોઇ માણસ પુછે કે બાઇ તમે શુ વેચો છો. ત્યારે તે કહે કે શ્લોક વેચું છું પછે તે શ્લોકને તે માણસ જુએ ને વાંચી જોઇને છેલ્લી વારે હજાર રૂપીઆ કીંમત લખેલી તે જોઈને કાગળ પાછો આપીને થેકડી કરે એટલે પેલી બાઈ ખશીઆણી પડે એમ કેટલીક જગોએ અપમાન પામી, ને ઉદાસી થઈને વિચાર કરવા લાગી કે મારો પતિ તો ઢોરાં ચારનાર ગોવાળીઓ છે તે તેનામાં તો શો ભલીવાર હોય એમ ધારી નિરાશ થઇને ચાલી. એટલે એક શેઠીએ બોલાવીને પુછયું કે હે બાઇ તમે શું વેચો છો. ત્યારે તે બાઈ કહે કે શ્લોક ત્યારે તે કહે કે લાવો. એમ કહી લઈને વાંચી જોયું ને વિચાર કર્યો કે આપણે બહુ પૈસા છે તે શા અર્થે આવનાર છે એમ જાણીને હજાર રૂપીઆ આપીને એ શ્લોક લીધો. ને પોતાની બેઠકમાં બેઠાં બેઠાં દેખાય તેવી રીતે ઉંચે ચોટાડયો ત્યારપછે પેલો વાણીઓ પરદેશ ગયો તે ત્યાં દશ બાર વરસ સુધી રહ્યો પછે ખુબ કમાઇને વહાણમાં માલ ભરીને આશરે પંદરેક વરસ જતાં આવ્યો. ને પોતે ગયો ત્યારે પોતાની સ્રીને ગર્ભ હતો. તેથી તેને પુત્ર થએલો તે પુત્ર બાર પંદર વર્ષનો હતો. હવે પેલો વાણીઓ આવ્યો કે વધામણી આવી. તેથી રાજાએ તોપો છોડાવી. ને શેઠીઆનું સારૂં સનમાન કર્યું. પછે તે શેઠ પોતાને ઘેર આવ્યો, એટલે તો ઘરમાં પુરૂષનો

પોશાક તથા સુવાને માટે એક મોટો ઢાલીઆ, મચ્છરદાની વગેરે ઠાઠ જોયો. ને પેલા છોકરાને પણ જોયો. એટલે તે વાણીઓ તરવાર તાણીને પેલો છોકરો ઢાલીઆમાં સુતો હતો તેને મારવા ગયો. એટલે પેલો શ્લોક તેના જોવામાં આવ્યો. તેથી તેણે વિચાર કર્યો કે—સહસા ન કરવી. ને સહસા કરે છે. તેને ડગલે ડગલે આફત્ આવી પડે છે. એમ ધારી પાછો વળ્યો. ને પોતાની માને પુછ્યું. એટલે તે વૃદ્ધ ડોશીએ કહ્યું કે—એ તો તારો પુત્ર છે. એમ કહી સર્વ હકીકત કહી બતાવી. એટલે તે વાણીઓ પસ્તાયો. ને વિચાર કર્યો કે—આ શ્લોકનું હજાર રૂપીઆ મેં મુલ્ય આપ્યું. તે બહુજ થોડું આપ્યું છે. પણ પરિપુર્ણ આપ્યું નથી. આ તો કરોડો રૂપીઆ આપીએ તોપણ એ શ્લોક સોંઘો છે. કારણ કે કરોડ રૂપીઆ ખરચીએ પણ પુત્ર ક્યાંથી મળે. એમ ધારીને પછે બહુ પુન્ય દાન કર્યું કે—આ સમયે મારો પુત્ર બચી ગયો. એ બહુજ સારૂં થયું. ને પેલી બ્રાહ્મણની સ્ત્રી હજાર રૂપીઆ લઈને રાજી થઇને ઘેર ગઈ. પછે પેલા કવિને ઢોરાં ચારવાનું મુકાવી દીધું. ને પછે કેટલાક રાજદરબારોમાં તે સન્માન પામ્યો. ને લોકમાં પ્રખ્યાતીને પામ્યો.

### તાત્પર્ય

બુદ્ધિવાળા પુરૂષોની સોબતે માણસ બુદ્ધિવાળો થાય છે. એના ઉપર એક શ્લોક—

**यदीसंतं सेवते यसंतं तपस्वीनं यदीवास्ते च नमेव,**
**वासो यथा रंग वसं मयाति तथासतेषां वसु मभ्यपेति.**

અર્થ:— જો સંતને સેવે છે અથવા, અસંતને સેવે છે. અથવા તપસ્વીને સેવે છે. અથવા ચોરને સેવે છે. તો સેવનારો પુરૂષ જેવા જેવાની સોબત કરે છે તેવા તેવા તેનામાં ગુણ આવે છે. કેની પેઠે તો જેમ વસ્ત્રને જેવા રંગમાં બોળે તેવો તે રંગ ચડે છે તેમ પુરૂષમાં પણ જેવી સોબત થાય છે તેવી તને અસર થાય છે માટે બુદ્ધિવાન પુરૂષનેજ સેવવો.

## વારતા ૪ થી.

## એક મીયાંની વાત.

એક મીયાં હશે તેના ઘરમાં હોયલો હડાડો એટલે ઘરમાં અનાજ પુરૂં ખાવાનું નહી અને બહુજ દારીદ્રપણું હતું ને આબરૂદાર પણ હતો હવે તે મીયાં મૈજતમાં બેઠો હતો. તેને છોકરો પુછવા આવ્યો કે બાપુ, કાળી તો કઠાણી, એટલે પેલો મીયાં કહે કે જાઓ બેટા, લાલુડી કું લગામ દો. ત્યારે છોકરો પાછો ઘેર આવ્યો ને તેણે પોતાની માને કહ્યું કે ભઇડકાનું હાંલ્લું ભાંગી ગયું છે તે ગાગરમાં લઇ લો અને ભાંગલું હાંલ્લું નાંખી દો. ત્યારે તેણે તેમ કર્યું પણ માંહી હલાવવાનો ચાટવો ન આવ્યો એટલે તે છોકરો પાછો પોતાના બાપને પુછવા લાગ્યો. તે મસીદમાં જઇને એમ બોલ્યો કે—બાપા, લાલુડી તો લગામ નહી લેતી ત્યારે કહ્યું જાઓ, બેટા, ઇનકા કાન ચીમયડો એમ કહ્યું એટલે તે છોકરે પાછો ઘેર આવીને કહ્યું કે—એ ગાગરના કાન ભાંગી નાંખો. એટલે તેણે તેમ કરીને ભઇડકું રાંધ્યું પછે પેલો છોકરો તેના બાપને બોલાવી લાવ્યો ને સૌએ મળીને ખાધું.

### તાત્પર્ય.

પેલો મીયાં કુળવાન હતો તો તેનો છોકરો પણ બુદ્ધિવાન થયો કારણકે મસીદમાં જઇને એમ ન બોલ્યો કે ભઇડકાનું હાંલ્લું ભાંગી ગયું. ને જુક્તિએ કરીને તેના બાપને સમજાવ્યો એટલે તેના બાપે પણ તેને જુક્તિથી જવાબ દીધો તેથી એની આહીબી તો જે જાણતા હતા તે તો જાણતાજ હતા પણ જે ન જાણતા હતા તેણે એમ જાણ્યું. કે—મીયાંને ઘેર બે ચાર ઘોડાં હશે ખરાં તે ઉપરથી એમ માલમ પડયું કે—એટલાં ઘોડાં ત્યારે એ ઘરનો શ્રીમંત હશે. આમ બુદ્ધિવાળા પુરૂષને જોગે બુદ્ધિવાન થવાય છે.

## વારતા ૫ મી

## મીયાંની વાત.

એક મીયાં આબરૂદાર ને ખાનદાન હતો પણ ઘરનો ગરીબ હતો. તેથી કોદરાના રોટલા વગેરે પરાણે ખાવા મળતું હતું. તેથી ઘેર કોદરાનો રોટલો થયો એટલે છોકરો મૈજતમાં બોલાવવા ગયો ત્યાં એની જ્ઞાતીના મોટા મોટા ઈજતદારો બેઠા હતા. તેમાં તે મીયાંની આબરૂ પણ સારી, આવી રીતના બેઠેલા જોઇને તે છોકરે વિચાર કર્યો કે મારા બાપને શી રીતે ઉઠાડું. એમ વિચારીને છોકરો બોલ્યો કે—બાપુ કુંદનપુરકા રાજા આવ્યા હે. ને કલારપુરમાં દો ઘડી મુકામ કર્યા હે. માટે મુલાકાત કરની હોય તો ચલો. ત્યારે પેલે ડાસે બુદ્ધિ વડે છોકરાનું કહેવું સાંભળીને સમજી ગયો. તેણે ઉતર દીધો કે દેખો બેટા, કુછ ફોજ બોજ હે કે એકલેજ હે. ત્યારે તે છોકરો બોલ્યો કે ના બાપુ ફોજ બોજ કુછ નહિ એકલેજ હે. એમ સાંભળીને ડાસો બોલ્યો કે તબતો અછા ચલો, ઘાસીખાંકુ લેજો કે મુળજી મહેતા આવે, ચલો મેં આતે હું એમ કહીને છોકરાને મોકલી દીધો છોકરો સમજી ગયો. તેથી એક ઘાસનો પુળો લઇને કાછીઆને ત્યાંથી બે મુળા લઈ આવ્યો. પછે પેલો મીયાં આવ્યો એટલે ઉનો ઉનો રોટલો ને મુળો ખાધો, એમ પોતાની ઇજત બુદ્ધિ વડે કરીને સાચવી લીધી.

### તાત્પર્ય.

ઉપલી વાતમાં કુંદનપુરનો રાજા તે કોદરાનો રોટલો અને કલારપુર તે કલેડું અને શીતળપુર તે રોટલાનું ટાઢું થઇ જવું અને ફોજ તે દાળ, શાક વગેરે ને ઘાસીખાં તે ઘાસનો પુળો અને મુળજી મહેતા તે મુળો. એટલે ઘાસનો પુળો આપીને મુળો મગાવીને ઉનોઉનો કલેડામાંથી નીકળ્યો તેવો રોટલો ને મુળો ખાધો ને બોલીમાં એમ જણાવ્યું કે મોટા રાજાનો પણ

મળતીઓ છે ને તેની ઓળખાણુ છે. એમ જણાવ્યું આમ બુદ્ધિવાનની જગતમાં આબરૂ ઈજત રહે છે. ને મુર્ખ તો સમૃદ્ધિવાન હોય તોપણુ ઈજત આબરૂ વિનાનોજ હોય એમ દેખાય છે.

---

## વારતા ૧ ઠી.

### એક સર્પ, કાચબો, સસલો ને શિયાળ એ ચારની વાત.

ઉપર પ્રમાણે ચારે જણુ ભાઈબંધ હતા તે વગડે રહેતા હતા. એક સમયે જંગલમાં દવ બળતો બળતો આવ્યો તેને જોઈને એ ચારે ભાઇબંધ પરસ્પર વિચાર કરવા લાગ્યા કે આ દવ બળતો બળતો આવે છે. તેમાંથી બચી જવાનો ઉપાય જેને જેમ સુઝતો હોય તેમ કહો એટલે સર્પ બોલ્યો કે મને તો લાખ મત છે માટે એ દવનો શો ભાર છે. ત્યારે કાચબો બોલ્યો કે—મારે કરોડ મત છે તે મારે પણુ ફીકર નથી. ત્યારે સસલો બોલ્યો કે—મારે પણુ સો મત છે તે મારે પણુ ફીકર નથી. ત્યારે શિયાળ બોલી કે—મારે તો એકજ મત છે માટે મારે તો કંઈ હરકત છે નહિ ને હું તો જાઉં છું. કારણુ કે મારે એકજ મત એટલે મારે પહેલો ઉપાય કરવો જોઈએ. એમ કહીને શિયાળે વિચાર્યું કે—હું આડી અવળી નાશીશ તો જ્યારે ત્યારે એ દવ મને બાળશે. માટે એ દવની સામેજ દોડીને બળી ગયેલી જમીનમાં જઉં તો પછે નિર્ભય થવાય. એમ ધારીને બળતો બળતો દવ આવતો હતો. તે સામે એકદમ દોટ મુકી. તે જે જગ્યોએ થોડું થોડું બળતું હશે ત્યાં થઇને થોડું થોડું મુવાળા બળતાં બળતાં એકદમ ઝપાટો મારીને તે શિયાળીયું દવને પાર નીકળી ગયું. પછે પેલો દવ વાના ઝપાટામાં એકદમ ગાઉ બેગાઉ લગી બળી ગયો. ત્યારપછે શીયાળ પોતાના ભાઈબંધોની ખબર જોવા માટે આવ્યો. ત્યાં સર્પ તો

ઝાડ ઉપર ચઢેલા તે ઝાડમાં બળીને લટકતા હતા તેને જોયા પછે કાચબાને જોયો, તે કાચબો ખાડામાં પડયો પડયો બળતો હતો. પછે સસલાને જોયો તે પણ એક જાળામાં બળતો દીઠો. પછે શિયાળ બોલી કે—લાખ મતી લડબડે, ને કરોડ મતી ડર-કડે; ને સો મતી હરહડે. એક મતી આપડી તે ઉલે મારગે તાપડી એમ કહીને જાણ્યું કે—એક મતવાળોજ સુખીઓ થાય છે, પણ આમથી તેમ બુદ્ધિ વિના બહુ મતી કરવા જાય તો આવા હાલ થાય એમ કહી હુકો હુકો કહી નાશી ગઇ.

## તાત્પર્ય.

જે પુરૂષ બુદ્ધિવાળો છે તે એકજ પ્રકારની નિસ્તર્ક બુધ્ધિ રાખીને પોતાનો વ્યવહાર ચલાવે છે, પણ પોતાની બુધ્ધિના ગર્વે કરીને જેમાં દુઃખ આવે તેવા કાર્યને નથી કરતો. અર્થાત્ પોતાની બુધ્ધિએ વિચારે કે—સો રૂપીઆ કમાવાની પહોંચ હોય તો પચાસનુંજ ખરચ કરે. પણ પોતાની બુધ્ધિના દોળે કરીને દોડસોનું ખરચ ન કરે.

---

## વારતા ૭ મી.

## માગીખાનાર ભરથરી ને કુતરીની વાત.

એક ભરથરી કોઇક ગામમાં માગી ખાતો હતો તે એક ગલ્લીમાં એક કુતરી રહેતી હતી તે પેલા માગી ખાનારા ભરથરીને તે ગલીમાં પેસવા નહોતી દેતી પછે પેલે ભરથરીએ વિચાર કરીને ગલીમાં પેસવાનો ઉપાય ખોળી દાઢયો તે આવી રીતે કે બીજેથી ટુકડા માગી ખાઇને તઇયાર થઇને પોતાનું વાજીંત્ર જે સારંગી તે લઈને તે ગલીનો દરવાજો હતો ત્યાં આવ્યો એટલે પેલી કુતરી આવીને ભસવા મંડી તે જેમ કુતરી ભસે તેમ તેમ પેલો જોગી સારંગી ઘસે તે ઘસતાં ઘસતાં કુતરી થાકી એટલે બધી ગલીનું પાણી નીકળવાનું નાળ હતો તેમાં

પાછે પગલે જઇને બેઠી એટલે તે ભરથરી તેની સામો જઇને બેઠો ને પોતાનું વાજીંત્ર બજાવવા લાગ્યો તે જેમ વાજીંત્ર વગાડે તેમ તેમ કુતરી ભસે તે ભસતાં ભસતાં ખુબ થાકી ગઇ ને તે કુતરીનું મોઢુ પહોળુ ને પહોળુ રહ્યું પણ ભસવાનો શબ્દ ન થયો એટલે તે ભરથરીએ તેના માથા ઉપર સારંગીને ઘસવાની કામઠી હતી તે ઘસી તોપણ કુતરી ભસી શકી નહિ પછે જઇને તે ગલીમાં ટુકડા માગ્યા એમ કરતાં કેટલાક દીવસ વીતી ગયા તોપણ તે કુતરી કોઈ દહાડો ન ભસી આ દષ્ટાંતનું સિધ્ધાંત નીચે પ્રમાણે જાણવું. કે કુતરીને ઠેકાણે માયા જાણવી. ને ભરથરી ને ઠેકાણે જીવ જાણવો. તે જ્યાં લગી જીવ નાદાર થઇ બેસી રહે ત્યાં લગી આ જીવની માયા દુઃખ દે છે પણ સુખ નથી આવવા દેતી તેનો ઉપાય વઈરાગ્ય છે તે વઇરાગ્યે કરીને ઇંદ્રીઓ અંતઃકરણને વીષય થકી પાછાં વાળે એટલે તુરત આ જીવને શાંતી મળે ને સુખીઓ થાય.

### તાત્પર્ય.

હવે આ ઉપરથી એમ જણાય છે કે વઇરાગે કરીને વિષયમાંથી નીવરતી પમાય તે વઈરાગ શા થકી થાય તે જીવને જાણવું જોઇએ તે કેવી રીતે જાણવું તો પુર્વેનાં શાસ્ત્રોની સાખે કરીને જેમ જનકરાજા વઈદેહી કહેવાયા તેમ.

---

## વારતા ૮ મી.

### એક રાજાએ લશ્કરની પરીક્ષા લીધી તે વાત.

એક રાજા પોતાના લશ્કરની પરીક્ષા કરવા સારૂ ખોટેખોટો બળવો કરાવ્યો ને લશ્કર તઇયાર કરાવ્યું ને પોતે બોલ્યો કે આ ફેરે ખરી લઢાઈ થવાની છે માટે હું છેલ્લી વારે સૌને સલામ કરીને માફ માગુ છુ મારી ઉપર સર્વે પ્રજાઓ રાજી રહેજો એમ પોતાની કચેરી કરીને રાજાએ કહ્યું ત્યાર પછે રાજા

હાથી ઉપર બેઠા ને આગળ પઇઓનાં ગાઢાં ભરાવીને ચલાવ્યાં ને તેની કેડે પોતાનો હાથી તે રાજાએ ગાઢાંવાળાને હુકમ કર્યો કે પાસે પાસે ચાલતે ગાડે વેરવા મંડો એટલે તે પઇઓ વેરવા માંડી તે આ રીતે કે ગાડુ ખાલી થાય એટલે બીજુ ગાડુ એમ શહેર બહાર નીકળતા સુધી પઇઓ વેરી ત્યાર પછે થોડેક જતા સુધી પઇસા વેર્યા ત્યાર પછી બે આની ને ત્યારપછે પાઇલી ને ત્યારપછે અડધા ને પછે રૂપીઆ અને તે પછે સોનામહોરો વેરવા માંડી ને રાજાએ પાછુ વાળીને જોયુ ત્યાં તો પોતાની પાછળ કંઇક જુજ માણસ રહ્યું તે માણસો શુરવીર હતા ને રાજાના હીતકારી ખરા નોકરો હતા તેજ રાજા પાસે રહ્યા ને બીજાતો પઇઓ પઇસા રૂપીઆ વીગેરેના નોકરો હતા તે પઇઓ પઇસા વીણવા મંડયા પણ રાજાની સાથે ન આવ્યા પછે તે રાજા આગળ ગયા એટલે સામુ કોઇ શત્રુ પણ નથી ને લઢાઇ પણ કરવાની નહોતી. પછે તે રાજાએ ખોટે ખોટો બનાવ બનાવરાવેલો હતો ને ત્યાં દેરા તંબુ વગેરે મોટા શત્રુનો પડાવ પડયો હોય ને શુ એવો બનાવ બનાવેલો હતો. ત્યા તે રાજા ગયો ને કચેરી કરીને પાન સોપારી વગેરે કરીને પછે પોતે લશ્કરે સહીત પોતાની રાજધાનીમાં આવ્યો પછે એક મોટી સભાકરીને પછે ન્યાયાધીશ પાસે ન્યાય કરાવ્યો કે મારી જોડે મરવા સારૂ આવેલા જે શુરવીરો તેને મારે કેવો સરપાવ કરવો ને મને છોડી દઇને રૂપીઆ પઇસા ને મહોરો વીણવા રહ્યા ને એમ માનતા હતા કે આપડે રાજાનું શુ કામ છે આપણુ તો આ સોના મહોરો ને રૂપીઆ લઇશુ તેથી આપણા બે ચાર પેઢીવાળા સુધીનુ ગુજરાન થશે હવે આપડે શા વાસ્તે જીવ ખોવો આવી જાતના જે છે તે નોકરોને કેવો દંડ દેવો એમ ન્યાયાધીશોને પુછયુ પછે તે ન્યાયાધીશોએ ન્યાય કર્યો કે એને એવો શરપાવ આપવો કે તે મર્યા પછી તેના બાળ બચ્ચાને પાળવાં એ મોટો સરપાવ છે અને પેલા નોકરોને બરતરફ કરવા એ મોટો દંડ છે એમ કહ્યું

એટલે તે રાજાએ તેજ રીતે કર્યું તે દ્રષ્ટાંતનુ સિદ્ધાંત એ છે કે જીવ આ દેહમાં રાજા છે ને દેહ નગર છે ને ઇંદ્રીઓ અંતહકરણ તેનાં નોકર છે તે જીવ પોતાના નોકરની પરીક્ષા કરે તો પઈસા પઈ વિગેરે નાના વિષયને રૂપીઆ મહોરોને ઠેકાણે રાજ યાદીકનું સુખ તેને પામીને આ જીવ તેમાંજ બંધઈ જાયછે કે એ ઇંદ્રીઓ અંતહકરણે કરીને જનક રાજાની પેઠ ન બંધાય એવું વરતાય છે કે નથી વરતાતું તેનો તપાસ કરી ને આ રીતે રાજનીતી ભણ્યા વિના આ જીવની ખરાબી થાય છે તે વિચારવું.

## તાત્પર્ય

રાજનીતી ભણવાની જેમ નીશાળો હોય છે તેમજ આ જીવને રાજનીતી ભણવાનો નીશાળ સતશાસ્ત્ર પ્રમાણે ચાલતા હોય એવા સતપુરૂષ જ્યાં રહેતા હો ત્યાં જાણવી ને તેવા સતપુરૂષ થકી કલ્યાણની રાજનીતી ભણી તો આ જીવને સુખ શાંતી મળે.

---

## વારતા ૯ મી

### એક સુરદાસ અને રાજાની વાત.

એક આંધળો માણસ એક મોટો રાજમારગ હતો ને એક તે જગોએ ઝાડ હતું ને ત્યાં જળાશય પણ હતો તે ઝાડ ઉપર બેસીને તે સુરદાસ ભગવત ગુણનુ ગાયન કરતો તેવાકમાં ત્યાં થઇને રાજાનું લશ્કર નીકળ્યું તેમાં પેહેલા તે રાજાના ગોલાને સિપાઇઓ વીગેરે નીચ માણસો આગળ ચાલતા હતા. તે તેઓ તે ઝાડ તળે આવીને બેઠા એટલે પેલો ગાયન કરનાર સુરદાસ હતો તેને તે લોકોએ જોયો એટલે એક જણ બોલ્યો કે અલ્યા આંધળા તું બહું સારૂ ગાયન ગાય છે તે હેઠળ ઉતર્ય ને અમારી આગળ ગા એમ કહ્યું તોપણ તે ન ઉતર્યો ત્યાર પછે તે રાજાના કારભારીઓને દીવાન તે આવ્યા

તેણુ પણુ તેને જોયો ને કહ્યું કે સુરદાસ હેઠળ ઉતરો ને પછે ગાયન કરો તોપણુ તે ન ઉતર્યો ત્યાર પછે રાજા આવ્યો તે રાજાએ કહ્યું કે સુરદાસજી હેઠળ પધારો ને તમો બહુ સારા છો માટે બેઘડી હરી ચર્ચા સંભળાવો ત્યારે તે સુરદાસ કહે કે હા રાજા સાહેબ આવું છું એમ કહીને હેઠળ આવીને સલામ કરી એટલે રાજાએ પુછ્યું કે તમારી આંખ્યે દેખાય છે ત્યારે તે કહે કે નથી દેખાતુ ત્યારે રાજા કહે કે તમે શી રીતે ઓળખ્યા કે આ રાજા છે ત્યારે તે સુરદાસ કહે કે આગળ તમારા ચેલા વીગેરે ગયા તેમણે મને એમ કહ્યું કે અલ્યા આંધળા હેઠળ ઉતર ત્યાર પછે દીવાનજી વીગેરે ગયા તેમણે કહ્યું કે સુરદાસ હેઠળ ઉતરો ને તમોએ કહ્યું કે સુરદાસજી હેઠળ પધારો આ ત્રણુ પ્રકારની બોલીમાં ફેર પડયો કે નહિ તે જુઓ જેવો માણસ હોય તેવી બોલી બોલે માટે મેં બોલી ઉપરથી પરીક્ષા કરી તે વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. શ્લોક.

वचने शास्त्र परीक्षा सुर परीक्षा रणाजीरे भवति
आपदि मित्र परीक्षा स्त्री परीक्षा धनक्षये पुंसि ॥१॥

અર્થ—આ શ્લોકનો અર્થ એ છે જે વચન બોલવાથી પંડીતપણું અથવા મુર્ખપણું માલમ પડે છે ને રણસંગ્રામમાં લડવા સમે સુરવીર હોય તે ઓળખાય છે ને આપતકાળ આવે ત્યારે મીત્ર હોય તે ઓળખાયને ધનનો નાશ થઇ જાય દળદર આવે ત્યારે સ્રીની પરીક્ષા થાય છે માટે મેં વચન ઉપરથી પરીક્ષા કરી છે એમ કહ્યું એટલે રાજા રાજી થયો ને સુરદાસને કહ્યું કે તમે મને બહુ સારા લાગો છો માટે મારી ભેળા ચાલો તો હુ તમને આખી ઉંમર મારે ઘેર રાખીશ એટલે તે સુરદાસે રાજી થઇને હા કહી પછે તે રાજા સુરદાસને પોતાની રાજધાનીમાં લાવ્યો તે કેટલાક દહાડા તે રાજાના દરબારમાં રહ્યો ત્યાર પછે કોઇક વખત દેવની મુરતીઓ વેચાવા આવી તેમાંથી રાજા મુરતીઓ લેવાને માટે સુરદાસ પાસે પુછવાને

આવ્યો ત્યારે તે સુરદાસે કહ્યું કે એ મુરતી મને બતાવો પછે તે મુરતીઓ બે સામી ઉભી રાખીને સુરદાસને તે બે મુરતીઓ ઉપર હાથ ફેરવાવરાવ્યો. પછે સુરદાસે કહ્યું કે આ મુરતી સોનાની છે ને આ મુરતી મીણની છે ત્યારે રાજાએ કહ્યું કે એની પરીક્ષા શી રીતે કરી ત્યારે તે સુરદાસ કહે કે લોઢાના બેચાર ચણા લાવો. અર્થાત ચણા જેવા લોઢાના ગોળ કડકા લાવો પછે તે રાજાએ સુરદાસના હાથમાં લાવીને આપ્યા પછે પેલી મીણની મુરતી હતી તેના કાન ઉપર હાથ રાખીને લોઢાનો ચણો તે મુરતીના કાનમાં માર્યો એટલે માહીં ઉતરી ગયો ને મીણ માલમે પડયું ને સોનાની મુરતીના કાનમાં માર્યો એટલે તે ચણો ઉછળીને પાછો પડયો ને ખણણણ એમ અવાજ થયો. એટલે રાજાએ જાણ્યું કે સુરદાસે ખરી પરીક્ષા કરી પછે સોનાની મુરતીને રાજાએ રાખી ત્યાર પછે કોઈક દિવસે તે રાજાના મનમાં એમ સંકલ્પ થયો કે હું વાણીઆનો છોકરો છું ને રાજાને પ્રજા ન હોવાથી મને ગુપ્ત રીતે લાવીને પુત્ર કરી ગાદીએ બેસાડેલો છે તે મારી પરીક્ષા જો કરે તો એ સુરદાસ ખરો બુદ્ધિવાળો ગણાય એમ ધારીને તે રાજા તે સુરદાસની બુદ્ધીની પરીક્ષા કરવા ગયો તે જઇને કહ્યું કે સુરદાસજી તમે મારી પરીક્ષા કરો હુ કઇ નાતજાતનો છું ત્યારે સુરદાસ કહે કે મારી પાસે આવો. એટલે તે રાજા સુરદાસની પાસે ગયા પછે તે સુરદાસે રાજાની છાતી ઉપર હાથ મુકયો ને કહ્યું કે તમે વાણીયા છો ત્યારે તે કહે કે અમારી રાણીની પરીક્ષા કરો ત્યારે સુરદાસ કહે કે મારી પાસે લાવો પછે તે રાણીને લાવ્યા ત્યારે સુરદાસ કહે કે એ રાણીના બરડા ઉપર હાથ મુકાવો એટલે તે રાણીએ પોતાનું વસ્ત્ર આઘું કરીને બરડો ઉઘાડો કર્યો પછી તે સુરદાસે બરડા ઉપર હાથ મુકીને કહ્યું કે આ તો જાતની વાઘરણ છે ત્યારે તે રાજાએ પુછયું કે તમે શી રીતે જાણ્યું ત્યારે તે સુરદાસ કહે કે વાઘરણ વીના નીરલજ થઇને કોઇપણ પોતાનો

વાંસો ઉઘાડો ન કરે તે ઉપરથી મેં પરીક્ષા કરી ત્યારે રાજા કહે કે મારી પરીક્ષા શી રીતે કરી ત્યારે સુરદાસ કહે કે વઇશ જાતી વીના કોઇ છાતીએ હાથ નાખવા ન દે ને તમે છાતીએ હાથ નાખવા દીધો માટે મેં તમને જાણ્યા કે તમો વાણીઆ છો ત્યારે તે રાજાએ કબુલ કર્યું.

### તાત્પર્ય

વીદુરનીતીમાં લખ્યું છે કે રાજાએ તથા ગુરૂએ દીવાનની તથા શિષ્યની પરીક્ષા ન કર્યા વીના દીવાન તથા શિષ્ય ન કરવો એ રીતે મોક્ષ ભાગી હોય તેણે ગુરૂની પણ પરીક્ષા કરવી. તે ઉપર ગોવિંદરામની સાખી છે, કે—

ગુરૂ કરવો તો જ્ઞાની કરવો સત અસતને જોઇ
બળદ લઇએ તો ખેડી લઇએ ને ડાબુ લઇએ દોહી
ડાબુ દોહી તે લઇએ ને સમજુ તેને કહીએ
કહે ગોવિંદરામ તો ભવસાગર તરીએ
ગુરૂ કરીએ તો જ્ઞાની કરીએ સત અસતને જોઇ

માટે જે જે વહેવાર કરવો તેમાં જે માણસ હોય અથવા જે વસ્તુ હોય—તેની પરીક્ષા કરીને ચાર જણને પૂછીને તે ક્રિયા કરવી.

---

## વારતા ૧૦ મી.

### એક બાદશાહ અને લવાની વાત.

એક સમયે બાદશાહ પોતાના લવા જોડે વીનોદમાં બેઠા હતા ત્યારે બાદશાહે પૂછ્યું કે—હીમત બડી કે હથીયાર ત્યારે તે લવો કહે કે—હીમત બડી ત્યારે તે બાદશાહ કહે અચ્છા એ વાત તો રહી હવે કેટલાક દહાડા વતી ગયા પછે પેલા બાદશાહે એક હાથીને દારૂ પીવરાવીને ગાંડો કરાવ્યો પછે પેલો લવો પોતાના ઘેરથી આવતો હતો તેની સામો

સાંકડા માર્ગમાં તે હાથીને મુકયો પછી તે બાદશાહ તમાસો જોવા બેઠો પછે જ્યાં પેલો હાથી લવાની સામો આવ્યો એટલે લવે વીચાર કર્યો કે બાદશાહે મારી પરીક્ષા લેવા માટે આ કામ કરાવ્યું છે એમ ધારીને બજારમાં કુતરૂ સુતેલું હતું તેને ઉપાડી લઇ તે હાથીના માથામાં માર્યું એટલે તે કુતરૂ હુ હુ હુ કરીને હાથીને સુંઢે વળગી પડયું ને બેચાર બટકાં લીધાં એટલે તે હાથી રાડ પાડીને નાઠો એટલે તે સંતાઇ ગયો પછે તે બાદશાહે હાથીને પકડાવીને બંધાવી દેવ- રાવ્યો. પછે તે લવો બાદશાહ પાસે જઇને બેઠો એટલે તે બાદશાહે તેને સાબાસી આપી.

તાત્પર્ય

જગતમાં કહેવત છે કે હીંમતે મર્દ તો મદદે ખુદા. આ જીવ હીંમત રાખીને જે જે કાર્યો કરે છે તે તે કાર્ય સીધ થાય છે. તો જો ભગવાન ભજે તો આ જીવનું કલ્યાણ પણ મેળવી શકે માટે મુકિત ને જુકિત બેનું જે સંપાદન કરે તેને ડહ્યા પુરૂષો બુદ્ધિવાળો ગણે છે ને કેવળ આલોકની આબરૂ મજન આદીક મેળવે છે પણ પરલોક સંબંધી નથી કરતો તેને સજ્જન પુરૂષ ડાહ્યો નથી ગણતા.

---

## વારતા ૧૧ મી

### એક બાદશાહ અને લવાની વાત.

એક પાદશાહ પોતાના લવા જોડે વિનોદમાં બેઠો હતો, તેને બાદશાહે પુછ્યું કે—લવા તેરી દાઢી ને મેરી દાઢી સાથે જલે તો કીનકો દાઢી પહેલી બુઝવું. ત્યારે તે લવો કહે કે— મેરી દાઢીકા બેમચરકા માર કે ફેર તુમેરી દાઢી બુઝતું. ત્યારે બાદશાહ કહે કે અબે, લવા તું મેરા નોકર હે તે યું કે બોલ તે હે. ત્યારે તે લવો કહે કે દેખો સાહેબ મેરા મોં કાળા હો જાય તો ફેર મેં કયા કરૂં ? વાસ્તે પહેલી મેરી બુઝાવું.

## તાત્પર્ય.

આ જીવને પ્રથમ પોતાનું ભલું કરી લેવું પછે બીજાનું ભલું કરવા જવું. પણ મુર્ખ જીવ આખા કુટુંબનો ભાર ઉપાડીને પોતે નરકમાં જાય છે. માટે એવા પુરૂષ તો મુર્ખ છે માટે પહેલો આ લોક ને પરલોક પોતાનો સુધારવો.

## વારતા ૧૨ મી.

## એક ચોરને શાહુકારની વાત.

એક શાહુકાર હતો તે જન્મારામાં ચોરના જેવું કામ કરતો હતો. તેણે એક આસામીને રૂપીઆ આપેલા તેનું વ્યાજ લઈ લઈને બમણા રૂપીઆ તો વસુલ લીધેલા પણ મુદ્દલ લીધેલા નહી. પછે પેલો દેણદાર આસામી હતો તેણે કાયર થઇને બીજા શાહુકારના રૂપીઆ લાવીને એના રૂપીઆ એ બીજે ગામ રહેતો હતો ત્યાં દેવા જતોહતો. તે મારગમાં બે જણ સામસામી ભેગા થયા. એટલે પેલો દેણદાર કહે કે—તમારા રૂપીઆ ચુકતે ચુકતા લઇ લો. ત્યારે તે કહે કે—હા લાવો એમ કહીને એક આંબાનું આડ હતું તેની નીચે બે જણ બેઠા ને રૂપીઆના લેણ દેણનો નિકાલ કરી દીધો તે રૂપીઆ લઈને પેલો ઘેર ગયો ને પેલો રૂપીઆ આપીને ઘેર ગયો. તેને કેટલાક દીવસ વિત્યા કેડે તે શાહુકારે કોઈ દહાડો આવીને ઉઘરાણી કરી ત્યારે પેલો દેણદાર માણસ કહે કે—ભલા માણસ તમે સારા થઇને આમ શું બોલો છો. ને રૂપીઆ મેં તમને આપ્યા છે. ને ફરીવાર શાના માગો છો ત્યારે પેલો શાહુકાર કહે કે—તું વાંકુ બોલે છે પણ હું ફરીયાદ કરીશ. ત્યારે દેણદાર કહે કે મેં તારા રૂપીઆ આપ્યા છે ને તારે ફરીઆદી કરવી હોય તો કરજે ત્યાર પછે પેલે શાહુકારે ફરીયાદ કરી પછી પેલા ઉપર વારંટ આવ્યો. એટલે તે કચેરીમાં દાખલ થયો પછે બે જણની જુબાની લીધા પછી ન્યાયાધીશ

હતો તેણે વિચાર્યું કે આમાં ગરીબ ખેડુ માર્યો જાય છે ને રૂપીઆ એને પુરા આપ્યા હોય એમ જણાય છે. હવે એનો શો ઉપાય કરવો એમ વિચારીને એક વકીલને આજ્ઞા કરી એટલે પેલો વકીલ બોલવા મંડયો કે—તમે એને કઈ જગોએ રૂપીઆ ભર્યા છે ત્યારે તે દેણદાર કહે કે—મજકુર ગામની સીમમાં અમુક જણાના ખેતરને છેડે આંબો છે તે આંબા નીચે મેં એ શાહુકારને ભર્યા પુર્યા ચુકતે હિસાબે રૂપીઆ આપ્યા છે. ત્યારે તે વકીલ જરા ધમકી દઈને બોલ્યો કે—જા જલદી જા ને તે આંબાનું પાંદડું લઇ આવ તો તારી વાત સાચી નહી તો તું ખોટો. પછી તે પાંદડું લેવા ગયો એટલે પેલો ન્યાયાધીશને પેલો વકીલ બેઉ જણા પરસ્પરથી કરવા મંડયા તે આ રીતે કે બોલાવો અલ્યા સિપાઈ—કયાં ગયો પેલો. કેમ પાંદડું લઇને આવ્યો નહિ કેમ વાર થઇ લાવો જલદી એમ બએ તએ કરવા લાગ્યા એટલે પેલો શાહુકાર હતો તે લોળપણામાં બોલી ગયો કે—તે આંબો છેટે છે તેથી શી રીતે ઉતાવળો આવે. એટલે વકીલ અને ન્યાયાધીશ બેઉ જણ ચેતી ગયા ને સિપાઈને સાન કરી કે આને પકડો. એટલે તે શાહુકારને પકડી લીધો. પછે તે શાહુકારને કહ્યું કે-રૂપીઆ લીધા તે સાચા છે ને તું શાહુકાર ચોર છું તું આવાં કેટલાં કામ કરૂં છું તે અમને ખબર છે. એમ કહીને કેદ કર્યો એટલે પેલો ખેડુ આવ્યો તેણે આંબાનાં પાંદડાં આપ્યાં ને કહ્યું કે લો સાહેબ આ આંબા હેઠળ મેં એને રૂપીઆ ભર્યા છે ને એ ખોટું બોલીને મારી આબરૂ પાડવા મને ભીખારી કરવા આમ કરે છે એ શાહુકારે કેટલાકને મારી પેઠે કર્યા છે પછે સરકારે દેણદાર ખેડુને રજા આપી એટલે તે પોતાને ઘેર ગયો ને પેલાને ચોર બનાવ્યો ને કેદ કર્યો એટલે જે આવે તે જોઇને કહે કે-આતો શાહુકાર ચોર એમ કહેવા લાગ્યા એટલે તેનું નામ શાહુકાર ચોર પડયુ ત્યાંથી જગતમાં કહેવત ચાલી છે.

## તાત્પર્ય

આ ઉપરથી શાહુકારની પેઠે ધર્મ, જ્ઞાન, વઈરાગ્યાદિકની વાતો સંભળાવે ને ઉજળા દેખાય પણ અંતરમાં કપટવાળા હોય તેની વકીલ ને ન્યાયાધીશની પેઠે પરીક્ષા કરીને તેને ઓળખીને તેનાં વચન માનવાં ઘટે તો માનવાં ને ઠગ હોય તો તેથી ચેતવું. એવી રીતે જગતના જ્ઞાની, પંડીત, પુરાણી તેને ઓળખવા.

---

## વારતા ૧૩ મી

### એક રાજા અને રાણીનો સંવાદ

એક રાજા અને રાણી વિનોદમાં બેઠાં હશે ત્યારે પેલી રાણી રાજાને કહે કે–હું તમને કેવી વહાલી છું એમ પૂછ્યું એટલે તે રાજા કહે કે બહુ વહાલી છું ત્યારે વળી ફરી પૂછ્યું કે હું કેવી વહાલી છું. ત્યારે રાજા કહે કે—બહુ વહાલી છું. એમ બે ચાર વાર પુછ્યું એટલે રાજાને રીસ ચડી અને કહે કે—તું ગોવાળીઆની ગાંડ જેવી વહાલી ત્યારે પેલી રાણીને રીસ ચડી તેથી તુરત મુઝાઈને તૂટલા ખાટલામાં એક ખુણે જઈને પડી તેને બેચાર દિવસ વીતી ગયા. તોપણ રીસ મુકે નહિ પછી તેને રાજી કરવા માટે રાજાએ જુક્તિ કરી તે આખા ગામમાં નાના નાના ગોવાળીઆને નોતરૂં દીધું ને રસોઇ કરાવી એટલે તે નાના છોકરા ૨૫–૫૦ ને આશરે જમવા આવ્યા તેને રાજાએ એક એક ટોપી ને એક એક છેટી પહેલી આપી ને પછે જમવા બેસાર્યા એટલે ટોપીઓ માથે મુકી ને છેટીઓ હતી તે સૌ સૌની ગાંડ હેડ ઘાલીને જમવા બેઠા. પછે જમણ પીરસ્યું ને જમવા મંડયા એટલે પેલો રાજા પેલી રાણી પાસે જઈને વાત કહી કે—મેં તને શું ખોટું કહ્યું તે રીસ ચડી ચાલ બતાવું જો, એમ કહીને ' પેલા ગોવાળીઆ જમતા હતા

તે બતાવ્યા ને કહ્યું કે—જો આ બધા ગોવાળીઆને નવી છેટીઓ હાલમાં આપી છે તે બધા પોતાની તળે ઘાલીને બેઠા છે માટે એ છેટી વહાલી કે એની પુંઠ વહાલી તે તું જો. જો છેટી વહાલી હોય તો તળે ઘાલીને બેસે નહિ માટે એને એની પુંઠ વહાલી છે તેમ તું મને વહાલી છું એમાં તને શું કુડું પડયું એટલે તે રાણી રાજી થઈ ને ગોવાળીઆ જમીને સો સૌને ઠેકાણે ગયા.

### તાત્પર્ય

આ જગતના જીવ પેલી રાણી જેવા મુર્ખ છે તેને અધર્મી, ખોટા ગુરૂ તે અવળાં જ્ઞાન આપીને ઠગી લે છે ને મોક્ષને માર્ગે ચાલવા દેતા નથી માટે તે ઓળખી રાખવા ને તેથી છેટે રહેવું.

---

## વારતા ૧૪ મી

### એક વાણીઆના છોકરાની વારતા.

એક વાણીએ પોતાના છોકરાને બે આનાના પઈસા આપીને કહ્યું કે— આ પઈસા આપીને શાક, મસાલો વગેરે જે જે વસ્તુ જોઈએ તે બજારમાંથી લઈ આવ. એમ કહ્યું એટલે તે છોકરો લેવા ગયો ત્યાં એક વાંણીઆનું હાટ દીઠું તેમાં માલ તો વેચવાનો કંઈ પણ ન દીઠો એટલે તે છોકરે પુછ્યું કે—શેઠ તમારી દુકાનમાં કંઈ વેચવાનો માલ નથી દીસતો માટે તમે શાનો વેપાર કરો છો ને શાની દુકાન કાઢી છે ત્યારે તે વાણીઓ કહે કે—ભાઈ અમે તો અકલ વેચીએ છીએ ને અકલની દુકાન છે ત્યારે પેલો છોકરો કહે કે—મને બેઆનાની અકલ આપો ત્યારે તેણે એક કાગળીઆમાં લખી આપ્યું કે—વઢવાઢ થાય ત્યાં જરીએ નહિ એમ કાગળીયું આપીને બે આનાના પઈસા લીધા એટલે પેલો છોકરો પોતાને ઘેર જઈને પોતાના બાપને કહે કે-શાક વગેરે લાવવું હોય તો બીજા પઈસા આપો ને તમે આપ્યા હતા તે પઈસાની મેં અકલ લીધી એમ

કહીને પેલો કાગળ બતાવ્યો એટલે પેલો વાણીઓ ભુરકીને બોલ્યો કે-અલ્યા મારા છોકરાને ઠગી લીધો એમ હુકારા કરતો કરતો ફોજદાર પાસે જઈને ફરીયાદ કરી પછે ફોજદારે તેનું કામ ચલાવ્યું એટલે પેલો વાણીઓ કહે કે-મેં તો એને બે આનાની અકલ આપી છે. એટલે હું શાના પઇસા આપું. ને મેં એને શી રીતે ઠગ્યો. ને જો એને પઇસા પાછા લેવા હોય તો મારી અકલ પાછી આપે ત્યારે પેલે ફોજદારે પેલા છોકરાના બાપને કહ્યું કે-એની અકલ પાછી આપો તો તમારા પઇસા પાછા મળે ત્યારે કહે હા પાછી આપી ત્યારે પેલો અકલ વેચ-નાર વાણીઓ કહે કે-શાહીદી પુરાવા સહીત લખી આપે તો હું પઇસા આપું ત્યારે તેણે હા પાડી ત્યારે અકકલ વેચનાર વાણીએ કહ્યું કે-જ્યાં લડાઈ થાય ત્યાં એ છોકરો જાય એમ લખી આપે ત્યારે તે વાણીઆને જરા આંટી આવી એટલે લગાર ખાંચો ખાવા મંડયો એટલે પેલે ફોજદારે ધમકાવીને લખી લીધું ને ચાર મકરાણીને શાહીદી રાખ્યા ને વાણીઆની સહી કરાવી કે--જ્યાં વઢવાડ થાય ત્યાં આ છોકરો ન જાય તો પચાસ રૂપીઆ દંડ થાય. એવી રીતના જામીન લઇને છોડી મુક્યા. પછે જ્યાં વઢવાડ થાય ત્યાં પેલા છોકરાને જવું પડે. ત્યાં કેટલીક જગ્યોએ માર પણ મળે. એમ કરતાં લશ્કરમાં સામસામી વઢવાડ જાગી. ને ગોળીઓની ટપાટપી ચાલી. તેમાં પેલા છોકરાને જવાનો વખત આવ્યો. એટલે પેલો વાણીઓ અકકલ વેચનાર પાસે જઈને હેઠ સલામો કરવા લાગ્યો. ને કહ્યું કે—તું કહું તેટલા રૂપીઆ આપું પણ આ જગ્યોએથી મારા છોકરાને બચાવી લે નહીંતો ગોળીના ઝપાટામાં મરી જશે ને તું મારી નાતનો છું માટે આટલો ગુનોહ માફ કરીને બચાવી દે એટલે પેલે અકકલ વેચનાર વાણીએ કહ્યું કે—ફોજદારને બેહજાર રૂપીઆ આપ ને બેહજાર મને આપ ને એક હજાર મહાજન ખાતે કાઢ. તો તારો છોકરો બચે. ત્યારે તેણે હા પાડી પછે પેલો અકકલ

વેચનાર ફોજદાર પાસે ગયો ને વાત કહી કે-પેલો તે દહાડાવાળો વાણીઓ આ રીતે રૂપીઆ આપવા કબુલ કરે છે માટે એનો નિકાલ કરો પછે તેના જામીન લીધા હતા ને દંડ કરવાનો ઠરાવ હતો તે માંડી વાળ્યો ને તેનો નિકાલ કર્યો ને પાંચ હજાર રૂપીઆ તે વાણીએ રોકડા ગણી આપ્યા. ત્યારે તેનો છોકરો બચ્યો.

## તાત્પર્ય

અક્કલવાળાનું આવું કામ છે એ આનાના પઇસા બાબત પાંચ હજાર ખોયા અને અક્કલવાળા પાસેથી છુટકો થયો પણ બુદ્ધિ વગર તે વાણીઆનો છોકરો પાંચ હજાર ખરચેથી પણ બચત નહિ માટે બુદ્ધિવાળાની સોબત કરીને બુદ્ધિવાળા થવું તો આલોક સુધરે ને પરલોક પામવાને માટે તો અવશ્ય બુદ્ધિ જોઇએ.

---

## વારતા ૧૫ મી

## એક મીયાંની વાત.

એક મીયાં એમ બડાઇની વાત કરે કે-અમનો બડા ખાન હે ત્યારે બાદશાહ કહે કે-અમબી ખાન ને તુમબી ખાન ત્યારે તે કહે કે-ના, ના, સાહેબ તુંમતો ખાંન તે ખાન અને હુંમતો જેસા લબરખાં, ચમરખાં, પગરખાં એસા ખાન ત્યારે બાદશાહ કહે તબનો અચ્છા. પછે આગળ ચાલ્યા તે ઝાડી આવી ત્યારે બાદશાહ કહે કે-બડે મીયાં તુંમ આગળ થાઓ તુંમ બોલતા હતા કે-અમ ખાંન હે તો ચલો આગળ પછે મીયાંને આગળ કર્યો એટલે વગડામાંથી એક વાઘ આવ્યો તેને જોઇને મીયાં અટકયા. એટલે બાદશાહ કહે કે—બડેમીયાં તુંમતો શેરખાં કહેવાતે હે ને કયું અટકે ત્યારે મીયાં કહે કે—નહીં, નહીં, મેરી મામીએ મેરા ઉલમણાકા નામ શેરખાં પાડેહે પણ મેરા

નામ તો મીયાં ફુસકું એમ કહ્યું એટલે પેલો રાજા કહે કે—આ વાવમાં પાણી છે તે લઇ આવો એમ કહીને ત્યાં મોકલ્યા એટલે તે વાવમાં દેડકું ડરેં ડરેં ડરેં એમ બોલતું હતું તેને સાંભળીને મીયાં અટકયા ને પછે વિચાર કર્યો કે—વાવમાં કોઇ ધાક છે ખરો એમ ધારીને પાછા વળતાં વળતાં એમ બોલ્યા કે—મેરે પાણી પીનાજ નહિ કયા ડરે એમ કહીને પાછો રાજા પાસે આવ્યો તે રાજા કહે કે—મીયાં પાણી કેમ લાવ્યા નહિ ત્યારે મીયાં કહે કે—હમ ડરે તો નહિ પણ ઓય બાવડીમાં કોઇ ડરેં ડરેં શબ્દ કરતા હે તો મેં ઉનને એસા કહ્યા કે—હુમેરે પાણીજ નહી ચહીતા હે એસા મેં ઉનને કહ્યા ઉસ બદલે મેં બાવડીમાં નહી ગયે એટલે રાજા કહે કે—બડે મીયાં તુમેરી કુશીને અચ્છા નામ ધરે તું મેરા નામ સાર્થકકે એમ કહીને શીકાર રમવા નીકળ્યા હતા તે ઘેર ગયા.

## તાત્પર્ય

આ વાતમાં મીયાંની ફક્ત બડાઇજ જણાઇ આવે છે તેમ જગતમાં ગુરૂ અથવા મોટો ભક્ત થઇને ફરતો હોય ને બડાઇઓ મારતો હોય તેણે કરીને પોતાને અથવા બીજાને શી પ્રાપ્તિ છે તે વિચારવું. તેના ઉપર સાખી-

પોતે ન જાણે હરિને લેશ, કાઢી બેઠો ગુરૂનો વેશ;<br>
કયાં છે હરિ ને કયાં છે તું, વિવેક નહિ ને કહે વૈષ્ણવ હું;<br>
હાથમાં માળા ને મનમાં મેલ, કહે અખો એ સર્વે ફેલ,

માટે સમજી વિચારીને ભગવાન ભજવા પણ ફેલ કર્યામાં કાંઈ ફાયદો નથી.



## વારતા ૧૬ મી

## એક ટીટોડીની વાત.

સમુદ્રને કિનારે એક ટીટોડી રહેતી હતી તેણે ત્યાં ઇંડાં મુકયાં હતાં. કોઇક વખતે સમુદ્ર થોડાક ફેલાયો તેણે કરીને

તેનાં ઈંડાં તણાઇ ગયાં એટલે તે ટીંટોડી બુમો પાડતી જાય ને ચાંચમાં કાંકરો ઝાલીને સમુદ્રમાં નાંખે અને એક ચાંચ ભરીને પાણી બારણે કાઢે એમ કરવા લાગી એટલામાં પક્ષી લોકોને ખબર પડી એટલે કેટલાક કાગડા, વગેરે મોટા પક્ષીઓ તે ત્યાં આવ્યા તેણે ટીંટોડીને પૂછયું કે—તમે આમ કેમ કરો છો ત્યારે તે ટીંટોડી કહે કે—મારાં ઇંડાં આ સમુદ્ર તાણી ગયો છે હવે તમે મદદ કરો ને આપણ બધાં મળીને સમુદ્રને પૂરી નાંખીએ ત્યાર પછે પક્ષીની જાતિમાં કેટલાક મોટેરા હતા તેણે પક્ષીઓ માત્ર પંચ ભેગું કર્યું ને તે સમુદ્રને પુરવાને માટે આરંભ ચલાગ્યો. તેને જોઇને નારદજી ફરતા ફરતા ત્યાં આવ્યા હતા તેણે કહ્યું કે—તમારી નાતનો ગરૂડ છે તે કેમ નથી આવ્યો માટે તેને બોલાવો ને નહી આવે તો નાતબારો મૂકો પછે તેને તે પક્ષી તેડવા ગયા એટલે ગરૂડજી તો ન આવ્યા પછી બધાં પક્ષીઓએ મળીને ગરૂડજીને નાતબાર મૂકયા ત્યારે ભગવાને કહ્યું કે—હું તારો અંગીકાર નહી કરૂં. ત્યારે ગરૂડજી કહે કે શા વાસ્તે અંગીકાર નહી કરો તેનું કારણ કંઇ બતાવો ત્યારે ભગવાન કહે કે—તમને બધા પક્ષીએ નાત બહાર મુકયા છે તેથી નાતમાં એસી આવો એમ કહ્યું એટલે ગરૂડજી તુરત સમુદ્રને કાંઠે આવ્યા ને સમુદ્રને પુરવાને માંડેલો જે આરંભ તેને જોઇને પૂછયું કે—આ શું થાય છે ? ત્યારે સર્વે કહે કે—આ સમુદ્ર ટીંટોડીનાં ઇંડાં લઇ ગયો તે પાછાં આપતો નથી માટે પુરી નાંખવો છે. એમ કહ્યું તેને સાંભળીને તે પણ પુરવાના ઉદ્યમમાં મંડયા તે આવી રીતે કે—એક ચાંચ ભરીને સરવે નાંખે તેણે કરીને એક ગાઉ લગી પુરાઇ જાય. અને એક પાંખનો ઝપાટો મારે તેણે કરીને બેચાર ગાઉમાં પાણી ચોખું કરી નાંખે એમ કેટલીક વખત કર્યું એટલે સમુદ્ર આવ્યો ને હાથ જોડીને ઉભો રહ્યો કે—મારો અપરાધ માફ કરો ને કામ હોય તે કહો. ત્યારે ગરૂડજી કહે કે— આ ટીંટોડીનાં ઇંડાં

લઈ ગયો છું તે આપ. ત્યારે તે કહે કે—આપું એમ કહીને તેનાં ઇંડાં લાવીને આપ્યાં એટલે સમુદ્રને પુરવાનું કામ પડયું મુકયું; ને ગરૂડજી તો પાછા ભગવાનના ધામમાં ગયા. ને પક્ષીઓ સૌ સૌને ઠેકાણે જતાં રહ્યાં તે ઉપરથી લોકોમાં એમ કહેવાય છે કે—મોટો ભાલ જે દેશ છે તે ગરૂડજીએ સમુદ્ર પુર્યો તેથી થયો છે એમ લોકોમાં સંભળાય છે.

### તાત્પર્ય.

પક્ષી લોકોએ હિંમત રાખી તો મોટા રૂષીનો આશીર્વાદ થયો તેણે કરીને ઇંડાં પાછાં મળ્યાં તેમજ જે જે કોઇ મનુષ્યો કાર્યો કરે છે તે કાર્ય જો હિંમતે સહિત કરે છે તો તે કાર્યની સિદ્ધિ થાય છે કેમકે—જગતમાં એમ કહેવાય છે કે-હિંમતે બંદા તો મદદે ખુદા. તેમ " તેં મેરી જકરમાં તો હું તારી ફીકરમાં " એમ કહેવાય છે. માટે હિંમતે સહિત પરમેશ્વરને મુખ્ય રાખીને જે જે કાર્ય કરે તે સફળ થાય છે.

---

## વારતા ૧૭ મી

## ભોજ રાજા વિષે

ધારા નગરીનો ભોજ રાજા હતો તેની પાસે કેટલાક પંડિતો રહેતા હતા તેમાં કાળીદાસ નામે એક પંડિત મોટો રહેતો હતો આવી રીતે તે રાજા રાજ કરતો હતો તેને ત્યાં કોઈક વખતે જગતજીત પંડિત આવ્યો તેને એક મકાનમાં ઉતારો આપ્યો ને તે રાજાએ પોતાના શહેરમાં સનમાન કરીને પોતાની રાજધાની ને કચેરી તે બતાવવા સારૂ અથવા પોતાની કચેરીમાં બેસવા સારૂ તેને બોલાવવા પાલખી મોકલી હતી હવે તે પાલખીમાં બેશીને તે પંડિત ચાલ્યો. ત્યારે કાળીદાસ તેની વિદ્વતા જોવા માટે ભોઇનાં લુંગડાં પહેરીને ભોઈ ભેગો ચાલવા લાગ્યો થોડેક છેટે શહેરમાં જતાં તે પંડિત બોલ્યો શ્લોક

**अयं मे दोलीका दंड स्कंधे किं तव बाधति**

એમ કહ્યું એટલે કાળીદાસ ભોઇ બનેલો હતો તેણે ઉત્તર દીધો કે

**न बाधते तथा विद्वन् यथा बाधति बाधते**

અર્થ:-પેલા જગતજીત પંડિતે પાલખીમાં બેઠા બેઠા ભોઈ પ્રત્યે પુછયું કે-અયં નામ આ મોરીદોળીકો જે પાલખી તેનો ડંડ જે ઉપાડવાનો વાંસડો તે તમને ખભામાં નડે છે. ત્યારે કાળીદાસે કહ્યું કે-તમે વ્યાકરણને બાધ લગાડયો કેવી રીતે તો "બાધતે" એવો શબ્દ છે તેને તમે "બાધતિ" કહ્યો એ વ્યાકરણનો બાધ તેજ અમને નડયો. પણ તમારી પાલખીનો વાંસ અમને નથી નડતો એમ કહ્યું એટલે તે પંડિતના મનમાં એમ થયું કે-આ રાજાના ભોઇ પણ મોટા મોટા પંડિતો છે. તો એના પંડિતો તો કેવાય હશે એમ વિચારીને મનમાં ડર પામ્યો ત્યાર પછે આગળ ચાલ્યા એટલે કાળીદાસ હતો તે તેથી પહેલો પોતાને ઘેર જઇને સ્રીનાં લુગડાં પહેરીને પુંજો વાળવા મંડયો ત્યારે તે પંડિતની પાલખી એના ઘર પાસે આવી એટલે તે કાળીદાસે પુંજો વાળીને સાવરણી ઉપર ચઢાવીને તે પંડિતના ઉપર નાખ્યો ત્યારે તે પંડિતે આમ જોયું ત્યાં તો સ્રીને દીઠી. તેને જોઈતે પંડિત બોલ્યો કે-રૂપ, અવસ્થા વગેરે તો સારાં છે. પણ હાથમાં કંકણ નથી ત્યારે તે દાસી બનેલો કાળીદાસ બોલ્યો કે-

**हस्तस्य भूषणं दानम्, कंकणस्य किं प्रयोजनं**

અર્થ કે—હાથનું ભુષણ દાન છે. હવે કંકણનું શું પ્રયોજન છે એમ કહ્યું એટલે તે પંડિત બહુ આશ્ચર્ય પામ્યો. ને પુછયું કે—આ કોનું ઘર છે. ને સ્રી કોણ છે ત્યારે કાળીદાસ બોલ્યા કે—આ કાળીદાસનું ઘર છે ને હું કાળીદાસની દાસી છું એમ કહ્યું એટલે તે પંડિત બીન્યો. કે આ કાળીદાસની દાસી પણ મહા પંડિત છે. હવે જો સભા થશે તો આપણી શી વલે

થશે. એમ બીહવા લાગ્યો. ત્યારપછે આગળ ચાલ્યા એટલે કાળીદાસ પોતાના બે ચાર ભાઇબંધોને બોલાવીને સ્ત્રીઓનાં લુગડાં પહેરાવ્યાં ને પોતે પણ પહેર્યાં ને એક એક બેડું લઇને સરખી સાહેલીઓ થઇને પાણી ભરવા જતી હોય એવો ઠાઠ બનાવીને એક જગોએ એક ગુન્હેગારને શુળીએ ચઢાવેલો હતો. ત્યાં આવીને ઉભી રહી એટલે પેલા પંડિતની સ્વારી આવી. તે પંડિતે શુળીએ ચઢાવેલા માણસને જોવા સારૂ પોતાની ડોળી અટકાવી. તેવામાં કાળીદાસ બોલ્યો કે અલી બેન, આ પુરૂષ મોટી દાઢીવાળો હતો તે રાજાએ માથું કાપી નંખાવ્યું છે. ને બોખું શુળીમાં પરોવ્યું છે. ત્યારે બીજી કહે કે—હા બેન, ખરીવાત એની છાતી ગોરી છે તેનું કારણ એજ કે મોટી દાઢી હોવાને લીધે છાતી ઉપર છાયો રહેતો હતો તેથી એની છાતી ગોરી છે ત્યારે ત્રીજી બોલી કે એ તો ખરૂં પણ એ તો ખાનદાની પુરૂષ હતો. ને પાન સોપારીનો ખાનાર હતો તે તમે જાણ્યું? ત્યારે ચોથી બોલી કે હા, બેન, સાચી વાત. એની આંગળી ચુનામાં બોળી બોળીને કાળી પડી ગઇ છે. તેથી એમ માલમ પડે છે કે પાન સોપારીનો ખાનારો ખરો આ રીતે પેલી ચાર સખીઓનો સંસ્કૃતમાં સંવાદ સાંભળ્યો. એટલે પેલો પંડિત ભડકયો ને પુછયું કે આ કોણ છે ? ત્યારે બીજા માણસે કહયું કે એ તો મોટા શાહુકાર લોકોની પાણીઆરીઓ છે. એટલે તે પંડિત જાણે કે આતો આખું શહેર વિદ્વાન જણાય છે. માટે નકકી મારી લાજ જવાની એમ ધારીને પોતાની પાલખીને એકદમ પોતાને ઉતારે પાછી લઈ જવરાવી. ને પાલખીમાંથી ઉતરીને તુરત ઉતારામાં પેસી ગયો. ને એકાંતમાં બેશીને પોતાના સેવક લોકો સાથે એકાંત કરીને રાત્રે ભાગી ગયો ને સવારે જોયું ત્યાં તો પંડિત ન મળે. એટલે રાજાને ખબર પડી કે પંડિતને કાળીદાસે નસાડી મુકયો. તે હવે દેશ પરદેશમાં જ્યાં જ્યાં ફરશે ત્યાં ત્યાં આરો ડર એને રહેશે. કે પૃથ્વી ઉપર એક

ભોજરાજા પણ છે આવો પ્રતાપ મારો વિખ્યાત કર્યો તે કાળીદાસે માટે કાળીદાસ ખરો વિદ્વાન એમ ધારીને તેને શીરપાવ આપ્યો.

### તાત્પર્ય

આવી રીતે કાળીદાસના જેવો બુદ્ધિવાન પણ હોય તે કળે કળે બીજાનું પરાભવ કરે. આ ઉપરથી એમ જાણવું કે—ભગવાનને ભજે ને તેજ ધીમે ધીમે કામ ક્રોધાદિક જે સામા શત્રુ તેને બુદ્ધિએ કરીને કળે કળે જીતીને પરાભવ કરે ને સર્વે ઇંદ્રિયોને દાબીને વરતે એવો હોય તેજ વિદ્વાન કહેવાય.

---

## વારતા ૧૮ મી

### ભોજ રાજા વિષે બીજી વાત.

એક વખત ભોજરાજાને ત્યાં ચાર પંડિતો આવ્યા તેને એક મહાદેવના દેવળ પાસે ઉતારો આપ્યો હતો પછે પેલા ચાર પંડિતોએ ભોજરાજાને કહેવરાવ્યું કે—હમો ચાર પંડિતો શી નાતના છીએ તેની પરીક્ષા તમારા પંડિત કાળીદાસ પાસે કરાવો. ત્યારે ભોજરાજાએ કાળીદાસને હુકમ કર્યો કે—આ પંડિતોની તમે પરિક્ષા કરો ત્યાર પછી તેની પરીક્ષા કરવાને માટે કાળીદાસ પંડીત નીત પુષ્પ ચંદન ને બીલી પત્ર લઈને મહાદેવની પુજા કરવા નીમીતે મહાદેવમાં જઇને બેચાર ઘડી બેશીને નીત્યે ચીકી ત્સા જુએ પણ તે પંડીતો પોતાને મોઢેથી વહેવારીક શબ્દો પણ ન બોલે એમ કરતાં કરતાં એક દીવસ સવારમાં વહેલા ઉઠીને તે પંડીતો વારા ફરતી એક બીજા કેડે બોલવા મંડયા તેને કાળીદાસ પંડીત શીવાલયમાં રહીને સાંભળે છે એમાં પહેલો પંડીત એમ બોલ્યો જે. શ્લોક.

**अभुत् प्राची पींगा रस पतीरिव प्राप्य कनकं**
**गतःच्छायो चंद्र बुधजन इव ग्राम्य सदसि**

क्षणात् क्षीणा तारा नृपतयो नो द्यमपरा
न शोभंते दीपा द्रवीण रहीनामीव गुणाः

અર્થ:— ૧ લો પંડીત એમ બોલ્યો કે–હા સવાર થયાને લીધે પુર્વ દીશા તે જે પીળી દેખાય છે તે કેવી પીળી તો જેમ સોનામાં પાશ ભેળવ્યો હોય ને તે સોનું જેવું દેખાય તેવી પુર્વ દિશા દેખાય છે એમ પહેલો પંડીત બોલ્યો તે તેની બોલી ઉપરથી કાળીદાસે ઓળખી લીધો પછે બીજો બોલ્યો કે–હા ભાઇ સાચી વાત આ ચંદ્રમાની કાન્તી પણ ઝાંખી થઈ ગઇ છે કેની પેઠે તો કોઇક મોટો પંડીત મુર્ખ લોકોની સભામાં બેસીને નથી શોભતો તેમજ આ ચંદ્રમા શોભતો નથી ત્યાર પછે ત્રીજો પંડીત બોલ્યો કે—આ તારામંડળ તે પણ ક્ષીણ થઇ ગયા છે અર્થાત તેજ વિનાના દેખાય છે તે નથી શોભતા કેની પેઠે તો જેમ રાજા જે તે આમથી આમ ને આમથી આમ લશ્કર લઇ જવું ને લાવવું ને કોઇક દેશ પોતાને કબજે કરવાને માટે ઉદ્યમ નથી કરતો ને તે રાજા જેમ નથી શોભતો તેમ ત્યારે ચોથો હતો તે બોલ્યો કે—તમે કહો છો તે વાત તેમજ છે કારણ કે ધન વીનાનો ગૃહસ્થ જેમ નથી શોભતો તેમ આ દીવો પણ નથી શોભતો. આમ ચારે પંડીત બોલ્યા તે ઉપરથી કાળીદાસે પરીક્ષા કરી લીધી પછે ત્યાંથી કાળીદાસ પોતાને ઘેર ચાલ્યો ગયો તેને ચેલા ચાર પંડીતો જાણતા નથી કે અહી કાળીદાસ પંડીત આવેલ છે ત્યાર પછી સભા કરવાની મુહત હશે તે દીવસ રાજાએ મોટી તારીફથી સભા રચી તેમાં જેને જેમ યોગ્ય ઘટતી જગ્યોએ બેસવાનાં બીછાનાં નંખાવી દીધાં પછે રાજા કચેરીમાં બેઠો ને બીજા તેના ઉમરાવો પણ જ્યાં જેમ ઘટે તેમ બેઠા અને પંડીત લોકો પણ જ્યાં જેમ ઘટે તેમ બેઠા તેમાં ચેલા ચાર પંડીતો પણ જ્યાં જેમ ઘટે ત્યાં તેમ બેઠા ને બીજા તફારીક લોકો પણ જ્યાં જેમ ઘટે ત્યાં તેમ બેઠા ત્યાર પછે કાળીદાસ બોલ્યા કે—આ પરભાત વર્ણનનો શ્લોક તેનું

પેલુ પાદ બોલ્યા તે પંડીત સોની છે કારણ કે એણે સોનામાં પારો ભળવાનું વર્ણન કર્યું તે એ વાત સોની વીના બીજો કોઇ જાણી શકતો નથી અને બીજો પંડીત બોલ્યો તેણે મુરખમાં પંડીત નથી શોભતો તેમ ચંદ્રમા નથી શોભતો એમ કહ્યું એ પંડીત બ્રાહ્મણ છે ને ત્રીજુ પાદ વર્ણન કરનાર ક્ષત્રીય છે કારણ કે તેણે રાજાનું વર્ણન કર્યું તેથી માલુમ પડે છે તે ચોથો પંડીત વાણીઓ છે કારણ કે એણે ધન હીન પુરૂષનું દ્રષ્ટાંત દિવાને દીધુ એમ તે કાળીદાસ પંડીતે ચાર પંડીતોની પરીક્ષા કરી દીધી એટલે રાજા રાજી થયો ને કાળીદાસ પંડીતને સરપાવ આપ્યો ને બીજા પંડીતોને પણ દક્ષણા આપી. પછે કચેરી બરખાસ્ત કરીને પંડીતોને પણ વીદાય કર્યા.

### તાત્પર્ય

માણસે બુદ્ધિએ કરીને માણસની પરીક્ષા કરીને સંગતી કરવી ને પરીક્ષા કર્યા વીના વિશ્વાસ કરે તો તેને મોટી હાની થાય છે તે જગતમાં પ્રસિધ્ધ રીતે દેખાય છે તે જાણવું.

---

## વારતા ૧૯ મી

## એક શુરવીરની વાત.

એક ગામમાં બહુ શુરવીરો રહેતા હતા તેથી તે ગામમાં ધાડ લુંટ વીગેરે કંઇપણ ન થતું તેમ ને તેમ કેટલાક દીવસો વીતી ગયા ને કાળે કરીને મોટા મોટા શુરવીરો મૃત્યુને પામી ગયા ત્યાર પછી કોઇક સમે ધાડ પાડનાર ચોર લોકો આવ્યા તેણે તે ગામના લોકોને કહેવરાવ્યુ કે—અમને દશ હજાર રૂપીઆ નજરાણું ભરો નહી તો તમારૂ ગામ અમે લુંટીશું એમ ચારણ પાસે કહેવરાવ્યું તે ચારણે તે ગામમાં આવીને બધા લોકોને ભેગા કરીને કહ્યું કે—આ નજરાણું નહી ભરશો તો તમારૂ ગામ લુટાશે માટે સમજી વિચારીને એ માગે છે તેટલા

રૂપીઆ આપો એમ કહ્યું એટલે બધા લોકોએ પૈસા ઉઘરાવીને ભેગા કરવાનો આરંભ કર્યો તેવાકમાં તે ગામમાં એક જુનો વૃદ્ધ થએલો હતો તે કોઇક ગામ ગયો હતો તે ત્યાં આવી ચડયો તેને ખબર થઇ કે ગામ લુંટવા ચોર આવ્યા છે તેને નજરાણો ભરવાનો ઉદ્યમ ચાલે છે એ વાત જાણીને તુરત પોતાને ઘેરથી જ્યાં ભેગા થએલા માણુસો હતા ત્યાં ચોરામાં તે શુરવીર ગયો ને પુછયું કે—લુંટનાર ચોરની ખબર કોણુ લાવ્યું છે એમ પુછયું એટલે ત્યાં માણુસો બેઠા હતા તેણે પેલા ચારણુને બતાડયો એટલે પેલે શુરવીરે રીસ કરીને કુદીને ગાલમાં એક તમાચો માર્યો ને બોલ્યો કે લે રૂપીઆ એમ કહીને બીજી તમાચ મારવા જાય છે ત્યાંતો પેલો ચારણુ નાઠો તેણે જઇને લુંટારાઓને કહ્યું કે—એ ગામમાં એક શુરવીર છે તે જ્યાં સુધી એ ગામમાં રહેશે ત્યાં સુધી કોઈનાથી એ ગામ લુંટાશે નહિ માટે અહીથી નાશી જાઓ નહી તો હમણાં એ અહી આવશે એમ વાત ચીત કરે છે અને ગામમાં પેલો શુર-વીર પોતાને ઘેર જઈ અચ્છી તરેહ ખાઇ કરીને કેડ બાંધીને ઘોડેસ્વાર થયો ને હાથમાં ધનુષ્ય બાણુ ત્થા ભાલો તલવાર વીગેરે હથીયારો લીધાં ને ચાલ્યો એટલે તેની સ્ત્રી કહે કે—તમે સંગ્રામમાં લડવા જાઓ છો ત્યારે મારે પણુ અહી જીવતા રહ્યામાં શો લાભ છે માટે હું પણુ આવીશ એમ કહીને તેણે પણુ પોતાનો સાલ્લો કેડે બાંધ્યો ને માથુ ઉઘાડું મુકીને ખભે સાંબેલું મુકીને તે પણુ પોતાના પતીની કેડે ચાલી. તેને જોઇને ચોરે લોકો બેઠા હતા તે એમ બોલવા મંડયા કે-તમે બાઇ માણુસ થઇને માથુ ઉઘાડું મુકીને ચાલો છો ને કોઇની લાજ શરમ કેમ રાખતાં નથી ત્યારે તે બાઇ કહે કે—પુરૂષ હોય તેની લાજ શરમ રખાય પણુ જે પુરૂષ ન હોય તેની શી લાજ શરમ કારણુ કે આટલા બધા ગામમાં લોકો છે તેમણે પોતાના બાપ દાદાનાં નામ ખોયાં ને જીંદગાનીમાં પણુ લુંટારાઓને નજરાણું

આપેલું નહિ તેને નજરાણુ આપવા તૈયાર થયા માટે આ લોકો પુરૂષજ ક્યાં છે જો પુરૂષ હોત તો હું તેની લાજ કાઢત એમ કહ્યું એટલે પેલા લોકોને ટુક ચડીને વળ ચડયો કે આપણને આ સ્ત્રીએ સ્ત્રી બનાવ્યા માટે એ સ્ત્રી કહે છે તે વાત ખરી છે માટે આપણને ધિકકાર છે જે એ લુંટારાને રૂપિઆ આપવાનું કબુલ કર્યું એમ બધા હતા તેણે પોતા પ્રત્યે ધીકકાર કરીને ટુક ચડાવીને ઢોલ રણુસીંગા વગડાવીને આખુ ગામ શુરવીર થઇને પેલા લુટારાઓને મારવા પોતપોતાનાં હથીયારો લઈ લઇને દોડમ દોડા કરવા મંડયાં તેને જોઇને પેલા ધાડવાળા લુંટારા હતા. તે જીવ લઇને નાશી ગયા પછે પેલા ગામના લોકો તથા પેલો એક શુરવીર તે સૌ મળીને પોતપોતાને ઘેર આવ્યા.

તાત્પર્ય

આ ઉપર કહેલા શુરવીરની પેઠે ભગવાનના ભકતને પણ શુરવીરપણુ રાખીને દેહ ઈંદ્રીઓ અંતઃકરણ વીગેરે તથા કામ, ક્રોધ, લોભ વીગેરે તથા પંચ વિષય એ સર્વે લુંટારા છે ને આ જીવના સમોવડીઆ શત્રુ છે તેના ઉપર જો કોઇ ખરો શુરવીર થઇને તેને દંડ દેવા સામો થાય તેને જોઇને બીજા ભગવાનના ભકત થોડા ત્યાગ વઇરાગવાળા હોય તેને પણ તેને જોઈને વધારે ધર્મ પાળવામાં આનંદ થાય ને પેલા શુરવીરો પેઠે દેહ ઈંદ્રીઓ અંતઃકરણને દમવામાં શ્રદ્ધા વધી પામે માટે એક ખરો શુરવીર થાયતો તે જોગે ઘણાક જીવને સમાસ થાય તેટલા વાસ્તે ભગવાનના ભકતને જરૂર મન સાથે વેર બાંધવું તેમાં લાભ છે તે વાત વચનામ્રતમાં લખી છે.



## વારતા ૨૦ મી

## એક શુરવીરની બીજી વાત.

એક શુરવીર રાજાનો પગાર ખાઇને અફીણી હસે તે ડોલાં માર્યા કરે તેની પાડોસે મોટો જબર જમ જેવો જાડો ખાંચી

રહેતો હતો તે નીત્ય પેલા શુરવીરને મેણું દેતો હતો પછે કોઈક સમયે બુમ થઈ તે વખતે પેલા શુરવીરને સુરાતન ચડ્યુ તે વખતે પેલો શુરવીર કેડ બાંધી ઢાલ તરવાર લઈને ચાલ્યો તેવામાં પેલો ઘાંચી સાંભરી આવ્યો તેથી તે ઘાણી ઉપર બેઠો હતો ત્યાં જઈને તેના પાસે કોશ હતી તે ગળામાં હાંસડીની પેઠે વાંકી વાળીને ગળામાં ભરાવી દીધી પછે ચાલ્યો ગયો તે શુરવીર લડાઈમાં સામા શત્રુને હઠાવીને પાછો જીત કરીને આવ્યો પછે પેલો ઘાંચી સલામો કરવા મંડયો ને તે શુરવીરને કહ્યું કે આ મારા ગળામાંથી કોશ કાઢી નાખો ત્યારે તે સુરવીર કહે કે કોઈ વખત આવો જોગ આવે તો તુ મારીસામો આવજે ત્યારે હું કાઢીશ ને હમણા વખત ગયો હવે નહી નીકળે એમ કહ્યું એટલે તે ઘાંચી ત્યાંથી ઘેર ગયો પછે કોઈક સમે તેવો વખત આવ્યો એટલે તે ઘાંચી સુરવીરના સામો આવ્યો એટલે તે સુરવીરે તેના ગળામાંથી કોશ કાઢીનાખી ને પછે સામા શત્રુઓને જીતી ને પેલો સુરવીર પોતાને ઘેર આવ્યો.

કોઈ માણસ દેહે કરીને નાજુક હોય તેને બળહીન માનવો નહી ને કોઈક તો દેહે કરીને બહુ જબરો હોય તેને પણ બહુ સુરવીર માનવો નહી કારણ કે કોઈકતો બુધીએ કરીને બળીઓ હોય છે ને કોઈકના જીવમાં બળ હોય છે માટે બુધીએ કરીને બળીઓ હોય તેના આગળ દેહના બળ વાળાનું કંઈ પણ ચાલતુ નથી અને વળી ભગવાનના ભકત હોય તેમાં પણ કોઈક વહેવારે દુબળ હોય પણ ભકતપણામાં સુરવીર હોય તેને જોઈને તેની અસુયા તથા સ્પર્ધા કરવી નહી કારણ કે એ ભક્તના હૃદયમાં ભગવાન રહેલા હોય તેથી તેના અપરાધ કરનારાનું સારૂ ન થાય તે વાત વિચારવી.

## વારતા ૨૧ મી

### હંસ અને બગલાની પરીક્ષા

એક રાજા હંસને પાળતો હતો તે રાજા મરી ગયા પછી તેનો છોકરો ગાદીએ બેઠો તેણે એમ ધાર્યું કે—મારો બાપ હંસને પાળતો હતો માટે મારે પણ હંસ પાળવો એમ પોતાના કારભારી જોડે વાત કરે છે તેવાકમાં કાગડો બેઠેલો હતો તે બોલી ઉઠયો કે—હું હંસને ઓળખું છું ને તમે કહો તેટલા હંસ લાવી આપું ત્યારે રાજા કહે કે—જેટલા હોય એટલા બધા લાવ એટલે કાગડો કહે કે—તે હંસને એકાંત જગ્યો રહેવાને વાસ્તે જોઇશે તેની તજવીજ રાખજો ને હું હંસ લાવું છું એમ કહીને કાગડો ગયો તે બગલાં ગરધલો તથા મોટા મોટા કોથળીઓવાળા બગલા એ સર્વે હિંસક જાનવરો લાવીને રાજાને કહ્યું કે—હંસો આવ્યા છે તેને ઉનારો અપાવો એટલે રાજાએ કહ્યું કે—આપણા ઉત્તમ અમુક બાગમાં એ હંસોને રાખો પછે કાગડો તે બાગમાં પેલા પક્ષીઓને લઇ ગયો ને કહ્યું કે—આ ઝાડો ઉપર તમારે રહેવું ને બીજાં તલાવો વીગેરે દેખાડી દીધાં ને કહ્યું કે- રાત્રે તલાવમાં જઇને પોતાનું ભક્ષણ કરીને રાજા ન જાણે તેમ સવારે વહેલું પોતાની જગ્યોએ હાજરરહેવું એમ કહીને પેલો કાગડો રાજા પાસે આવ્યો ને કહ્યું કે—કોઇ બંદુક તોપ વીગેરેનો અવાજ પણ એણી તરફ ન કરવા દેવો કારણ કે એ લોકો તો નીરતંર ધ્યાન ધરનારા તે અવાજ કરવાથી એમના ધ્યાનમાં વિક્ષેપ આવે અને વળી ઢોર કુતરાં ગધેડાં વીગેરે કોઇ પશુ મરી જાય તેને દુર છેટે એક જગ્યો ઉપર નંખાવવું. પણ ચોતરફ જ્યાં ત્યાં ન નાખવા દેવું કારણ કે—એની દુર્ગંધી હંસને આવે તે સારૂ છેટે નંખાવવું એમ કહીને કાગડો પાછો પેલા જાનવરો પાસે જઈને કહ્યું કે—ઢોર વીગેરે મરેલાં પશુને એક જગ્યોએ નંખાવાનો ઠરાવ કર્યો છે તેથી સારી ગમત આવશે એમ તે લોકોને શીખવ્યું પછે રાજાએ તો

પેલાં જાનવરોને હંસ જાણીને પુજવા માંડ્યા તે નીત્ય ફુલના હાર વીગેરે તથા સારાં સારાં ફળ ફુલ મીઠાઈ મેવા જમાડે ને ચંદન પુષ્પે કરીને પુંજા કરે એમ કેટલાક દીવસ વીતી ગયા ત્યાર પછી કોઈક વખતે માનસરોવરના ખરા હંસ બે આવી ચડ્યા તે પેલા બાગમાં એક ઝાડ ઉપર બેઠા હતા તેને જોઇને કાગડો ઈર્ષા કરવા લાગ્યો ને જાણ્યું કે આ ખરા હંસ છે તેનાથી આપણું પોગળ જણાઇ આવશે ને રાજા સરવે જાનવરોએ સહીત મને બંદુકની ગોળીએ કરીને મારશે એમ ધારીને તે કાગડો રાજા પાસે ફરીયાદે ગયો ને કહ્યું કે—આપણા બાગમાં કોઈએક નઠારા પક્ષી આવ્યા છે તેણે બધા હંસ લોકોનો ચોકો અભડાવ્યો ને બધો બાગ અસુધ કરી નાખ્યો એમ કહ્યું એટલે રાજાએ તુરત હુકમ કર્યો કે-એને ગોળીએ મારો પછે બે મકરાણીને હૂકમ કર્યો એટલે તે બંદુક લઇને મારવા ગયા તેણે જઈને જોયું ત્યાં તો તે પક્ષી તેને સારાં લાગ્યાં તેથી તે નોકરો આવીને રાજાને કહેવા લાગ્યા કે સાહેબ તે જાનવરો તમારે જોયા જેવાં છે એટલે કાગડો કળકળી ઉઠયો કે સાહેબ એની વાત માનશો નહી ને તે તો મહા કપટી જાનવરો છે ને તમને ભુરકી નાખશે એમ કહ્યું તોપણ તે રાજાએ તે કાગડાનું ન માન્યું ને આવીને પેલા હંસને જોયા ત્યાં તો તે રાજા જોઇને ખુશ થઇ ગયો ને બે હંસને પુછ્યું કે—તમે કોણ છો ત્યારે તે હંસ બોલ્યા કે—અમે માનસરોવરના હંસ છીએ ત્યારે તે રાજા કહે કે આ મેં રાખ્યા છે તે કોણ છે ત્યારે તે હંસ કહે કે તેનું મને શું પુછો છો પરીક્ષા કરશો તેથી માલુમ પડશે ત્યારે રાજા કહે કે—કેમ પરીક્ષા કરવી ત્યારે હંસ કહે કે—જે હંસ હોય તે મોતીનો ચારો ચરે ને દુધ ને પાણી બે નોંખુ કરી આપે ને દુધ હોય તેને ખાઇ જાય ને પાણી પડ્યું રહે તે ઉપર એક શ્લોક છે.

---

हंसः स्वेतो बकः स्वेत को भेदो हंस बकयोः
क्षीरनीर विभागेच हंसोहंसः बकोबकः ॥१॥

અર્થ—હંસને બગ બે દીઠામાં તો ધોળા હોય છે પણ હંસમાં ને બગલામાં એટલો ફેર જે કે ખીર જે દુધ ને પાણી તેનો વિભાગ જે નોખુ કરવું તે કરે તેને હંસ જાણવો ને તે વીનાના બીજા બગલા જાણવા પછે પેલા રાજાએ પોતાના માણસ પાસે દુધ મંગાવ્યુ ને મોતી મંગાવીને એક વાસણમાં મુકાવ્યાં પછે દૂધમાં પાણી નંખાવ્યું ને પછે પેલા કાગડાને બોલાવીને કહ્યું કે તમો હંસ લાવ્યા હતા તેની મારે પરીક્ષા કરવી છે માટે તે બધાઓને મારી પાસે લાવ એમ હુકમ કર્યો એટલે પેલો કાગડો ઉદાસ થઈને પેલા જાનવરો પાસે ગયો ને કહ્યું કે આજ સુધી મરેલાં ઢોર વીગેરે તથા તલાવમાં જઈને પોતાની જાતીનું જે ભક્ષણ તે કરીને આપણે આનંદ કરતા હતા પણ હવે વસમીવેળા આવી છે માટે સૌને રાજા બોલાવે છે ને કહે છે કે મારે પરીક્ષા કરવી છે તે તમે પરીક્ષાપર ખડા થઈને હોંશિયાર રહેજો એમ કહીને કાગડો સરવે જાનવરોને રાજાપાસે લાવ્યો પછે હંસને કહ્યું કે આ બે કુંડામાં પાણી નાખ્યું છે તેમાંથી દુધ પી જાઓ એટલે તે હંસોએ દુધના કુંડામાં ચાંચ બોળી એટલે તે દુધનું દહી થઈ ગયું તેથી તેણે દહીંદહી વેણી ખાધું ને પાણી પડયું રહ્યું પછે બે વાસણમાં મોતી હતાં તે ખઈ ગયા ને એક કોરે જઈને તે બે હંસ બેઠા પછે કાગને આજ્ઞા કરી કે તું લાવેલો જે હંસ તેની પાસે આ દુધ ને પાણી નોંખુ કરાવ પછે તે કાગડે બગલાઓને આજ્ઞા કરી એટલે તે બગલાઓએ દુધના કુંડામાં ચાંચ બોળીને માછલાં ખોળે તેમ ડોળવા મંડયા ને મોતી ખવરાવવા માંડયાં તે ચાંચમાં લઈને નાખી દેવા માંડયાં એટલે રાજાએ જાણ્યું કે હંસ તો આ બેજ છે ને આ તો બધા કપટી છે ને બગલા છે એમ જાણીને પછે

જે ગોળીમાં બનાવી છે તે હંસે બગલાઓને મારી નંખાવ્યા. ને પેલા હંસને પોતાને ઘેર લઇ જઇને સોનાના પાંજરામાં રાખીને તેમે ગીત પુંજવા લાગ્યો.

## તાત્પર્ય.

આ સંસારમાં હંસ જેવા પરમ એકાંતીક ભગવાનના ભક્ત હોય તે તો મુમુક્ષુ જીવને એવો ઉપદેશ કરે છે કે સત ને અસત એ મારગ નોખા નોખા કહીને અસત મારગને પડયો મુકાવીને સત મારગે ચડાવે છે ને જે બગ ભગત હોય તે તો જે તે રીતે કરીને પોતાની મતલબ ઉપર ચાલે ને પારકાં ધન ને પારકી સ્ત્રીઓનેજ તાકતા ફરે ને અવળા ઉપદેશ કરે તેને ઓળખીને ડાહ્યો માણસ હોય તે તેથી છેટો રહે પણ તેના પેચમાં ન આવે ને આ જગતમાં દઇવી ને આસુરી એ જાતના જીવો અનાદી કાળના છે તે દઇવી હોય તે સારે મારગે ચાલે ને આસુરી જીવ હોય તે અવળે મારગે ચાલે તેને મુમુક્ષુ હોય તે જાણે એમ જાણવું.

---

## વારતા ૨૨ મી

## હીરાની વાત

એક નગરમાં બે ભાઇઓ ઝવેરી હતા તે નાના પ્રકારનાં રત્નો લાવીને આપલેનો વેપાર કરતા હતા. તેમાં એક હીરો ખોટો નીકળેલો તેથી તેણે પોતાના ઘરમાં સોલીકના ગલ્લામાં નાખી મુકયો હતો હવે તે નાંખનાર મૃત્યુ પામ્યો ત્યાર પછી તેનો છોકરો તેના કાકા જોડે વેપાર કરવા શીખ્યો પછે પેલે ભત્રીજે તે રત્ન લાવીને કાકાને બતાવ્યું એટલે કાકે વિચાર કર્યો કે—આ હીરો ખોટો છે પણ એના બાપનો મુકેલો છે ને આ છોકરાને પરીક્ષાની ગમ નથી તેથી હું ખોટો કહીશ તો એના મનમાં વાકું લાગશે ને એ એમ જાણશે કે—મારો કાકો

મારી પાસેથી ઠગી લેવા માટે મને ખોટું ખોટું કહે છે એમ તે ધારશે વાસ્તે હમણાં એને મનાય તેમ કહું એમ કહીને તે છોકરાને કહ્યું કે—એ હીરો હમણાં રહેવા દે ને જ્યારે કામ પડશે ત્યારે કાઢીશું એમ કહ્યું એટલે તે છોકરો પોતાને ઘેર લઈ ગયો ને તે હીરો ઠેકાણે મુકયો પછે કેટલાક દીવસ વીત્યા કેડે તે વેપારમાં પ્રવીણ થયો હતો તેથી તેને ખરી પરીક્ષા આવડી હતી તેણે કોઇક વખત તે હીરાને જોયો એટલે પોતાને ખોટો માલુમ પડયો ત્યારે તે હીરો લઇ જઈને પોતાના કાકાને બતાવ્યો ત્યારે તેણે કહ્યું કે—હું તને તે વખતે ખોટો કહત તો તારા મનમાં અવળું લાગત માટે ન કહ્યું આ હીરો ખોટોજ છે માટે એનું જેવું મુલ ઉપજે અને ઘરાક થાય તો આપી દેવો ત્યાર પછે તે ભત્રીજે તેમજ કર્યું.

## તાત્પર્ય.

મનુષ્યને જ્યાં લગી ખરા ખોટાની પરીક્ષા ન હોય તેની સાથે તેને સારૂ લાગે તેજ રીતે વ્યવહાર ચલાવવો એમ કરતાં એને ખરૂં ખોટું માલમ પડશે ત્યારે એ ખોટાને પડયું મુકીને ખરાનું ગ્રહણ કરશે માટે સાધુ પુરૂષને પણ મુમુક્ષુને ઉપદેશ કરવો હોય તો તેને ભાવતાં વચનો કહીને મારગે ચઢાવવો પછે એ એની મેળેજ સતશાસ્ત્રોને સારાં વચનો સાંભળીને ધીરે ધીરે વ્યસન માત્રનો ત્યાગ કરશે પણ એકદમ ઉપદેશે કરીને તત્કાળ વ્યસનો મૂકાતાં નથી.

---

## વારતા ૨૩ મી.

## બે ચોરની વાત.

બે ચોર કાકો ભત્રીજો હતા તેમાં ભત્રીજો કાચો હતો અને કાકો પાકો ચોર હતો તે કાકો બમણો ભાગ લે ને ભત્રીજાને એક ભાગ મળે ત્યારે ભત્રીજો કહે કે—હું માલ ચોરવા પહેલો

પેસું છું, હું કોચવા વધારે ઉતાવળ કરૂં છું, ભાર ઉપાડીને આગળ હું નાસું છું ને મને કેમ થોડો ભાગ આપો છો ત્યારે કાકો કહે કે—તું કાચો ચોર છું તેથી તને થોડો ભાગ મળે. ત્યારે તે કહે કે—કેવો હોય તે પાકો કહેવાય. ત્યારે તે કહે કે કોઇક વખતે બતાવીશ એમ કહ્યું ત્યાર પછે કોઇક દીવસ બે જણા ચોરી કરવા ગયા, તે એક ગામમાંથી રાત્રે કોઇનો બળદ છોડી લાવ્યા. ને મારગમાં એક ગામ આવ્યું, ત્યાં આવતાં મળસકું થયું. તેવામાં ગામમાં થઇને જવાનો મારગ હતો. તે ગામની ભાગોળે આવ્યા પછે પેલે પાકે ચોરે કહ્યું કે—હું લોટે જઇ આવું. તું આગળ ચાલતો થા. એમ કહીને તે પાકો ચોર લોટે જવા ગયો. ને પેલો ભત્રીજો બળદ લઇને ગામમાં પેઠો તે ચાલતાં ચાલતાં ચોરો આવ્યો ને ત્યાં રાવણીઆ સૂતેલા હતા ને પુરૂં સવાર નહોતું થયું તેથી પેલે ચોકીવાળે રાવણીએ પૂછયું કે—કોણ છું ત્યારે તે કહે કે—કોઈ નહી ત્યારે તે કહે આટલી અંધારી રાતે કોણ છું ને કોનો બળદ છે એમ ધમકી દીધી. એટલે પેલાને બોલતાં વાર લાગી એટલે બેચાર રાવણીઆ સૂતા હતા તે જાગી ઉઠયા ને વધારે પડપૂછ કરવા લાગ્યા એટલે પેલાથી ખરેખરો જવાબ દેવાયો નહી તેથી પેલા લોકો કહે કે—ચોર છે ચોર છે એમ કહ્યું ને પકડી લીધો. ને ચોરામાં બેસાડી દીધો એટલે પાછળ રહેલો જે પાકો ચોર તે આવી પહોંચ્યો તેણે વાત જાણી કે આને પકડયો ખરો પછે તેણે હીમત લાવીને કહ્યું કે—અલ્યા મોડું થાય છે ને કેમ બેસી રહ્યો છું કામ ખોટી થાય છે ને કયારે ઘેર પહોચશું ઉઠ, આળશુ જેવો જયાં ત્યાં બેસી રહે છે લે બળદ ને ચાલ ઝટ દઇને એમ કહ્યું એટલે પેલા રાવણીઆ બોલી ઉઠયા કે એને તો અમે બેસાડયો છે ત્યારે તે પાકો ચોર કહે કે—શા માટે એને બેસાર્યો છે ત્યારે પેલા રાવણીઆ કહે કે—અમે પુછયું તેનો જવાબ એનાથી દેવાયો નહીં તેથી અમે બેસાડયો છે. ત્યારે પાકો ચોર કહે કે

તમે શું પુછયું હતું તે જવાબ ન દેવાયો ત્યારે શાવણીઆ કહે કે—અમે પુછયું કે—કોનો બળદ છે ને ક્યાંથી લાવ્યો એમ પુછયું એટલે એ ગલાં તલ્લાં કરવા લાગ્યો તેથી અમે ચોર જાણ્યો ત્યારે બેસાડયો. ત્યારે પેલો પાકો ચોર કહે કે—જાઓ, જાઓ, મારા ભાઈ તમો કંઇ વિચારના નથી. કેમકે એનાથી જવાબ દેવાય એવું હોય તો જવાબ દે. પણ ન દેવાય એવું હોય તો શી રીતે જવાબ દે. કારણ કે—એની મા નાતરે ગઇ ત્યાંથી બળદ આણ્યો છે હવે એ કહે કે—મારી મા નાતરે ગઇ ત્યાંથી લાવ્યો. ? તમે પણ ધોળે દહાડે ચોર ગણી કાઢો છો તે તમને કોઈ માથાનો નથી કે શું ? એમ કહીને પેલો બળદ છોડીને પેલા મંત્રીજીને ઉઠાડીને ચાલ્યો ગયો ને શાવણીઆ ગુન્હામાં આવેલા જેવા થઇને ઓશીયાળાની પેઠે બેશી રહ્યા પણ ફરીથી બોલાયું નહીં રસ્તામાં છીડનાં કાકે કહ્યું કે—જોયું આના બે ભાગ લઉં છું નહીં તો આજ તને કેદમાં નાંખત. ત્યારે મંત્રીજે હા પાડી ને તે કળા શીખીને તે પણ પાકો ચોર થયો.

## તાત્પર્ય

આવી રીતે જેની બુદ્ધિ હોય છે તે ગુન્હામાંથી પણ છુટી જાય છે પણ બુદ્ધિ વગર કામ થતું નથી અને વગર ગુન્હે ગુન્હેગાર થઇ જાય છે આ ઉપરથી પોતાના જીવના કલ્યાણને અર્થે પણ વિચારવું ને જુક્તિએ કરીને સત્પુરૂષને રાજી કરવા ને પાકા સત્સંગી થવું ને જ્ઞાન એવું શીખવું કે કોઇની છાયામાં દબાવું નહી ને કોઈની આંટીમાં આવવું નહી તે આંટી તે શું કે ભગવાનનો તથા ભગવાનના અવતારનો દ્રોહ ન થવા દેવો એવું જ્ઞાન શીખવું.

## વારતા ૨૪ મી

## એક બાજીગર વાદીની વારતા.

એક બાજીગર વાદી હતો તે આ ગામથી પેલે ગામ જતો હતો ને તેની પાસે એક બકરૂં હતું ને એક માંકડું હતું ને એક સર્પનો કંડીઓ હતો. પછી જતાં રસ્તામાં નદી આવી તેને ઉતરવા માટે માંકડું હતું તે ખભે બેસાડયું ને સર્પનો કંડીઓ માથે મૂકયો ને બકરૂં હેઠું ચાલતું દોર્યું આ રીતે નદીમાં વચ્ચે આવ્યો. એટલામાં વરસાદ આવ્યો તેથી પેલું ખભે બેઠેલું માંકડું હતું તેણે સર્પના કંડીઆનું ઢાંકણું લઇને પોતાને માથે મુકયું એટલે સર્પને વરસાદ લાગ્યો. તેથી સર્પ ઉંચો થઇને ફુંકારા કરવા લાગ્યો તેથી માંકડું બીહીને પાણીમાં કુદી પડયું તેને પેલો બાજીગર ઝાલવા ગયો એટલે સર્પનો કંડીઓ પાણીમાં પડી ગયો. તેને લેવા ગયો એટલે બકરૂં તણાઇ ગયું. આ રીતે ત્રણે જનાવર તણાઇ ગયાં. પછે પેલો વાદી બહાર નીકળ્યો ને શોકાયમાન થઇને ચાલ્યો ગયો.

### તાત્પર્ય.

આ જગતમાં પરમેશ્વરના અવતાર જીવના કલ્યાણ માટે ઘણાક થાય છે ને તેમની ભેગા આ જગતના જીવોને ઉપદેશ કરવા માટે પોતાના ધામમાં રહેનારા અક્ષરમુક્ત તેને પણ લાવે છે. તેના ઉપદેશે કરીને કેટલાક જીવ ભગવાનના ધામમાં જાય છે પણ જે પોતાના સ્વભાવને ધસારે આવવા દેતા નથી તેને તો આગળ દ્રષ્ટાંત દીધું તેવા જાણવા. તેવા જીવો પોતાના સ્વભાવે કરીને યમપુરીમાં જાય છે ત્યાં સતપુરૂષનો શો વાંક.

## વારતા ૨૫ મી

## સંજીવીની વિદ્યા ભણવા ઉપર.

ચાર મિત્ર હતા. તે પરદેશમાં જઈને સંજીવીની વિદ્યા ભણ્યા. પછે પોતાને ઘેર આવતા હતા ત્યાં વગડામાં એક જાનવરનાં હાડકાં પડેલાં જોયાં તેને જોઈને એક જણ કહે કે-આપણી વિદ્યા અજમાવી જુઓ. આ શાનાં હાડકાં હશે. એમ કહીને તેણે મંત્ર ભણીને પાણીની અંજળી છાંટી એટલે તે હાડકાં સંકેલાઈને બધાં ભેગાં થયાં પછે તેજ રીતે બીજે અંજળી મારી એટલે હાડપીંજરનો આકાર બંધાયો. અર્થાત્ મરેલો વાઘ દેખાયો તેને જોઇને ત્રીજો કહે કે—હું પણ અંજળી છાંટું એમ કહ્યું એટલે ચોથો કહે કે—મને ઝાડ ઉપર ચઢવા દો એમ કહીને ચોથો હતો તે ઝાડ ઉપર ચડી ગયો ને પેલા ત્રીજાને કહ્યું કે—તે વાઘ છે માટે તું અંજળી છાંટીશ નહી. એમ કહ્યું તોપણ તેની શીખામણ તેણે માની નહી. ને અંજળી છાંટી એટલે તત્કાળ જીવતો વાઘ થયો ને પેલા ત્રણે જણને મારી નાખ્યા પછે તે વાઘ વનમાં ગયો પછે પેલો ચોથો હતો તેણે હેઠે ઉતરીને પેલા ત્રણ જણને જીવતા કર્યા. પછે તે ચારે જણ ત્યાંથી ચાલ્યા ગયા. તે વાત જગતમાં ચાલી. તેથી તુળશીદાસના જાણવામાં આવી ત્યારે તુળશીદાસે સાખીમાં વર્ણન કરી તે સાખી-

संजीवनी विद्या पढे मति के बडे हीण,
तुलसी एक विवेक विना वनमां मुआ तीन ॥१॥
संजीवनी विद्या पढे, आपमा उपजाव्या काळ,
तुलसी सो नर उगर्यो, जेणे पकडि तरुवर डाळ ॥२॥

**તાત્પર્ય.**

આ પ્રમાણે સંજીવની વિદ્યા ભણ્યા તોપણ વિવેક વગરના હતા તો તે ત્રણે જણ માર્યા ગયા. અને પેલા એક માણસને વિવેક હતો તો તે ઝાડ ઉપર ચડી ગયો અને પોતે ઉગર્યો તેથી પેલા ત્રણેને પાછા સંજીવીની વિદ્યા વડે જીવતા કર્યા માટે દરેક માણસને વિવેકની જરૂર છે.

---

આ પ્રમાણે બુદ્ધિ વિષેની પચીશ વારતાઓ જે તે જાણુવામાં આવેલી તે બુદ્ધિને અનુસારે લખેલી છે તે સમાપ્ત થઇ.

---

**પ્રથમ ભાગ સમાપ્ત**

## અગાઉથી ગ્રાહક થનાર સત્સંગી ભાઇઓનાં નામ.

| નંગ | નામ | ગામ |
|---|---|---|
| (૧) | સ્વામી કૃષ્ણસ્વરૂપદાસજી | વડતાલ |
| (૧) | સ્વામી વિષ્ણુપ્રસાદ સ્વામી નારાયણમુનીચરણદાસજી | „ |
| (૧) | સ્વામી ધર્મસ્વરૂપદાસજી સ્વામી ધર્મપ્રસાદદાસજીના | „ |
| (૧) | ડાકટર સ્વામી હરિકૃષ્ણદાસજી પુ. હરિચરણદાસજીના | „ |
| (૨) | પુરાણી દેવકૃષ્ણદાસજી | „ |
| (૧) | પુરાણી મુરાર ચરણદાસજી | „ |
| (૧) | સાધુ નરનારાયણદાસજી | „ |
| (૧) | પુરાણી નારાયણપ્રસાદદાસજી | „ |
| (૧) | સ્વામી વઇકુંઠચરણદાસજી | „ |
| (૧) | સ્વામી દેવપ્રસાદદાસજી | „ |
| (૧) | પુરાણી કૃષ્ણપ્રસાદદાસજી | „ |
| (૧) | સ્વામી કૃષ્ણજીવનદાસજી | „ |
| (૧) | સ્વામી ભક્તીપ્રીયદાસજી સ્વામી વઇકુંઠાનંદના | „ |
| (૧) | સાધુ કૃષ્ણપ્રીયદાસજી | „ |
| (૧) | સાધુ કૃષ્ણચરણદાસજી | „ |
| (૧) | સ્વામી ભક્તિજીવનદાસજી | „ |
| (૧) | બ્ર. જ્ઞાનાનંદજી | „ |
| (૨) | પુરાણીશ્રી ધર્મસ્વરૂપદાસજી | „ |
| (૧) | પુરાણીશ્રી હરીચરણદાસજી | „ |
| (૧) | સ્વામી બ્ર. માયાતીતાનંદજી | „ |
| (૧) | બ્ર. લક્ષ્મીનાજાનંદજી | „ |
| (૧) | સાધુ બાલમુકુન્દદાસ ગુરૂ હરીદાસજીના | „ |
| (૧) | પુરાણી ચતુર્ભુજદાસજી | „ |
| (૨) | સાધુ કેશવપ્રસાદદાસજી સ્વા. નારાયણપ્રસાદદાસજીના | „ |
| (૧) | બ્ર. શીવાનંદજી | „ |

| | | |
|---|---|---|
| (૫) | પાળા હરીભાઈ લલ્લુભાઈ | ભરૂચ |
| (૧) | ઈનામદાર સતાભાઈ શંકરભાઇ | કંબોલા |
| (૧) | પા. કેસુરભાઇ જેસંગભાઇ | કંડારી |
| (૧) | પા. ગોવિંદભાઇ ત્રીભોવનદાસ | ,, |
| (૧) | પા. સોમાભાઇ મુળજીભાઈ | ,, |
| (૧) | છીતાભાઇ લક્ષ્મીદાસ | ,, |
| (૧) | પા. રામદાસ ભાઈશંકરભાઇ | ,, |
| (૧) | અમીન મગનભાઇ ધર્મદાસ | ,, |
| (૧) | અમીન કાલાભાઈ વરધભાઈ | ,, |
| (૧) | આશાભાઇ ત્રીકમભાઇ | ,, |
| (૧) | પા. છોટાલાલ લલ્લુભાઈ | ,, |
| (૧) | પા. જવેરભાઇ દેસાઇ | ,, |
| (૧) | પા. છીતાભાઈ નારણદાસ | મંથાલીપુરા |
| (૧) | સાધુ ધર્મકીશોરદાસ પુ. ધર્મસ્વરૂપદાસજી | વડતાલ |
| (૧) | પુરાણી રઘુવીર ચરણદાસજી | ,, |
| (૧) | પા. ગોરધનભાઇ તળશીભાઇ | લતીપુરા |
| (૧) | હીરા ભગત કોઠારી જીવાભાઈના | વડતાલ |
| (૨) | ગવઇયા ભક્તીજીવનદાસજી | ,, |
| (૧) | માસ્તર શંકરલાલ રણછોડભાઇ | નડીઆદ |
| (૧) | જાંદા પરસોતમદાસ ઇશ્વરદાસ | મહેમદાવાદ |
| (૧) | પા. ગોરધનભાઇ નાનાભાઈ | નડીઆદ |
| (૧) | શાહ ચંદુલાલ છોટાલાલ ગોળના | ,, |
| (૧) | ફરામરોજ શેરમસજીદમરી | કુસો |
| (૧) | દેસાઈ બ્રધર્સ (ઠાસરાવાળા) | નડીઆદ |

## વાંચકને વિનંતી.

આ પુસ્તકનું કામ ઘણીજ ત્વરાથી પુરૂં કરવું પડયું હોવાથી તેની અંદર ભૂલો રહી જવા પામી હશે તે સુધારીને વાંચવા દરેક સુજ્ઞ વાંચકને વિનંતી છે.

---


# થોડીજ નકલો બાકી છે

શ્રી સ્વામીનારાયણ સંપ્રદાયના ભકતોએ સંગ્રહ કરવા જેવું અમુલ્ય પુસ્તક—

## શ્રીજી મહારાજ પ્રગટની વાતો

જેની અંદર જુદા જુદા ૨૧૨ પરચાની વાતો, કીર્તનો અને માનસી પુજા વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે.

સત્સંગીઓએ આ તક ચુકવા જેવી નથી.

ગ્લેઝ કાગળ સુંદર છપાઇ કીં. રૂ. ૧)

આજેજ મંગાવો

ધી શારદા વિજય પ્રી. પ્રેસ

નડીઆદ.


---

આ ચોપડી ધી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ અમરશીએ છાપી. ડભાણ ભાગોળ—નડીઆદ.